# આપણો દેશ
# હિંદુસ્તાન



મંગળદાસ એન્ડ સન્સ. સુરત

લેખક : સ્વ. દ્વારકાદાસ મો. દોશી

પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર

પ્રાથમિક શાળાઓના ઊંચા ધોરણો માટે

વર્નાક્યુલર ફાઈનલના અભ્યાસક્રમ પ્રમાણે

# સરળ ઇતિહાસ માળા

મણકો ૨ જો

## "આપણો દેશ હિંદુસ્તાન"

( ૨૦ ઉપરાંત નકશા તથા ૧૦૦ ઉપરાંત ચિત્રો સાથે )


પ્રયોજક:—

સ્વ. દ્વારકાદાસ મોતીચંદ દોશી

બી. એ., એસ. ટી. સી. ડી. (ઓનર્સ), ટી. ડી. (લંડન)



પ્રકાશક:—

મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ બુકસેલર્સ

ભાગાતળાવ, સૂરત

કિંમત ચૌદ આના

# પ્રસ્તાવના

મારા સરળ ઇતિહાસમાળાના પહેલા બે મણકા પ્રસિદ્ધ થઈ ચૂકયા છે. તેજ માળાનો આ ત્રીજો મણકો શિક્ષક બંધુઓ સમક્ષ રજુ કરૂં છું. પહેલા બે મણકાઓની પ્રસ્તાવનામાં કેટલીક બાબતોની ચર્ચા કરી છે તે ખાસ લક્ષમાં લેવાની વિનતિ કરૂં તે અસ્થાને નહિ ગણાય.

પહેલાં ઇતિહાસના શિક્ષણમાં લડાઈઓ, વિગ્રહો, સંધિઓ, બળવાઓ, પરાક્રમનાં કાર્યો વગેરેને પ્રાધાન્ય અપાતું. પણ આ બધાના કારણરૂપ મહાપુષો સંબંધી તેમાં બહુ ઉલ્લેખ થતો નહિ. તેથી તે શિક્ષણને અનુકૂળ એવાં પુસ્તકો લખાતાં. કાળે કરીને દરેક વિષયમાં માનુષી તત્ત્વ દાખલ થવાથી એવી માન્યતા થવા લાગી કે ઇતિહાસના શિક્ષણમાં જે બાબતોને પ્રાધાન્ય અપાય છે, તે બાબતોને પ્રાધાન્ય આપવાને બદલે તે બનાવોના કારણભૂત મહાપુરુષોની જિંદગી, તેમની નીતિ, તેમના ગુણદોષ, તેમની દીર્ઘદૃષ્ટિ અગર ખામીઓ, અને તેને અંગે આ બનાવોમાં તેમને મળેલી સફળતા અગર નિષ્ફળતાનો જો અભ્યાસ કરવામાં આવે તો ઇતિહાસનું શિક્ષણ ફળીભૂત થાય, તેથી દુનિયામાં આજ સુધી જે બનાવો બન્યા છે તે શા માટે અમુક સ્વરૂપમાં બન્યા, તે બરાબર સમજાય.

અત્યારે તો એટલું શિક્ષણ તથા અભ્યાસ ક્રમમાં પરિવર્તન થઈ ગયું છે, તથા પરીક્ષાઓમાં એવા પ્રશ્નો આવે છે કે એકાદ દાયકા પહેલાં લખાએલા પુસ્તકો અત્યારના અભ્યાસક્રમ માટે નકામાં જેવાં લાગે છે, જો આપણે મેટ્રિકયુલેશન તથા વર્નાકયુલર ફાઈનલ પરીક્ષાના પરીક્ષકોના રીપોર્ટો વાંચીએ, તો આપણને માલૂમ પડશે કે તેમાં પરીક્ષકોની હમેશાં એક ફરિયાદ હોય છે; "વિદ્યાર્થીઓ સવાલમાં માગેલો જવાબ સમજીને આપવાને બદલે જવાબમાં કેટલીએ નકામી બાબતો ઘુસાડી દઇને પાનાં ભરે છે. તેથી જવાબનો ખરો મુદ્દો માર્યો જાય છે." આનું એક કારણ પાઠય પુસ્તકોમાં વિષયોની ચર્ચાઓમાં ખામી" હોવી જોઇએ. એમ હું માનું છું.

આનાં બીજાં કારણ વિષે મેં મારા આગલા પુસ્તકોમાં સૂચન કર્યું છે. તે અભ્યાસમાં વિદ્યાર્થીના પોતાના સ્વાશ્રયની ખામી' છે. સાધારણ અત્યારના શિક્ષણમાં મને તો બે ખામીઓ જણાય છે :—

(૧) કાં તો વિદ્યાર્થીઓ પુસ્તકમાંથી અમુક બાબતો સમજ્યા વગર ગોખી મારે છે. અગર તો (૨) શિક્ષકો વિદ્યાર્થીઓ અમુક અગત્યના વિષયોનાં ટાંચણ ઉતરાવી દે છે, જે વિદ્યાર્થીઓ સમજ્યા વિના ગોખી મારે છે. તેથી પરીક્ષામાં આવેલા સવાલોમાં શું માગ્યું છે તે સમજ્યા વિના વિદ્યાર્થીઓ આ ગોખી મારેલું ભચરડી મારે છે. આ ખામી દૂર કરવા માટે અને સ્વાશ્રય કેળવવા માટે મેં પ્રાથમિક શાળાઓનાં નીચલા ધોરણો માટેનાં મારાં આગલાં પુસ્તકોમાં માર્ગ સૂચન કર્યું છે. તે પદ્ધતિ આગળ કેવી કેળવવી તે અત્રે દર્શાવીશ.

વિદ્યાર્થીઓ પોતે પોતાના પાઠ્ય પુસ્તકમાંથી ચોથા અને પાંચમા ધોરણોમાં પોતાને માટે સારૂં ટાંચણ કરતાં શીખે. ત્યાર પછી તેમને જુદા જુદા લેખકોના પઠ્ય પુસ્તક વાંચવા માટે ઉત્તેજન આપવું, કે જેથી અમુક બનાવ માટે જુદા જુદા લેખકોએ જે આપ્યું હોય, તેમાંથી તારણ કાઢી વધારે વિસ્તૃત તથા પૂર્ણ ટાંચણ કાઢી શકે. જો બનાવ અગર વ્યક્તિ સંબંધી સંપૂર્ણ હકીકત જોઈતી હોય તો જે જે સ્થાનમાં તે વિષે હકીકત આપી હોય ત્યાંથી એકઠી કરવી પડે. તેથી વિદ્યાર્થીને તેમ કરવાની કેળવણી આપવાની ખાસ જરૂર હોય છે. તેટલા માટે શિક્ષકે અમુક અમુક મહત્વના વિષયો અગર વ્યક્તિઓ પસંદ કરીને વિદ્યાર્થીઓને તેમને માટે આખા પુસ્તકમાંથી જુદે જુદે ઠેકાણેથી હકીકત એકઠી કરીને સંપૂર્ણ હકીકત અગર બ્યાન લખી લાવવાનું કહેવું. આ યોજનાથી વિદ્યાર્થીની અધ્યયન શક્તિ તથા અભ્યાસમાં સ્વાતંત્ર્ય ખીલશે, જેનો લાભ વિદ્યાર્થીને પોતાના ભવિષ્યના જીવનમાં ઘણો જ ફળદાયી થશે.

આ પુસ્તકમાં ઇતિહાસના શિક્ષણ માટે જે માર્ગસૂચન મેં કર્યું છે, તે મેં મારા મગજમાંથી ઉપજાવી કાઢયું છે, એવો હક હું બતાવવા માગતો નથી. પણ દુનિયાના આગળ વધેલા દેશોમાં ઇતિહાસના શિક્ષણમાં આ જાતની પદ્ધતિ અખત્યાર કરવામાં આવી છે. અને તે પદ્ધતિ આપણા દેશમાં પણ અખત્યાર કરવામાં આવે તો સારૂં તે મુદ્દાથી જ રજૂ કરી છે. જે પદ્ધતિ મેં રજૂ કરી છે તે કાંઈ નવીન પ્રયોગ તરીકે હું રજૂ કરવા માગતો નથી. કારણ 'પ્રયોગ તે તો પ્રયોગ જ'. તેમાં તો સફળતા પણ મળે અને નિષ્ફળતા પણ મળે. હું જ્યારે લંડન યુનિવર્સિટિના ત્યારે ઘણી શિક્ષણ માટે ટી. ડી. ની ઉચ્ચ પદવી મેળવવા માટે ઈંગ્લાંડ ગયો હતો,

શાળાઓમાં આ પધ્ધતિ પ્રમાણે જ કામ થતું મેં જોયું હતું. અને ખુદ લંડન કે ટ્રેનિંગ કૉલેજમાં ઇતિહાસ શિક્ષણના અધ્યાપક **મી૦ એલ** આ પધ્ધતિને સારામાં સારી ગણીને અમોને તે પધ્ધતિ પ્રમાણે શિક્ષણ આપવાનું શીખવી રહ્યા હતા. તેથી આશા છે કે આ પધ્ધતિ આપણા દેશના શક્ષિકો પણ અજમાવી જોશે.

મારી રીત મુજબ આ પુસ્તકના દરેક ભાગમાં માર્ગદર્શક બને તેટલા નકશાઓ તથા ચિત્રો મૂકયાં છે, કે જેથી શિક્ષણમાં અનુકૂળતા થાય. પુસ્તકને અંતે વર્નાકયુલર ફાઈનલના છેલ્લા ત્રણ વરસના પ્રશ્નપત્રો પણ આપ્યા છે. તથા પુસ્તક જેમ બને તેમ શિક્ષણ તથા અભ્યાસ માટે ઉપયોગી થાય તે લક્ષમાં રાખ્યું છે. દરેક વિષયને અંતે સૂચક પ્રશ્નો પણ મૂકવામાં આવ્યા છે.

આટલું કહી વિરમવાની રજા લઉં છું.

**લેખક**

## પ્રકાશક તરફથી:—

સરળ ઇતિહાસમાળાનો દ્વિતીય મણકો 'હિંદ અને મુસલમાનો' તથા ત્રીજો મણકો 'આપણો દેશ હિંદુસ્તાન'—બે બહાર પાડવામાં આવેલા ત્યારે તે બંને પુસ્તકો વિદ્યાર્થીઓને મોઘાં પડેલાં. દિવસે દિવસે વિદ્યાર્થીઓને એ પુસ્તકની જરુરિયાત વધતી જણાઈ; તથા સમયને અનુસરી ઘટતા ફેરફારો કરવાનાં સૂચનો પણ થયાં. એટલે આ આવૃત્તિ આગળના બંને ભાગોને એકઠા કરી, યોગ્ય સુધારા કરી તથા ૧૯૩૯ના વિગ્રહ સુધીની સંપૂર્ણ માહિતી પૂરી પાડે તેથી હકીકત ઉમેરી બહાર પાડવામાં આવે છે. છતાં કાગળના ભાવોમાં અણધાર્યો વધારો થયેલો હોવાથી આ પુસ્તકની કિંમત અમે ધારેલી તેટલી ઓછી કરી શકયા નથી. છતાં વિદ્યાર્થીઓને લાભ થાય તે દૃષ્ટિબિંદુ તો જળવાયું જ છે. આ પુસ્તક વિદ્યાર્થીઓની જરુરિયાત પૂરી પાડશે તથા તેને શિક્ષકબંધુઓ પણ યોગ્ય આવકાર આપશે એવી આશા છે.

# અનુક્રમણિકા

## વિભાગ ૧ લો

### હિંદનો પ્રાચીન ઇતિહાસ

[ ઈ. સ. પૂર્વે ૨૦૦૦થી ઈ. સ. ૧૨૦૦ ]

## વિભાગ ૨ જો

## હિંદ અને મુસલમાનો

## વિભાગ ૩ જો

## હિંદનો મધ્યકાલીન ઇતિહાસ

### મરાઠા યુગ

# વિભાગ ૪ થો

## હિંદનો અર્વાચીન ઇતિહાસ

### યૂરોપ સાથે સંબંધ અને અંગ્રેજ અમલ

# વિભાગ ૧

# હિંદનો પ્રાચીન ઇતિહાસ

[ઈ. સ. પૂર્વે ૨૦૦૦ થી ઈ. સ. ૧૨૦૦]

૧. **પ્રાચીન યુગ.** ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પહેલાં
૨. **વૈદિક યુગ.** ઈ. સ. પૂર્વે ૨૦૦૦થી ઈ. સ. પૂર્વે ૩૦૦
૩. **બૌદ્ધ યુગ.** ઈ. સ. પૂર્વે ૩૦૦થી ઈ. સ. ૫૦૦
૪. **પુરાણ યુગ.** ઈ. સ. પૂર્વે ૫૦૦થી ઈ. સ. ૭૦૦
૫. **રજપુત યુગ.** ઇ. સ. ૭૫૦થી ઈ. સ. ૧૨૦૦

# હિંદ—આપણી માતૃભૂમિ

આપણો દેશ **હિંદુસ્તાન** છે. તેમાં વસનારા આપણે બધા '**હિંદી જ**' કહેવાઈએ. આપણી **માતૃભૂમિ હિંદ** વિશાળ અને ઘણી જૂની સંસ્કૃતિવાળી છે. પૃથ્વીપરના બધા દેશો અંધકારમાં ડૂબેલા હતા ત્યારે હિંદ બહુજ આગળ વધેલો હતો. તેની સમૃદ્ધિથી તેના પર વારંવાર પરદેશીઓની સ્વારી થતી. પરદેશીઓની સ્વારીઓ અને ત્યારપછીના અમલથી આપણી જૂની સંસ્કૃતિ ધીમે ધીમે ઘસાતી ગઈ અને આખરે આપણે બીજા દેશો કરતાં તદ્દન પાછળ પડી ગયા.

**હિંદની પ્રાચીન જાહોજલાલી.**

**ઇતિહાસ એટલે શું?**

આપણી અસલ સ્થિતિ શી હતી, તથા આપણા પૂર્વજોએ કેવાં સંકટો વેઠી હિંદને માટે અગ્રસ્થાન મેળવ્યું હતું, તથા આપણી ચડતી તથા પડતી માટેનાં અને અત્યારની આપણી સ્થિતિનાં કારણોની હકીકત એ જ **ઇતિહાસ.** તે બધું જાણવા પ્રાચીન યુગથી તે આજ પર્યંતનો સાચો ઇતિહાસ જાણવાની દરેક હિંદીની ફરજ છે.

**ઇતિહાસ અને ભૂગોળનો સંબંધ.**

એ બધું જાણવા માટે આપણે આપણું ભૂગોળનું જ્ઞાન તાજું કરવું જોઈએ. કારણ ઇતિહાસ અને ભૂગોળ જોડીઆં ભાઈ બહેન છે. દરેક દેશની ભૂમિરચના પર ત્યાં રહેતી પ્રજાના ઇતિહાસનો બહુ આધાર છે. માટે દેશનું ખરૂં સ્વરૂપ સમજવું હોય અને તેની પ્રજાનો ઇતિહાસ જાણવો હોય તો દેશની ભૂતળ રચના, આબોહવા અને કુદરતી સંજોગોનું જ્ઞાન આવશ્યક છે.

**હિંદનું પ્રાચીન**

આપણો દેશ અત્યારે એક વિશાળ ખંડનો ભાગ છે. તેનું પ્રાચીન સ્વરૂપ બહુ જ જુદું હતું. આજે બંગાળા, રજપુતાના, તિબેટ અને હિમાલય છે ત્યાં બધે પહેલાં દરિયો હતો.

**સ્વરૂપ.** અને આફ્રિકા હિંદુસ્તાન, ઇસ્ટ ઇન્ડીઝના ટાપુઓ તથા ઑસ્ટ્રેલિયા બધા જમીન વડે એક બીજા સાથે જોડાએલાં હતાં. પણ આ તો બહુજ પ્રાચીન સમયની વાત છે. ત્યાર પછી ભૂકંપોથી સ્થળ ત્યાં જળ અને જળ ત્યાં સ્થળ થતાં પૃથ્વીના પોપડાનું અત્યારનું સ્વરૂપ થયું છે. અત્યારના આપણા હિંદુસ્તાનને પ્રાચીનકાળમાં આર્યાવર્ત, ભારતવર્ષ અગર ભરતખંડ કહેતા.

**કુદરતી રચના તથા વિભાગ.** આપણા દેશના કુદરતી ચાર ભાગ પડે છે. (૧) ઉત્તરનો હિમાલયનો ઉચ્ચપ્રદેશ. (૨) તેની દક્ષિણમાં મધ્યની નદીઓનાં મેદાનોવાળો સિંધુ-ગંગાનો પ્રદેશ. (૩) તેથી પણ દક્ષિણે દક્ષિણનો ઉચ્ચપ્રદેશ અને (૪) દક્ષિણના કિનારાની સાંકડી પટી. આ પ્રમાણે જુદી જુદી જાતની કુદરતી રચનાને લીધે આ બધા ભાગોની આબોહવામાં ઘણો ફેર છે.

**હિંદનો જમીન માર્ગે સંબંધ.** હિંદની ઉત્તરે ઊંચા પર્વતો અને દક્ષિણે ફરતો મહાસાગર છે તેથી હિંદને કુદરતી સારૂં રક્ષણ છે. પરંતુ હિંદના વાયવ્ય ખૂણામાં ખીણોમાં ડુંગરી માર્ગો છે. આ માર્ગોમાં મુખ્ય **ખૈબર ઘાટ** છે. તે રસ્તે જ વારંવાર હિંદપર આર્યો, ગ્રીક, ઇરાનીઓ, તુર્કો તથા મોગલ લોકોની સ્વારીઓ થએલી.

**હિંદની વસ્તી અને ભાષા.** હિંદુસ્તાન ફળદ્રુપ અને રસાળ દેશ હોવાથી મનુષ્યોની રહેવાની પૂરતી સગવડવાળો છે. તેથી વસ્તી બહુ ગીચ છે. હાલની હિંદની વસ્તી ૩૫ કરોડ છે. આ વસ્તી કાંઈ બધી હિંદના મૂળ વતનીઓની નથી. આપણા દેશની સમૃદ્ધિથી લલચાઇને આપણા દેશ પર સ્વારીઓ કરનાર પરદેશીઓ હિંદમાં કાયમનો વસવાટ કરતા. પરિણામે હિંદની મૂળ જાતો સાથેના સંબંધથી કેટલીક મિશ્ર જાતો ઉત્પન્ન થઈ છે. દેશના અસલના મૂળ વતનીઓ હજુએ બહુ પછાત છે. તેથી આ દેશમાં ઘણા આગળ વધેલા લોકોથી માંડીને છેક હલકામાં હલકી જંગલી લોકોની વસ્તી પણ છે.

આપણા વિશાળ દેશમાં વસ્તી ગીચ છે. વળી જુદેજુદે સમયે ઘણી વિદેશી પ્રજાઓએ દેશપર અમલ ચલાવ્યો છે. આ દરેક પ્રજાની જુદી જુદી ભાષાઓનું મિશ્રણ થવાથી દેશમાં ઘણી ભાષાઓ બોલાય છે. પણ આ બધી ભાષાઓનું મૂળ ચાર ભાષાઓ છેઃ **સંસ્કૃત, ફારસી, દ્રાવિડી** અને **બ્રહ્મી.** સંસ્કૃત ભાષામાંથી નીકળેલી મુખ્ય ભાષાઓ **હિંદી, ગૂજરાતી, પંજાબી, મારવાડી, મરાઠી, બંગાળી** અને **ઉર્ય** છે. તે બધી **આર્યભાષાઓ** કહેવાય છે. મુસલમાનો આવ્યા પછી હિંદીમાં **ફારસી** અને **અરબી** શબ્દો દાખલ થવાથી ઉર્દૂ ભાષા ઉત્પન્ન થઈ. દક્ષિણમાં **દ્રાવિડી** ભાષાઓ બોલાય છે. તેમાં **તામિલ, તેલુગુ, મલાયલમ, કાનડી** અને **ગોડ** એવા ભાગ છે. બ્રહ્મદેશમાં ચીનની ભાષાને મળતી **બ્રહ્મીભાષા** બોલાય છે. અત્યારે બધા દેશો સાથે અંતર વ્યવહાર માટે **અંગ્રેજી ભાષા** ખાસ પ્રચલિત છે. તે આપણી રાજભાષા છે.

**હિંદના મુખ્ય ધર્મો.**

હિંદમાં મુખ્ય ધર્મો **હિંદુ, મુસલમાન, જૈન, શીખ, ખ્રિસ્તિ, પારસી** અને **બૌદ્ધ** છે. તે ઉપરાંત અનાર્ય જાતોના કેટલાક જુદા ધર્મો છે. આ દરેક ધર્મનો ટૂંકો ઇતિહાસ તમારે જાણવો જોઈએ. ઘણા પ્રાચીન કાળમાં આર્યોનો **વૈદિક** ધર્મ હતો. તેઓ સૂર્ય, ઇંદ્ર, વિષ્ણુ વગેરે દેવોની પૂજા કરતા અને તેમને સંતોષવા માટે યજ્ઞ કરતા. યજ્ઞોમાં હિંસા વધી પડી તથા તેની ક્રિયાઓ ગુંચવણ ભરેલી થવાથી તેના ફાંટારૂપ **બૌદ્ધ** અને **જૈન** ધર્મ શરૂ થયા. હાલમાં બૌદ્ધ ધર્મ બ્રહ્મદેશ, ચીન, તિબેટ અને જાપાનમાં પ્રચલિત છે. જૈનધર્મીઓ ગૂજરાત અને મારવાડમાં વિશેષ છે.



**સૂર્ય પૂજા**

પાછળથી બ્રાહ્મણોએ વેદ ધર્મના નિયમોમાં ઘણો ફેરફાર કર્યો, તે **નવીન બ્રાહ્મણ ધર્મ** અથવા **હિંદુ ધર્મ** કહેવાયો. અત્યારે હિંદુ ધર્મના બહુ ફાંટાઓ છે. પણ આ ધર્મ માનનારની સંખ્યા ઘણી છે.

મુસલમાનોની હિંદપર સ્વારીઓથી મુસલમાની ધર્મનો હિંદમાં પ્રચાર થયો. તેના **શિઆ** અને **સુન્ની** એવા બે પંથ છે. અત્યારે હિંદની વસ્તીનો $\frac{1}{4}$ ભાગ મુસલમાની ધર્મ પાળે છે.

ઈરાનપર ઈસ્લામી પ્રજાની ચડાઈથી ઈરાનમાં રહેતા **પારસીઓ** પોતાનો ધર્મ સાચવવા ખાતર ઇ. સ. ની સાતમી સદીમાં હિંદમાં આવી વસ્યા. તેમની વસ્તી ગૂજરાતમાં છે.

સોળમી સદીની શરૂઆતમાં યુરોપી પ્રજાના આગમન પછી હિંદમાં **ખ્રિસ્તિ** ધર્મ દાખલ થયો. ત્યાર પછી હિંદમાં અંગ્રેજ વહીવટના અમલમાં પાદરીઓના પ્રયાસથી કેટલાક હિંદુઓ ખ્રિસ્તિ થયા છે.

તમે જાણો છો કે આબોહવાની લોકોના ચારિત્ર પર ઘણી અસર થાય છે. આપણા દેશના મૂળ વતની અનાર્યોને હાંકી કાઢનાર **આર્યો** ઊંચા, કદાવર અને શૂરવીર હતા. તે હિંદભૂમિમાં રહી નબળા પડયા. તેમને પહાડી અને ઠંડા પ્રદેશમાં ઉછરેલા બળવાન, કદાવર અને સાહસિક **મુસલમાનોએ** હરાવી હિંદમાં રાજ્ય સ્થાપ્યું. તેઓ પણ હિંદની ગરમ હવામાં રહી આળસુ અને મોજશોખી બની ગયા. પરિણામે તેમની નબળાઈનો લાભ લઈને પરદેશી પ્રજાએ હિંદમાં સર્વોપરી સત્તા જમાવી. આ પ્રજાએ હિંદમાં વસવાટ નહિ કરતાં દૂરથી જ રાજ્યનિયમન રાખ્યું છે, તેથી જ તે ટકી છે. બીજી બધી સત્તાઓની પાયમાલી હિંદની આબોહવાને આભારી છે.

ઉપર હિંદના લોકોની જે ટૂંકી રૂપરેખા આપી છે તે ઉપરથી આપણા હિંદમાં અત્યારે કેવા લોકો છે, કેવા ધર્મો છે, તથા જુદી જુદી ભાષા હોવાનાં કારણો તથા અંદર અંદરની ભિન્નતાનાં કેટલાંક કારણો તમે સમજ્યા હશો.

## પ્રશ્નો

૧. હિંદની પ્રાચીન જાહોજલાલી વિષે તમે શું જાણો છો ?
૨. ઇતિહાસ એટલે શું ? ઇતિહાસનો બારીક અભ્યાસ શા માટે કરવો પડે ?
૩. હિંદમા ક્યા ક્યા ધર્મના લોકો વસે છે ? તેમને વિષે તમે શું જાણો છે ?
૪. "હિંદમાં કોઈપણ બળવાન સત્તા લાંબો સમય ટકી નથી." એ વાક્ય સાચું છે ? કારણ જણાવો.
૫. ઈતિહાસની દ્રષ્ટિએ હિંદની કુદરતી રચનાનું વર્ણન કરો.

# ૧ પ્રાચીન યુગ

## હિંદના મૂળ વતનીઓ—અનાર્યો અને દ્રાવિડો.

**અનાર્ય**

પ્રાચીન સમયમાં લેખનકળાના અભાવથી અસલ શી સ્થિતિ હશે તે જાણી શકાતું નથી. પણ એમ માનવામાં આવે છે કે અસલ ઉત્તર હિંદમાં જંગલી પ્રજા રહેતી હતી. ઇ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષ પહેલાં ઉત્તરમાંથી કેટલીક ટોળીઓ હિંદમાં આવી, તેણે આ પ્રજાને દક્ષિણ તરફ હાંકી કાઢી અને તેમાંથી કેટલાકને **દસ્યુ–દાસ** કે **સેવક** બનાવ્યા. તેઓએ હિંદના મૂળ વતનીઓને **'અનાર્ય'** નામ આપ્યું. અનાર્યો શરીરે ઠીંગણા, બદસુરત, કાંળા અને બેઠેલા નાકવાળા હતા.



**દ્રાવિડોની નાગપૂજા**

તેઓ ભૂત, પિશાચ, નાગ વગેરે મેલા દેવોને માનતા. તેમનો વાસ જંગલોમાં હતો. તેમના રીતરિવાજો નિયમ વગરના હતા. તેઓ શિકાર કરતા અને કાચું માંસ ખાતા.

આર્યોના સંસર્ગમાં આવ્યા પછી તેઓ કાંઈ સંસ્કારી બન્યા ધાર્મિક રીતરિવાજો તેમનામાં દાખલ થવાથી તેઓ સુધર્યા. જે જંગલોમાં નાસી ગયા તેમની સ્થિતિ હજુ તેવીને તેવીજ છે. ગૂજરાતના **ભીલ** અને **નાયકડા**, મધ્ય હિંદના **સંતાલ** અને **ગોંડ**, ઓરિસ્સાના **કંધો** અને આસામના **નાગ** લોકો અનાર્ય છે.



**ભીલ**

**દ્રાવિડ લોકો.** આર્યો આવ્યા ત્યારે ઉત્તરમાં અનાર્ય દ્રાવિડ લોકો વસતા હતા. દક્ષિણના ઘણા ભાગ પર સમુદ્રનાં પાણી ફરી વળ્યાં ત્યારે તેઓ ઉત્તરમાં આવી વસ્યા હતા. તેઓ ગરમ પ્રદેશમાં વસતા હોવાથી તેમનો રંગ કાળો હતો. તેઓ ઢોર પાળતા, ગાયનું દૂધ પીતા, ગામડાં વસાવી રહેતા, બાંધકામમાં પ્રવીણ હતા અને જંગલો કાપી ખેતી કરતા.

તેમના ધર્મ વિષે કાંઈ ચોક્કસ માહિતી નથી. પણ તેઓ નાગની અને ઝાડની પૂજા કરતા. દેવો માટે મોટાં દહેરાં બાંધતા તથા દેવોને લોહી પીવું બહુ ગમે છે એમ માની દેવોને પ્રાણીઓનું બલિદાન આપતા.

આર્ય પ્રજાના હુમલા સામે ટકી નહિ શકવાથી તેઓ પાછા દક્ષિણમાં ચાલ્યા ગયા. તેમના વંશજો હાલના **તામિલ** અને **તેલુગુ** લોકો છે. તેમની ભાષા અને રીતરિવાજ હજુ પણ જુદાં છે.

## પ્રશ્નો

૧. **અનાર્યો** વિષે શું જાણો છો? આર્યોના તેમની સાથેના સંસર્ગનું શું પરિણામ આવ્યું?

૨. **દ્રાવિડો** કોણ હતા? તેમના સુધારા, દેવદેવીઓ અને રહેણીકરણી વિષે શું જાણો છો?

# ૨. આર્ય લોકો




આર્યો મધ્ય એશિયામાંથી આવ્યા હશે એમ મનાય છે. તેઓમાંથી કેટલાક યુરોપમાં જઈ વસ્યા, તેમના વંશજો હાલના યુરોપીઅનો છે. બીજા કેટલાક ઇરાન તરફ ગયા તેમના વંશજો હાલના પારસીઓ છે. અને બાકીના સિંધુ નદી ઓળંગી **સપ્તસિંધુમાં** દાખલ થયા, તેના વંશજો આપણે છીએ. પ્રાચીન સમયમાં અર્ધું અફઘાનિસ્તાન તથા પંજાબના મુલકને **સપ્તસિંધુ** કહેતા.

**મૂળ નિવાસ-સ્થાન**

આર્યોએ અનાર્યોને જંગલમાં હાંકી કાઢ્યા. તેમણે જંગલો સાફ કરીને વસવા લાયક પ્રદેશો બનાવ્યા. પછી બીજી ટોળીઓ આવી. વસ્તી વધતાં તેઓ ગંગા યમુનાના ફળદ્રુપ પ્રદેશ સુધી આગળ વધ્યા.

**અનાર્યો સાથે યુદ્ધ**

**આર્યોની કુટુંબ વ્યવસ્થા.**

આર્યો શરીરે કદાવર, દેખાવડા તથા રૂપાળા હતા. તેઓ ટોળાબંધ રહેતા. ઢોર પાળતા તેથી તેઓ એક જગાએ સ્થાયી રહેતા નહિ, પાછળથી ગામડાં વસાવીને રહેવા લાગ્યા. દરેક કુટુંબનો વૃદ્ધ પુરૂષ **મુખી** મનાતો. બધા તેની આજ્ઞામાં રહેતા.

**આર્યોની કેળવણી અને ધંધો.**

આર્યો ખેતીમાં કુશળ હતા. તેમનું મોટામાં મોટું ધન ગૌધન હતું. તેમનામાંના કપડાં વણનાર, સુથાર, મોચી વગેરે કારીગરો હતા. લડાઈમાં ઘોડા, રથ, તીર, ભાલા, તરવાર વગેરેનો ઉપયોગ કરતા. કેટલાક સાહસિક વેપારીઓ પ્રદેશો જોડે વેપાર કરતા.

**આર્યોનું સામાજિક જીવન**

તેમનામાં જાતી ભેદ નહતો. તેમનાં જીવન સાદાં અને સરળ હતાં. સ્ત્રી પુરૂષોને સમાજમાં સમાન સ્થાન હતું. ધર્મ કૃત્યોમાં પતિપત્ની સાથે ભાગ લેતાં. ઘણાખરા લોકો એકપત્નિ વ્રત પાળતા. સ્ત્રી પોતાનો પતિ પસંદ કરી શકતી. કેટલીક કન્યાઓ કુંવારી રહેતી અને વિદ્યા મેળવતી. સ્ત્રીઓ હથિયાર વાપરતી અને યુદ્ધમાં પણ જતી. વિધવાઓ પુનર્લગ્ન કરતી. બાળલગ્ન અને વૃદ્ધલગ્ન ભાગ્યે જ થતાં.

આર્ય લોકો ઇંદ્રિ, વરુણ, અગ્નિ, સૂર્ય, વાયુ વગેરે દેવોને માનતા. યજ્ઞોથી દેવોને તૃપ્ત કરતા અને યજ્ઞમાં બળદ, બકરા, વગેરેનું બળિદાન આપતા. તેઓ સ્વર્ગ અને પુનર્જન્મમાં માનતા, મડદાંને બાળતા તથા તેની ઉત્તરક્રિયા કરતા. તેમનું ધર્મ પુસ્તક 'વેદ' હતું.

**તેમના ખરાબ રિવાજો**

આર્યો એકંદર સુખી હતા. પણ તેઓમાં કેટલાક ખરાબ રિવાજો હતા. તેમનામાં ચોર લૂંટારાઓ પણ હતા. જુગારના તેઓ ભારે શોખીન હતા. યજ્ઞ વખતે **'સોમપાન'** કરતા.

**આર્ય સંસ્કૃતિનિ સ્થાપના**

જેમ જેમ આર્યોની વસ્તી વધતી ગઈ, તેમ તેમ જગાની તાણુ પડવાથી તેઓએ આનાર્યોને હાંકી કાઢી જંગલો કાપી ખેતી લાયક જમીન બનાવી ગામડાં વસાવ્યાં અને વિંધ્યાચળ સુધી તેઓ ફેલાયા. સિંધુના પ્રદેશનું નામ '**બ્રહ્માવર્ત**' હતું. પછી હિમાલયથી વિંધ્યાચળ સુધીના પ્રદેશનું નામ તેઓએ '**આર્યાવર્ત**' પાડ્યું.

## પ્રશ્નો

૧. **આર્યો** ક્યાંથી હિંદમાં આવ્યા? તે સમયે હિંદમાં કયા લોકો વસતા હતા?

૨. આર્યોની કુટુંબ વ્યવસ્થા તથા તેમના સામાજિક અને ધાર્મિક જીવનનું વર્ણન કરો.

૩. 'સપ્તસિંધુ, આર્યાવર્ત અને બ્રહ્મવર્ત' એટલે શું?

૪. આર્ય અને અનાર્યનો મુકાબલો કરો.

---

# ૨. વૈદિક યુગ

## ૧. આર્યોના ધર્મગ્રંથો

**ચાર વેદો**

આર્યાવર્તમાં વસેલા આર્યો વિદ્વાન અને તપસ્વી હતા. તેઓ નિત્યકર્મ અને દેવપૂજા વખતે જે મંત્રો બોલતા તે મંત્રોના પુસ્તકને **વેદ** કહેતા. આરંભમાં **એક જ** વેદ હતો. પાછળથી **ચાર** વેદ થયા. વેદને **શ્રુતિ** એટલે 'સાંભળેલ જ્ઞાન' પણ કહે છે. તે જ્ઞાન ઋષિ મુનિઓએ **પરમાત્મા** પાસેથી સાંભળ્યું હતું. તેથી વેદ પૂજ્ય તથા પવિત્ર ગણાય છે. ચાર વેદનાં નામ: (૧) **ઋગ્વેદ** (૨) **યજુર્વેદ** (૩) **સામવેદ** અને (૪) **અથર્વ વેદ.** ઋગ્વેદમાં દેવોની પ્રશંસાના મંત્રો છે, તે સૌથી પ્રાચીન છે. યજુર્વેદમાં યજ્ઞ વખતે બોલવાના મંત્રો છે. સામવેદ યજ્ઞ વખતના ગાયનનો વેદ છે અને અથર્વ વેદમાં જાદુના તથા વશીકરણના મંત્રોના પ્રયોગો આપેલા છે.

**વેદના ત્રણ ભાગ**

દરેક વેદના ત્રણ ભાગ છે. (૧) **સંહિતા** (૨) **બ્રાહ્મણ** અને (૩) **આરણ્યક.** પ્રાર્થના વખતે બોલવાના મંત્રો **સંહિતામાં** છે. યજ્ઞકાર્યમાં વાદવિવાદ થતો, તેના નિર્ણયના જુદા ગ્રંથને **બ્રાહ્મણ** કહે છે. આર્યો વનમાં જઈ ઈશ્વર ચિંતન કરતા, તેમના ઉપયોગ માટે રચેલા ગ્રંથને "**આરણ્યક**" કહે છે. વેદને અંતે આવેલા ભાગને **ઉપનિષદ્** કહે છે.

**ઉપનિષદ્**

તેમાં આત્મા અને પરમાત્મા, મનુષ્ય કોણ છે, મરણ પછી તેનું શું થશે, એવાં તત્વજ્ઞાન વિષે વિવેચન કરેલું છે.

**વેદાંગ**

વેદનું જ્ઞાન સરળ અને સહેલું થાય તે માટે જે ગ્રંથ રચાયો તેને **વેદાંગ** કહે છે. તે છ છે. (૧) **શિક્ષા** (૨) **છંદ** (૩) **નિરુક્ત** (૪) **કલ્પ** (૫) **વ્યાકરણ** (૬) **જ્યોતિષ.**

**દર્શન શાસ્ત્ર**

સમય જતાં આર્યો આત્મકલ્યાણ દ્વારા જ સાચું સુખ મેળવાય છે એમ માનવા લાગ્યા, અને તે માટે વિદ્વાન ઋષિઓએ છ **શાસ્ત્રો** રચ્યાં છે, તે '**દર્શન શાસ્ત્ર**' કહેવાય છે. (૧) **સાંખ્ય**–કપિલમુનિ, (૨) **ન્યાય**–ગૌતમ (૩) **યોગ**–પતંજલી, (૪) **વૈશેષિક**–કણાદ, (૫) **પૂર્વમિમાંસા**–જૈમિનિ, (૬) **ઉત્તર મિમાંસા**–બાદરાયણ. આ છએ શાસ્ત્રો સૂત્રોમાં જ લખાયાં છે.

**સૂત્રો**

વૈદિક કાળમાં પુસ્તકો લખાતાં નહિ. પણ વિદ્વાન આર્યોએ પોતાની સ્મરણ શક્તિ વડે વેદોને સાચવી રાખ્યા. ત્યારપછી ટૂંકાં વાક્યોમાં ઘણો અર્થ સમાતો હોય, એવી રીતે શાસ્ત્રો રચાવાં લાગ્યાં. આવાં વાક્યોને **સૂત્રો** કહે છે. આ સૂત્રોના આધારે **મનુ**, **યાજ્ઞવલ્કય** અને **પરાશર** જેવા મુનીઓએ **સ્મૃતિગ્રંથો** રચ્યા છે. સ્મૃતિ એટલે યાદ રાખી લખેલા ગ્રંથો.

## પ્રશ્નો

૧. **વેદ** કેટલા છે ! દરેક વેદ વિષે ટુંક નોંધ લખો.

૨. નીચે આપેલા શબ્દો સમજાવો.

**ઉપનિષદ્**, **વેદાંગ** **દર્શનશાસ્ત્ર** અને **સૂત્રો**.

# ૨. આર્યોની વર્ણવ્યવસ્થા

**ચાર વર્ણો**

આર્યો વસવાટમાં સ્થિર થયા પછી તેમને રક્ષણ, વિકાસ અને સમાજનું કાર્ય ચાલુ રાખવામાં મુશ્કેલીઓ લાગવા માંડી. આ સંજોગો ધ્યાનમાં લઈને તેઓએ સમાજ માટે વર્ણાશ્રમનું બંધારણ રચ્યું. જેઓ ધાર્મિક ક્રિયા કરતા અને કરાવતા, વિદ્યા ભણતા અને ભણાવતા તે **બ્રાહ્મણો** કહેવાયા. સમસ્ત પ્રજાના રક્ષણનું કાર્ય કરનારા **ક્ષત્રિય** કહેવાયા. ખેતીવાડી, પશુપાલન તથા વેપાર કરનારા **વૈશ્યો** કહેવાયા. આ ત્રણે જાતિઓને ઉપવિતનો તથા વેદ ભણવાનો અધિકાર હતો. તે સિવાયના ત્રણે વર્ણની સેવા કરનાર **શુદ્રો** કહેવાયા. તેઓ ગામથી દૂર રહેતા પણ અસ્પૃશ્ય ગણાતા નહિ. પહેલી ત્રણે વર્ણમાં રોટીબેટીનો વ્યવહાર હતો.

**બ્રાહ્મણોનું મહત્વ**

બ્રાહ્મણોને દ્રવ્ય લેવાની કે સંગ્રહ કરવાની ધર્મ શાસ્ત્રથી મના હતી. તેથી બ્રાહ્મણો ગરીબ હતા. છતાં સમાજમાં તેમની પ્રતિષ્ઠા ઘણી હતી. ક્ષત્રિઓ પર બ્રાહ્મણોની સત્તા ચાલતી.

**ચાર આશ્રમો**

આર્યોએ પોતાની જિંદગી સો વર્ષની ગણીને તેના ચાર સરખા ભાગ પાડ્યા હતા, તે દરેકને **આશ્રમ** કહેતા. (૧) **બ્રહ્મચર્યાશ્રમ** (૨) **ગૃહસ્થાશ્રમ** (૩) **વાનપ્રસ્થાશ્રમ** અને (૪) **સંન્યસ્તાશ્રમ.** પ્રથમની અવસ્થામાં બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણતા. ત્યાર પછી લાયક પત્ની પરણી ગૃહસ્થાશ્રમ ભોગવતા. પચાસ વરસની ઉમરે સંસારનો ત્યાગ કરી સ્ત્રીને સાથે લઈ અગર એકલા ઇશ્વરજ્ઞાન પ્રાપ્ત કરવા વનમાં રહેતા. છેલ્લા આશ્રમમાં સર્વસ્વનો ત્યાગ કરી પોતે મેળવેલા જ્ઞાનથી મરણપર્યંત બ્રહ્મનું ચિંતન કરતા.

આજે સેંકડો પેટાજ્ઞાતિઓ થઇ છે. ગુણકર્મથી વર્ણ ઓળખવાને બદલે જન્મ પ્રમાણે જાતિ ગણાવવાથી ગુણકર્મનો લોપ **હાલની સ્થિતિ** થયો. બ્રાહ્મણોએ બ્રહ્મત્વ ગુમાવ્યું તેથી દરિદ્ર અને ભિખારી બન્યા. ક્ષત્રિઓએ બળનો ઉપયોગ બીજાનું પડાવી લેવામાં તથા લૂંટફાટમાં કર્યો. વૈશ્યો બીકણ, લોભી અને કપટી બન્યા. શુદ્રોની સ્થિતિ તો પશુ કરતાંયે ખરાબ થઈ.

## પ્રશ્નો

૧. આર્યોએ જીવનના આશ્રમો કેવા અને કયા ધોરણે પાડેલા ?

૨. વર્ણવ્યવસ્થા કેવી રીતે હયાતીમાં આવી ? તે વર્ણોનું શું શું કાર્ય હતું ?

૩. પ્રાચીન વર્ણવ્યવસ્થા અને હાલની જ્ઞાતિઓ વિષે તમારો શો મત છે ?

૪. 'પેટા જ્ઞાતિઓ દેશને હાનિકારક છે.' એ વિષે તમે શું માનો છો ?

# ૩. આર્યાવર્તનાં આર્ય રાજ્યો

**આર્યરાજ્યો.** આર્યો ગંગા જમનાની ખીણના પ્રદેશમાં વસ્યા પછી કેટલાક સમયે ક્ષત્રિઓએ ત્યાં બળવાન રાજ્યો સ્થાપ્યાં. બધાં રાજ્યો સ્વતંત્ર હતાં, પણ એકબીજાને સાથે મિત્રાચારીનો સંબંધ રાખી યજ્ઞ અગર ઉત્સવ પ્રસંગે એકઠા થતા. એ રીતે ઉત્તર હિંદમાં પાંચ મુખ્ય રાજ્યો હતાં. (૧) હસ્તિનાપુરમાં **કુરુવંશનું** (૨) કનોજમાં **પાંચાલોનું** (૩) અયોધ્યામાં **સૂર્યવંશી** રાજાઓનું (૪) મિથિલા નગરીમાં **વિદેહ** રાજાઓનું અને (૫) **કાશીના રાજાઓનું** બલવાન રાજ્ય.



ગામનો આગેવાન **મુખી પટેલ** ગણાતો. તેને માથે આખા ગામની જવાબદારી રહેતી. આવાં સો ગામના ઉપરીને **વહીવટદાર** કહેતા અને તેવા દસ વહીવટદારનો ઉપરી **સુબો** ગણાતો. અનેક ગામો ભેગાં થઈ પોતાનો **રાજા** તથા **રાજસભા** નક્કી કરતાં. રાજા રાજસભાની સલાહ મુજબ વર્તતો અને પ્રજાનું પાલન કરતો, બ્રાહ્મણો રાજાના સલાહકાર હતા.

**આર્યોની રાજકીય વ્યવસ્થા.**

આ બધી બાબતો જાણવા માટે રામાયણ અને મહાભારતના ગ્રંથો બહુ અગત્યના છે, તેથી આપણે તે સંબંધી થોડી વાત કરીશું.

## પ્રશ્નો

૧. આર્ય સંસ્કૃતિની સ્થાપના આર્યાવર્તમાં શી રીતે થઇ ?
૨. આર્યોએ રાજ્યની સ્થાપના કેવી રીતે કરી? ઉત્તર હિંદનાં બળવાન રાજ્યો ગણાવો.
૩. આર્યોની રાજ્યવ્યવસ્થા વિષે ટૂંકમાં લખો.

---

# વીરરસ કાવ્યોનો સમય

## ૪. રામાયણ—રામ કથા

**શ્રી રામજન્મ અને યુવાવસ્થા**

અયોધ્યામાં કોશલ વંશના ક્ષત્રિયો રહેતા હતા. તેઓ પોતાને **સૂર્યવંશી** કહેવરાવતા. તેઓમાં **દશરથ** નામે એક રાજા હતો. તેને ત્રણ રાણીઓ હતીઃ **કૌશલ્યા, સુમિત્રા** અને **કૈકેયી.** કૌશલ્યાથી **રામચંદ્ર,** સુમિત્રાથી **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન** અને કૈકેયીથી **ભરત** એમ દશરથને ચાર પુત્રો હતા. તેમાં રામને લક્ષ્મણ સાથે તથા ભરતને શત્રુઘ્ન સાથે પ્રીતિ હતી.

**સીતા સ્વયંવર**

તે સમયમાં **વિશ્વામિત્ર** નામે એક મહાન ઋષિ હતા. તેમના યજ્ઞમાં રાક્ષસો ખલેલ પાડતા. તેથી તે રામ અને લક્ષ્મણને પોતાને આશ્રમે લઈ ગયા. ત્યાં તેમને અસ્ત્ર-શસ્ત્રોની વિદ્યા શીખવી અને તેમની પાસે યજ્ઞનું રક્ષણ કરાવ્યું. પછી તેમને લઈ મિથિલા નગરીમાં **જનક** રાજાની પુત્રી સીતાજીના સ્વયંવરમાં ગયા. સ્વયંવરની સરત એવી હતી કે શંકર ભગવાનનું ધનુષ્ય જે રાજા ચડાવે તેને સીતાજી વરમાળ પહેરાવે. ધનુષ્ય એવું ભારે હતું કે કોઈ પણ રાજા તે ચડાવી શકયો નહિ. લંકાનો બળવાન રાજા રાવણ પણ તેમાં નિષ્ફળ થયો. તે ધનુષ્યને રામચંદ્રજીએ ચડાવીને તોડી નાંખ્યું, તેથી સીતાજીએ રામચંદ્રજીને વરમાળ પહેરાવી. એટલે રામ સાથે સીતાજીનું લગ્ન કર્યું.

**રાજ્યાભિષેક અને વનવાસ**

દશરથ રાજા વૃદ્ધ થયા હતા. તેથી તેમના કુળગુરુ **વસિષ્ઠ**ની સલાહથી તેમણે મેટા પુત્ર રામનો રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો. રાણી **કૈકેયી**એ એક વખત દશરથ રાજા સાથે યુદ્ધમાં જઈ તેના પ્રાણ બચાવ્યા હતા. તે વખતે દશરથે તેને બે વરદાન આપવાનું વચન આપ્યું હતું. આ કૈકેયીને **મંથરા** નામે બહુ અદેખી દાસી હતી. તેણે રામના રાજ્યાભિષેકની વાત

સાંભળી. ભરતને ગાદી મળે અને રામને ચૌદ વરસ વનવાસ આપે એવાં બે વરદાન રાજા પાસેથી માગી લેવા કૈકેયીને ઉશ્કેરી તેણે રાજા પાસેથી આ બે વરદાન લેવાની જિદ્દ કરી, તેથી દશરથ રાજા બહુ જ મુંઝવણમાં પડ્યા. તેમને પોતાનું વચન પાળ્યા સિવાય છુટકો નહોતો અને બીજી બાજુએ રામચંદ્રજીને વનમાં જવાનું કહેવા તેમની જીભ ઊપડતી નહોતી. આ મુંઝવણમાં તેઓ બેભાન બની ગયા. કૈકેયીએ રામચંદ્રજીને બોલાવી બધી વાત કરી. રામચંદ્રજી પિતાનું વચન પાળવાને માતાની રજા લઈ વનમાં જવા નીકળ્યા. તેમની સાથે જવા તેમનાં પત્ની સીતાજી તથા તેમના ભાઈ લક્ષ્મણ તૈયાર થયા. સીતાજીને બહુ સમજાવ્યાં પણ તે માન્યાં નહિ, તેથી ત્રણે જણ સાથે નીકળ્યાં, દશરથ રાજા પુત્રવિયોગ સહન નહિ કરી શકવાથી મરણ પામ્યા.

**ભરતનો ભ્રાતૃપ્રેમ.**

ભરત આ સમયે તેમને મોસાળ હતા, તેમને તેડાવ્યા. તે આવ્યા ત્યારે બધી બીના સાંભળીને તેમણે કૈકેયીનો ઘણો જ તિરસ્કાર કર્યો અને રાજ્ય લેવાની ચોખ્ખી ના પાડી અને રામચંદ્રજીને પાછા અયોધ્યા બોલાવી લાવવા તેમની પાછળ ગયા. પણ પિતાનું વચન પાળવા માટે રામચંદ્રજી પાછા ન આવ્યા. તેથી ગાદી પાસે રામચંદ્રજીની પાદુકા મૂકી પોતે **નંદીગ્રામ**માં તપ કરવા લાગ્યા અને રાજ્યકારભાર શત્રુઘ્નને સોંપી દેખરેખ રાખવા લાગ્યા. આ ઉપરથી તેમનો ભ્રાતૃભાવ કેટલો ઉચ્ચ હતો તે તમે જોઈ શકશો.

**વનનાં દુ:ખ અને સીતાજીનું હરણ**

રામ, સીતા, અને લક્ષ્મણ ત્રણે દક્ષિણમાં દંડકારણ્યમાં ગોદાવરી નદીને કાંઠે પર્ણકુટી બાંધીને રહ્યા. તે જગા અત્યારે **પંચવટી**ના નામથી જાણીતી છે. ત્યાં તેમને રાક્ષસો ત્રાસ આપવા લાગ્યા. તેમણે ઘણા રાક્ષસોનો નાશ કર્યો, તથા લક્ષ્મણે રાવણની બેન **શૂર્પણખા**નું નાક કાપ્યું. તેથી તેણે પોતાના ભાઈ રાવણને વેર લેવા ઉશ્કેર્યો. **રાવણ** સીતા સ્વયંવરના વખતથી જ ક્રોધે ભરાયો હતો. તેથી તેણે પોતાના મામા

**મારીચને** સોનાના મૃગનું રુપ લેવરાવીને વનમાં મોકલ્યો. મૃગને મારવા રામ લક્ષ્મણ ગયા, દરમિયાન રાવણ સીતાજીને લંકા ઉપાડી ગયો. બંને ભાઈઓ પાછા આવ્યા ત્યારે સીતાજી ન હતાં. તેથી તેની શોધમાં દક્ષિણ તરફ ચાલ્યા. રસ્તામાં તેમને વાનરોના રાજા **સુગ્રીવ** જોડે મિત્રાચારી થઈ. તેણે **હનુમાનને** સીતાની શોધ માટે મોકલ્યો. હનુમાનને લંકામાં સીતાજીનો પત્તો મળ્યો. તેથી મોટા સૈન્ય સાથે રામ લંકા તરફ

**રાવણ સાથે યુદ્ધ**

ગયા. ત્યાં ભયંકર યુદ્ધ થયું. તેમાં રાવણ મરાયો. વિભિષણને લંકાનું રાજ્ય સોંપ્યું અને સીતાજીને લઈને રામ અયોધ્યા પાછા ફર્યા. ભરતજીને ખૂબ આનંદ થયો અને તેમણે રામચંદ્રજીને રાજ્ય સોંપી દીધું.

**રાજ્ય કારભાર**

રામચંદ્રજીનો રાજ્યકારભાર અત્યુત્તમ હતો. ઘણી વખત નગરચર્ચા સાંભળવા સારુ પોતે રાત્રે વેશ બદલી નીકળતા અને રૈયતનાં સુખદુઃખનો અનુભવ કરતા. આથી તેમનું રાજ્ય ઘણું વખણાયું. હજી પણ સારાં રાજ્યને **રામ-રાજ્યની** ઉપમા અપાય છે. એક સમયે રામચંદ્રજી નગરચર્ચા સાંભળવા નીકળ્યા હતા. તે સમયે સીતાજી રાવણને ઘેર રહી

**સીતાજીનો ત્યાગ**

આવેલાં છતાં રામે તેમને પોતાને ત્યાં આણ્યાં એમ એક ધોબી નિંદા કરતો હતો. તે સાંભળી રામે સીતાજી સગર્ભા હતાં છતાં તેમને વનમાં મોકલી આપ્યાં. ને **વાલ્મિકી** ઋષિના આશ્રમમાં રહ્યા, ત્યાં તેમણે બે પુત્રને જન્મ આપ્યો. તેમનાં નામ **લવ** અને **કુશ** હતાં.

**અશ્વમેધ યજ્ઞ**

રામચંદ્રજીએ સીતાજીના ત્યાગ પછી અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. તે અશ્વ ફરતો ફરતો વાલ્મિકીના આશ્રમે ગયો. તેને **લવ** તથા **કુશે** બાંધ્યો. ઘોડો છોડાવવા માટેના યુદ્ધમાં રામનું સૈન્ય હાર્યું. તેથી આખરે રામચંદ્રજીને જાતે આવવું પડ્યું. બાળકોની ઓળખાણ થતાં રામચંદ્રજીને ઘણો આનંદ થયો. છેવટે સીતાજી

સાથે સઘળા અયોધ્યા ગયા. રામચંદ્રજીએ ઘણાં વર્ષ અયોધ્યાનું રાજ્ય ભોગવી દેહ છોડયો.

ઉપરની રામકથાનું સંપૂર્ણ કાવ્ય **આદિકવિ વાલ્મિકી**એ રચ્યું છે.

**મહાકાવ્ય રામાયણ**

તેનું નામ **રામાયણ.** તે સંસ્કૃત ભાષામાં છે. તેમાં પતિ પત્નીના ધર્મ, રાજાના ધર્મ અને વર્ણાશ્રમના ધર્મ ઉત્તમ વર્ણવ્યા છે. હિંદી ભાષામાં તુલસીદાસજીએ રચેલું રામાયણ ખાસ જાણીતું છે. ગુજરાતી ભાષામાં ગિરધરકૃત રામાયણ છે. હિંદુ પ્રજાનો રામાયણ મહત્વનો ગ્રંથ છે.

**સામાજીક સ્થિતિ**

રામાયણ વાંચતાં તે સમયની પ્રજાની સ્થિતિ કેવી હતી તે જાણી શકાય છે. ખેતીવાડી સારી થતી. આથી લોકોની સ્થિતિ ઉત્તમ હતી. ક્ષત્રિયો શૂરવીર હતા. બ્રાહ્મણો આચારથી અતિ શુધ્ધ અને ઉદાર હતા. તેમને ઘણું માન મળતું. તે વખતની ઋષિપત્નીઓ પણ વેદ વિશારદ હતી. વૈશ્યો પણ વ્યાપારકુશળ અને સંપત્તિવાન હતા. શુદ્રોની સ્થિતિ સારી હતી. માતાનું પદ ઊંચું તથા પૂજ્ય છે તેવું લોકો માનતા.

**સાર–બોધ.**

રામાયણમાં આપેલા રામચંદ્રજીના જીવનપરથી તે કેવું પ્રેમાળ, સાત્વિક અને ઉદાર હતું તે જણાય છે. તેમની માતૃભક્તિ, ભ્રાતૃપ્રેમ, સત્યવચન, એકપત્નીવ્રત વગેરે બધા ઉચ્ચ ગુણોથી તેમની કીર્તિ આજ પણ ઝળહળે છે. હિંદુઓ તેમને ઇશ્વરી અવતાર માની અદ્યાપિ પર્યંત પૂજે છે. અભિમાન રાખી અવિચારી કૃત્યો કરવાથી શું ફળ મળે છે તે રાવણના દાખલાથી સમજાય છે.

## પ્રશ્નો

૧. **રામાયણ**નો ટૂંક સાર લખો. તે ગ્રંથમાંથી શું શું શીખવા જેવું છે તે જણાવો.

૨. સીતાસ્વયંવ**ર** તથા અશ્વમેધયજ્ઞ વિષે શું જાણો છો?

૩. **રામરાજ્ય** એટલે શું? અંગ્રેજી રાજ્યોને રામરાજ્ય કહી શકાય? કારણો કહો.

# ૫. મહાભારત

## ૧. પાંડવ કૌરવો.

**કુરૂવંશ**

અનાર્યોને હાંકી ભારતના વંશજોએ ગંગા અને યમના નદી વચ્ચેના પ્રદેશમાં વસવાટ કર્યો. તેઓ ચંદ્રવંશમાંથી ઉતરી આવેલા છે એમ માનતા, તેથી **ચંદ્રવંશી** કહેવાતા. તે વંશમાંથી કુરૂવંશવાળાઓએ હાલના દિલ્હી પાસે હસ્તીનાપુર વસાવી ત્યાં રાજધાની કરી.

આ વંશમાં **શંતનુ** નામે રાજા થયો. તેને **દેવવ્રત** નામે પુત્ર હતો. શંતનુએ ત્યાર પછી એક માછીની અતિ રૂપાળી કન્યા સાથે લગ્ન કર્યું. આ લગ્ન વખકે દેવવ્રતે જિંદગીભર બ્રહ્મચર્ય પાળવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી, તેથી તે **ભીષ્મ**ના નામથી ઓળખાવા લાગ્યા.

**પાંડવ કૌરવો**

શંતનું પછી **ધૃતરાષ્ટ્ર** અને **પાંડુ** નામે બે પૌત્ર ગાદીપર આવ્યા. મોટો આંધળો હોવાથી પાંડુને ગાદી મળી. પાંડુરાજા કૃષ્ણની ફોઈ **કુંતી** સાથે તેમજ મદ્રદેશ (ઇરાન) ના રાજાની કુંવરી **માદ્રી** સાથે પરણ્યા હતા. તેને પાંચ પુત્રો હતા. તે **પાંડવ** કહેવાતા. તેમનાં નામ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ. યુધિષ્ઠિર ધર્મનો અવતાર હતા. ધૃતરાષ્ટ્ર ગાંધારીને પરણ્યા હતા. તેમને સો પુત્ર હતા. તેઓ **કૌરવો** કહેવાતા. તેમાં સૌથી મોટો અને મુખ્ય દુર્યોધન હતો.

પ્રથમથીજ પાંડવો અને કૌરવોના ચારિત્ર્યમાં બહુ જ ફેર હતો. કૌરવો કપટી, ઈર્ષાખોર, અને અભિમાની હતા. પાંડવો સત્યનિષ્ઠ અને સદાચરણી હતા. તેમના પર પ્રજાનો પ્રેમ સારો હતો. દુર્યોધનને આથી ઘણી ઈર્ષા થતી. પાંડુ રાજાના મરણ પછી પાંડવોનો નાશ કરવા તેણે ઘણી યુક્તિઓ રચી. એક વખતે લાખનું ઘર બનાવી પાંડવોને બાળી મૂકવાની ગોઠવણ કરી, પણ તેમાંથી પાંડવો નાસી છૂટયા.

**દ્રૌપદીનો સ્વયંવર**

આ સમયે પાંચાલ દેશના રાજાએ પોતાની કુંવરી દ્રૌપદીનો સ્વયંવર રચ્યો હતો. ત્યાં કૌરવો પણ હતા. પાંડવો પણ બ્રાહ્મણના વેશમાં ત્યાં ગયા હતા. સ્વયંવરમાં નીચે પાણીમાં નજર રાખી ઊંચે ફરતા માછલાની આંખને બાણુ વડે વીંધવાની હતી. આ કાર્યમાં કોઈ રાજા ફાવ્યો નહિ. છેવટે અર્જુને મચ્છવેધ કર્યો. પછી માતા કુંતાની આજ્ઞાથી પાંચે પાંડવો દ્રૌપદીને પરણ્યા. પાંડવો જીવતા છે એમ દુર્યોધને આ વખતે જ જાણ્યું. તેઓ રાજભાગ માટે યુદ્ધ ન કરે તે માટે યમુના નદીના કાંઠા પરનો ઉજ્જડ પ્રદેશ તેમને કાઢી આપ્યો. પાંડવોએ ત્યાં ઇંદ્રપ્રસ્થ નામે નગર વસાવી તે પ્રદેશને રમણીય બનાવ્યો.

**પાંડવોનો રાજસૂય યજ્ઞ**

પાંડવોએ **રાજસૂય યજ્ઞ** કર્યો. સઘળા કૌરવો યજ્ઞમાં હાજર હતા. તેમનાથી પાંડવોની ચડતી કળા ખમાઈ નહિ. એથી કૌરવોએ તેમને પાયમાલ કરવા જુગાર રમવાનું આમંત્રણ આપ્યું. કૌરવોએ કપટથી યુધિષ્ઠિરને હરાવીને તેનું રાજ્ય લઈ લીધું, એટલું જ નહિ પણ સતી દ્રૌપદીને પણ યુધિષ્ઠિરે હોડમાં મૂકી અને તેમાં પણ હાર્યા. તેમને બાર વરસ વનવાસ જવાની અને તેરમા વરસે છુપા રહેવાની શરત સ્વીકારવી પડી. દ્રૌપદીનું ભરસભામાં દુઃશાસને અપમાન કર્યું. તેથી સભામાં હાહાકાર થયો. પાંડવો બાર વર્ષ સુધી વનમાં રહ્યા અને તેરમે વરસે **વિરાટ રાજાને** ત્યાં છૂપા વેશે રહ્યા.

**મહાભારતનું યુદ્ધ**

વનવાસ ભોગવી આવ્યા પછી પાંડવોએ પોતાનું રાજ્ય પાછું માગ્યું, પણ દુર્યોધને તે પાછું આપ્યું નહિ. આથી પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ થયું, તેનું નામ **મહાભારત.** કુરૂક્ષેત્રના મેદાનમાં અઢાર દિવસ સુધી ભારે યુદ્ધ થયું. તેમાં કૌરવો મરાયા. આ યુદ્ધમાં પાંડવોને શ્રીકૃષ્ણે ઘણી મદદ કરી હતી. યુધિષ્ઠિર ગાદીએ બેઠા પણ આ સંહાર પછી તેમને રાજ્યભોગ

ભોગવવા ગમ્યા નહિ. તેથી અર્જુનના પૌત્ર પરીક્ષિતને ગાદીપર બેસાડી પાંડવો હિમાલયમાં પ્રભુ ભક્તિ કરવા ચાલ્યા ગયા.

## ૨. શ્રીકૃષ્ણ

શ્રીકૃષ્ણને હિંદુઓ ઈશ્વરનો અવતાર માને છે. **વસુદેવ**ના પુત્ર હતા. તે નાનપણમાં ગોકુળના **નંદરાજાને** ત્યાં ઉછર્યાં હતા. પોતાના મામા **કંસને** મારી સઘળા યાદવો સાથે તે હિંદની પશ્ચિમમાં **દ્વારકાં બેટ**માં જઈ વસ્યાં. અને ત્યાં નવી રાજગાદી સ્થાપી. અહિં યાદવોની જાહોજલાલી વધી. પાંડવોના રાજસૂય યજ્ઞ વખતે જ્યારે શ્રેષ્ઠ પુરૂષની પૂજા કરવાનો સમય આવ્યો ત્યારે ભીષ્મે કહ્યું: "શ્રીકૃષ્ણ જ્ઞાનવૃદ્ધ છે. સર્વના કરતાં અધિક બળવાન છે અને શૌર્ય, બુદ્ધિ અને વિનયમાં અનુપમ છે. આથી તે બધાના આચાર્ય, પિતા અને ગુરુ જેવા છે." તેથી તેમની પૂજા કરવામાં આવી હતી.

**શ્રીમદ્ ભગવદ્ ગીતા**

શ્રીકૃષ્ણે પાંડવ કૌરવોના યુદ્ધમાં બંને પક્ષને સરખી મદદ કરી હતી. કૌરવોને પોતાનું લશ્કર આપ્યું હતું. અને પાંડવો તરફ પોતે જાતે હથિયાર વિનાના થઈને ગયા હતા. લડાઈ દરમિયાન તેમણે અર્જુનના સારથીનું કામ કર્યું. લડાઈ શરુ થયા પહેલાં અર્જુને પોતાના ભાઈઓ અને સગાં સંબંધીઓ સામે લડવા ના કહી ત્યારે અર્જુનની શંકાઓનું નિવારણ કરવાને ઉપદેશ કર્યો તે **ભગવદ્ ગીતા**ના નામથી ઓળખાય છે. તેમાં "આત્મા અમર છે. તેને કોઈ હણી શકતું નથી તથા તેનો નાશ થતો નથી. મનુષ્યે નિમિત્ત રૂપ બની કાર્યો કરવાં જ જોઈએ છતાં ફળની આશા રાખવી નહિ; તથા જ્ઞાન મેળવવા અંતે મોક્ષ પાળવા શું કરવું" તે બધું આ ઉત્તમ ગ્રંથમાં વર્ણવ્યું છે. હિંદુઓનો તે અમૂલ્ય ગ્રંથ છે.

**યાદવાસ્થળી**

પછી તેઓ દ્વારકાં આવ્યા. પણ હવે યાદવો સત્તાના મદથી છકી જઈ દારૂના બૂરા વ્યસનમાં સપડાયા હતા તથા અનીતિથી વર્તતા હતા. શ્રીકૃષ્ણ સઘળા યાદવો સાથે **પ્રભાસ પાટણ**ની જાત્રાએ ગયા. ત્યાં દારૂ પીને તેઓ અંદર

અંદર લડીને કપાઈ મુઆ. આ શોકમાં શ્રીકૃષ્ણ પદ્માસનવાળી પીપળાના ઝાડ નીચે બેઠા. તેને એક પારધીએ હરણ સમજી બાણ માર્યું, તેથી તેમનું મૃત્યું થયું. યાદવાસ્થળીમાંથી બચેલા યાદવો સિંધ અને ઉત્તર હિંદ તરફ ગયા અને કેટલેક વરસે જેસલમીર વગેરે નાનાં રાજ્યો સ્થાપ્યાં. કચ્છના હાલના રાવ યાદવ વંશના છે.

**મહાકાવ્ય મહાભારત**

પાંડવ કૌરવો તથા શ્રીકૃષ્ણની સઘળી કથા સાથે આર્યોની સામાજિક રહેણીકરણી, સ્થિતિ તથા ઉપયોગી હકીકતથી ભરેલો ગ્રંથ તે **મહાભારત.** આ ગ્રંથ **વ્યાસ** મુનિએ રચ્યો છે. હિંદુઓ તેને 'પાંચમો વેદ' કહે છે. રામાયણ અને મહાભાર વીર રસથી ભરપૂર મહાકાવ્યો છે. વળી તે સમયમાં રચાએલું **વિદુર નીતિ**નું પુસ્તક પણ અગત્યનું છે. પાંડવોને રાજભાગ આપવા માટે દુર્યોધનને વિદુરે ખૂબ સમજાવેલો. તે સઘળાં નીતિનાં સૂત્રોનો ગ્રંથ **'વિદુર નીતિ'**ને નામે જાણીતો છે.

**સાર–બોધ**

મહાભારત વાંચવાથી **'ધર્મનો જય'** અને **'પાપનો ક્ષય'** એ સત્ય મળી આવે છે. -કૌરવોએ કપટનીતિ આદરી રાજધર્મને બાજુએ મૂકી પાંડવોને દુ:ખ દેવામાં બાકી રાખી નહિ. પણ પાંડવોએ ધૈર્યથી અને સહનશીલતાથી સર્વ દુ:ખો ખમવામાં અવધિ કરી. બંનેને શું ફળ મળ્યું તે આપણે જાણીએ છીએ. સ્વાર્થને માટે કેવાં કર્મો માણસ કરે છે તેવી જિંદગીની કાળી બાજુ મહાભારત વાંચતાં જણાય છે. વળી યુધિષ્ઠિર જેવા ધર્માત્મા પણ જુગાર રમવાની ભૂલ કરી બેઠા, તેનું કેવું પરિણામ ભોગવવું પડ્યું તે ખાસ વિચારવા જેવું છે. પોતાની પ્રિય પત્નીને જુગારમાં મૂકવા જેટલી હિંમત તે સમયના ક્ષત્રિયોમાં હતી, તે સ્ત્રી સમાજની હલકી દશાનું ચિત્ર રજૂ કરે છે.

મહાભારતના કાળમાં બ્રાહ્મણો કરતાં ક્ષત્રિઓનું જોર વિશેષ હતું, વર્ણવ્યવસ્થા તૂટવા લાગી હતી, તેથી અસખ્ય પેટા ભેદ

**સામાજિક સ્થિતિ** ઉત્પન્ન થયા હોય એમ લાગે છે. જો કે તેમાં સખત નિયમ ન હતો. રોટીબેટીનો વ્યવહાર હતો. ઉચ્ચ વર્ણનો પુરુષ હલકા વર્ણની કન્યા સાથે લગ્ન કરી શકતો. પણ નીચ વર્ણનો પુરૂષ ઉચ્ચ વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરી શકતો નહિ. સ્ત્રીઓ ભણેલી, સદાચારણી, તેમ પુરુષો જેવી જ શૂરવીર પણ હતી. સતી થવાનો ચાલ હશે એમ જણાય છે. ખેતી અને પશુપાલન એ મુખ્ય ધંધો હતો. બ્રાહ્મણો વિદ્વાન હતા અને યુદ્ધ કરી જાણતા. રાજા અને રંક એક જ ગુરુને ત્યાં વિદ્યા ભણી શકતા. ક્ષત્રિયો બળવાન હતા. કળા, કૌશલ્ય, વેપાર, ઉદ્યોગ અને વિદ્યાનાં ક્ષેત્રોમાં તે સમયના લોકો ઊંચી કક્ષાએ પહોંચ્યા હતા.

## પ્રશ્નો

૧. મહાભારતની કથા ટંકમાં કહો. તેમાંથી શો બોધ ગ્રહણ કરી શકાય?
૨. **ભીષ્મ, શ્રીકૃષ્ણ, ભગવદ્ગીતા** અને **વિદુરનીતી** વિષે ટુંક નોંધ લખો.
૩. મહાભારતના સમયમાં આર્યોની સામાજિક રહેણીકરણીની સ્થિતિ કેવી હતી?
૪. 'ધર્મનો જય અને પાપનો ક્ષય' એ વાક્ય મહાભારતથી કેવી રીતે સિદ્ધ થાય છે?

# ૬. નવા ધર્મો

## ૧. જૈન ધર્મ અને મહાવીર સ્વામી

**નવા ધર્મોની ઉત્પત્તિ કેમ થઈ?**

બ્રાહ્મણોએ યજ્ઞની ક્રિયાઓ ગુંચવણ ભરેલી કરી. વળી ધર્મને નામે યજ્ઞોમાં હિંસા બહુ થવા લાગી. બ્રહ્મચર્ય અને તપના બળથી સમાજ પર છાપ પાડનારા બ્રાહ્મણો ધન મેળવવા લોભી બન્યા. ગુણકર્મ પર રચાએલી વર્ણવ્યવસ્થાનો લોપ થયો. આ પરિસ્થિતિમાં જૈન અને બૌદ્ધ ધર્મની ઉત્પત્તિ થઈ એમ માની શકાય છે.

**જૈન એટલે શું?**

જૈન ધર્મના પહેલા તીર્થંકર **ઋષભદેવજી** થયા. તેમજ ઇ. સ. પૂર્વે ૮મા સૈકામાં **પાર્શ્વનાથ** નામના સાધુએ તેવો જ ઉપદેશ આપ્યો. તે ધર્મનો પુનરુદ્ધાર કરી **મહાવીર સ્વામી**એ નવીન સ્વરૂપે જૈન ધર્મની પ્રતિષ્ઠા કરી. આ પ્રમાણે **જૈન** ધર્મ બૌદ્ધ ધર્મ કરતાં જૂનો છે. "**જૈન**" શબ્દ '**જીન**' ઉપરથી થયો છે. 'જીન' એટલે જીતનાર. જેણે મન, વચન અને કાયાથી પોતાની ઈંદ્રિઓ જીતી છે એવા મહાત્માના ઉપદેશને માનનારા **જૈન** કહેવાયા. આપણે તે ધર્મના સ્થાપક છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીનું જીવન તપાસીએ.

## મહાવીર સ્વામી

આજથી અઢી હજાર વર્ષ પહેલાં હાલના પટણા શહેરથી ઉત્તરે ક્ષત્રિયકુંડ નામે ગામ હતું. ત્યાંના સિદ્ધાર્થ નામના ક્ષત્રિય રાજાની પત્નિ ત્રિશલાદેવીને પેટે મહાવીર સ્વામીનો જન્મ થયો. ઇ. સ. પૂ. ૫૯૯. આ બાળકના જન્મ પછી તેમના માતપિતાની સુખ સમૃદ્ધિ વધ્યાં, તેથી તેમનું નામ **વર્ધનકુમાર** રાખ્યું.

**ગ્રૃહત્યાગ**

તે સુખસંપત્તિમાં ઊછર્યા હતા છતાં તેમને વિચાર આવતો કે 'આ સુખ ખરૂં સુખ નથી. આમ તેનામાં વૈરાગ્ય જાગ્રત થતો. તેમનું યશોદા નામે રાજકુમારી સાથે લગ્ન કર્યું હતું. તેનાથી તેમને પ્રિયદર્શના નામે પુત્રી થઈ. ૨૮ વરસની ઉંમરે તેમની પત્ની તથા પુત્રી મરણ પામવાથી તેમનો વૈરાગ્ય જાગ્રત થયો. તેને પરિણામે તે સાધુ બની ચાલી નીકળ્યા.

વર્ધમાનકુમારે મન વચન અને કાયાથી સાડાબાર વરસ સુધી તપ કરી પૂરેપૂરી સિદ્ધિ મેળવી. તેમાં તેમને પૂર્ણ જ્ઞાન પ્રગટ્યું. ત્યારથી તે **પૂર્ણપુરુષ** એટલે **મહાવીર** નામથી પ્રસિદ્ધ થયા.

**મહાવીર પ્રાપ્તિ** તેમણે સંસારરૂપી નદી ઉતરવાને મનુષ્યો માટે આરો બાંધ્યો, તેથી તે **તીર્થંકર** પણ કહેવાયા. એ રીતે પોતાની આત્મશુદ્ધિ કરી તે જગતને ઉપદેશ આપવા નીકળ્યા.

તે કહે છે કે "બધા જીવોને આત્મકલ્યાણનો એક સરખો અધિકાર છે. જન્મથી કોઈ ઊંચનીચ છે જ નહિ. ઊંચનીચનું ખરૂં ધોરણ ગુણકર્મ પર છે." વળી તે કહેતા કે "જીવ માત્રની હિંસા કરવી તે પાપ છે અને મનને જીતવા સારૂ **તપ**–ઇંદ્રિય દમન જરૂરનું છે." ૩૦ વર્ષ સુધી મગધ અને કોશલ રાજ્યમાં આ પ્રમાણે ઉપદેશ આપી ઇ. સ. પર૭માં તે નિર્વાણ પામ્યા.

**ઉપદેશ**

તેઓ અહિંસા એ જ પરમ ધર્મ છે એમ માને છે. જગતનો કર્તા ઇશ્વર છે એવું તે માનતા નથી. પણ દરેક જીવ કર્મનાં મલિન વસ્ત્ર દૂર કરીને પરમાત્મા રૂપ બની શકે અને ઇશ્વરત્વ પ્રાપ્ત કરી શકે. તે ધર્મના **શ્વેતાંબર** અને **દિગંબર** એવા બે પંથ છે.

**જૈન ધર્મના સિદ્ધાંતો**

મહાવીર સ્વામી પછી જૈન ધર્મમાં ઘણા ફેરફાર થયા છે. એક વખતે હિંદુસ્તાનમાં જૈન ધર્મ બહુ જોર પર હતો. અત્યારે જૈનધર્મીઓની સંખ્યા રજપુતાના, માળવા, અને ગૂજરાતમાં સારી છે. જૈન ધર્મનું જ્યારે જોર હતું ત્યારે વિમળશા, વસ્તુપાળ અને તેજપાળે ગીરનાર, શેત્રુંજય અને આબુ પર પુષ્કળ પૈસા ખરચી સુંદર દહેરાં બંધાવ્યાં છે. તે કળા કૌશલ્ય અને કોતરકામ માટે જાણીતાં છે. જૈન ધર્મના મુખ્ય અનુયાયીઓ અત્યારે વણિક લોકો છે.

## પ્રશ્નો

૧. **જૈન** એટલે શું ? તે ધર્મના સ્થાપનાર વિષે ટૂંકમાં લખો.
૨. જૈન ધર્મનો પ્રચાર જલદી કેમ થયો ? તે ધર્મના સિદ્ધાંતો લખો.
૩. જૈન ધર્મની બ્રાહ્મણધર્મ પર શી અસર થઈ હતી તે લખો.

# ૨. બૌદ્ધ ધર્મ અને ગૌતમ બુદ્ધ

**જન્મ**

નેપાળની દક્ષિણે **કપિલવસ્તુ** નામે નગરીમાં ઇ. સ. પૂ. ૬૨૩માં શાક્ય લોકોના રાજા શુદ્ધોદનની સ્ત્રી માયાને એક કુંવર થયો, તેનું નામ સિદ્ધાર્થ રાખ્યું. તેને જ્ઞાન થયા પછીથી તેને **ગૌતમ બુધ્ધ** કહેતા.

રાજકુમારને ઘટતી કેળવણી આપ્યા પછી તેનાં લગ્ન યશોધરા નામે એક સુંદર સ્ત્રી સાથે કર્યા હતાં. તે સુખચેનમાં દિવસો ગાળતો. તેના પિતાએ તેને સંસારનાં દુઃખ નજરે ન પડે તેવી યોજના કરી હતી.

**ગૃહત્યાગ**

એક સમયે સિદ્ધાર્થકુમારે નગરમાં ફરતાં એક બહુજ અશક્ત ઘરડા માણસને જોયો. ત્યાર પછી એક મુડદું જોયું. આ બધાં દ્રશ્યોથી તેનું મન આકુળવ્યાકુળ થઈ ગયું. તેણે વિચાર્યું કે જગત સઘળું દુઃખમાં સપડાયલું છે તેણે સાચું સુખ શોધવાનો નિશ્ચય કર્યો. તે જ રાત્રે પોતાની પ્રિય પત્ની તથા પુત્ર રાહુલને તજીને ચાલી નીકળ્યો. આ બનાવ તેના જીવનમાં **'મહાભિનિષ્ક્રમણ'** નામથી પ્રસિદ્ધ છે. આ સમયે તેની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની હતી.

**જ્ઞાન પ્રાપ્તી**
**બુધ્ધ થયા**

વનમાં તપ આદર્યું. તેથી જ્ઞાન પ્રાપ્ત થયું નહીં. પણ ચિત્તની શુદ્ધિ થઈ. તે **ગયા** પાસે પીપળાના વૃક્ષ નીચે બેઠા બેઠા ચિંતન કરતા હતા. તેવામાં તેમના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થયો અને પૂર્ણ જ્ઞાન પામ્યા. માટે તેમને બુધ્ધ એટલે **જ્ઞાની** પણ કહે છે. તે વૃક્ષને **બોધિવૃક્ષ** અને તે જગાને **બુધ્ધ ગયા** કહે છે.

**ઉપદેશ**

પોતાને થએલા જ્ઞાનનો લાભ જગતને આપવા સારૂ પ્રથમ તેમણે સારનાથ જઈ ઉપદેશ આપ્યો. પછી કાશી ગયા ત્યાં તેમને પાંચ શિષ્યો થયા. તેમણે લોકો માટે ચાર સત્યો અને મુક્તિ મેળવવાનાં આઠ સાધનો નક્કી કર્યાં. મગધનો

બળવાન રાજા બિંબસાર, અને શાક્ય કોમના બધા લોકો બૌદ્ધ ધર્મમાં ભળ્યા. તે ઇ. સ. ૪૭૭માં નિર્વાણ પામ્યા.

**ધર્મના સિદ્ધાંતો.**

બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો હિંદુ ધર્મને મળતા છે. તેમનાં ચાર સત્યોઃ (૧) આ જીવન દુઃખમય છે અને દુઃખનું મૂળ ઇચ્છાઓ છે. (૨) વાસનાનો નાશ કરવાથી દુઃખ ટાળી શકાય છે. (૩) એજ વાસનાથી પુનર્જન્મ થાય છે. (૪) મનુષ્યને પવિત્ર આચરણ રાખવાથી નિર્વાણપદની પ્રાપ્તિ થાય છે. તે માટે તેમણે આઠ માર્ગ બતાવ્યા છે. (૧) શુભ દૃષ્ટિ (૨) શુભ સંકલ્પ (૩) શુભ વાણી (૪) શુભ કર્મ ,:(૫) શુભ આજીવિકા (૬) શુભ પ્રયત્ન (૭) શુભ ધ્યાન અને (૮) શુભ નિશ્ચય. એ ઉપરાંત પાંચ શિક્ષા પણ આપી છે. (૧) બ્રહ્મચર્ય પાળવું. (૨) ચોરી કરવી નહિ. (૩) હિંસા કરવી નહિ. (૪) જુઠું બોલવું નહિ. અને (૫) કેફી પદાર્થોનું સેવન કરવું નહિ.



બુદ્ધ ભગવાન

**ધર્મનો પ્રચાર**

બુદ્ધદેવ અને તેમના શિષ્યોનો ઉપદેશ લોકોને ગમ્યો અને તેને લીધે ઘણાં સ્ત્રીપુરુષો સાદું જીવન ગાળવા લાગ્યા. કેટલાક સાધુ થઇને મઠ બાંધી રહેવા લાગ્યાં. આ ભિક્ષુસંઘે ઉપદેશનું કામ ચાલું રાખ્યું. આ રીતે બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો ઉત્તર હિંદમાં અને હિંદ બહાર ફેલાયા. હાલમાં જો કે હિંદમાં બહુ થોડા બૌદ્ધો છે, પણ સિલોન, બ્રહ્મદેશ, સિયામ, તિબેટ, ચીન અને જાપાનમાં ઘણા છે આ પ્રમાણે બૌદ્ધધર્મ ફેલાવાનાં કારણોમાં મુખ્ય તેની સાદાઈ અને સરળતા હતી. વળી અહિંસા અને સદાચારના નિયમોને વળગી

રહી કોઈ પણ મનુષ્ય તે ધર્મ સ્વીકારી શકતો. તે વખતના રાજાઓ બિંબસાર, અશોક અને કનિષ્કે રાજ્ય તરફથી તેને આશ્રય આપી ઠેકાણે ઠેકાણે ધર્મ પ્રચારકો મોકલી આપ્યા. મઠમાં રહેનારા સાધુઓએ બૌદ્ધધર્મનું સઘળું સાહિત્ય બધા લોકો સમજે તેવી સરળ ભાષામાં રચ્યું તેથી ધર્મ-પ્રચારમાં ઊમેરો થયો.

**વૈદિક અને બૌદ્ધ ધર્મની સરખામણી**

વૈદિક ધર્મની પડતીનું કારણ બ્રાહ્મણો હતા. તેમણે યજ્ઞની ક્રિયાઓ ખરચાળ અને ગુંચવણ ભરેલી કરી હતી; હિંસા પણ વધારી મૂકી હતી. બ્રાહ્મણો બીજા વર્ણો તથા શુદ્રો તરફ તિરસ્કારથી જોતા. પણ બૌદ્ધ ધર્મમાં વર્ણભેદ ન હોવાથી બ્રાહ્મણધર્મને ફટકો લાગ્યો.

**જૈન ધર્મ બૌદ્ધ ધર્મ**

જૈન ધર્મ બૌદ્ધ ધર્મ ખરી રીતે બંને બ્રાહ્મણ ધર્મના સુધારા રૂપે નીકળ્યા હતા. બંનેના પ્રચારકો રાજકુમારો હતા. બંનેમાં સાધુઓ ઉપદેશ આપે છે. વેદ અને ઈશ્વરને ન માનતાં બંને ધર્મો કહે છે કે શુભ કર્મથી **નિર્વાણ** મળે છે. જૈનો દેહ કષ્ટમાં માને છે, ત્યારે બૌદ્ધો શુભ કર્મમાં માને છે. બંનેમાં જાતિભેદ નથી.

**નવા ધર્મોની હિંદમાં અસર**

આ બંને ધર્મની હિંદની સંસ્કૃતિ પર જબરી અસર થઈ. તેમાં સર્વ વર્ણ ભળી શક્યા. મઠો સ્તૂપો અને શિલાલેખોને લીધે કળાકૌશલ્ય વધ્યાં, નવી લીપિ દાખલ થઈ, પશુ હિંસા બંધ થઈ, પાંજરાપોળો સ્થપાઈ અને પશુઓ માટે તથા મનુષ્યો માટે દવાખાનાં સ્થપાયાં. આ રીતે હિંદની કીર્તિ પ્રદેશમાં ફેલાઈ.

**ધર્મના બે પંથ**

બુદ્ધદેવના મરણ પછી બસેં વરસે બૌદ્ધ ધર્મના બે પક્ષ પડી ગયાઃ (૧) હીનયાન. (૨) મહાયાન. પહેલા પક્ષવાળા બૌદ્ધ ધર્મના મૂળ સિદ્ધાંતોને વળગી રહ્યા. જ્યારે બીજા પક્ષે પ્રાર્થના અને મૂર્તિપૂજા દાખલ કરી.

## પ્રશ્નો

૧. ગૌતમ બુદ્ધનું જીવનચરિત્ર ટુંકમાં લખો. તેનામાં બાળપણથી જ મહાપુરુષ થવાનાં લક્ષણ હતાં એ સાબીત કરો.
૨. બૌદ્ધધર્મના સિદ્ધાંતો કહો. હિંદુધર્મ પર તેની શી અસર થઈ?
૩. બૌદ્ધ તથા જૈનધર્મ અને બ્રાહ્મણધર્મ વચ્ચે શો તફાવત છે?
૪. હિનયાન અને મહાયાન એટલે શું ?
૫. બૌદ્ધ ધર્મ સ્થપાયો તેથી લોકોને શો લાભ થયો ?

---

# ૩ બૌદ્ધયુગ

## ૧. હિંદનાં બળવાન રાજ્યો.

**દસ બળવાન રાજ્યો**

મહાભારતના યુદ્ધ પછી આખા હિંદમાં શાંતિ અને સમૃદ્ધિનો સમય શરુ થયો. હિંદમાં કેટલાંક નાનાં રાજ્યો ઉપરાંત બળવાન રાજ્યો પણ સ્થપાયાં હતાં. તેમાં દસ રાજ્યો ખાસ જાણીતાં હતાં. (૧) સૌથી બળવાન રાજ્ય બિહારમાં **મગધ**નું હતું. (૨) પશ્ચિમ બંગાળામાં **અંગદેશ**નું. (૩) પૂર્વ બંગાળામાં **બંગ** લોકોનું, (૪) કલિંગનું. (૫) **અવન્તિ**નું. (૬) **સૌરાષ્ટ્ર**નું. (૭) દક્ષિણમાં **આંધ્ર**નું રાજ્ય. (૮) **ચોલા** (૯) **પાંડય** અને (૧૦) **ચેરા**નું.

## ૨. હિંદપર પરદેશીઓના હુમલા

**કેટલાક પ્રાચીન હુમલા**

[પાંડવો પરીક્ષિતને રાજ્ય સોંપીને ગયા પછી તે વંશના રાજ્ય અમલમાં એસીરિઆ દેશની **સેમિરામીસ** રાણી હિંદપર ઇ. સ. પૂ. ૧૮૦૦માં ચડી આવી હતી. તે પછી ઇ. સ. પૂ. ૧૩૦૮માં મિસર દેશનો **એસોસ્ત્રિસ** રાજા પંજાબ પર ચઢી આવ્યો હતો. ત્યારપછીના સમયની ચોક્કસ માહિતી મળતી નથી, પણ ઇરાનના રાજા **દરાયસે** ઇ. સ. પૂ. ૫૧૮માં હિંદ પર સ્વારી કરી પંજાબ પ્રાંત જીતી પોતાના રાજય સાથે જોડી દીધો હતો. દરાયસને ત્યાંથી ઘણું મળ્યું હતું.]

# ૧. ગ્રીકોના હુમલા

## મહાન સિકંદર

**જીવનચરિત્ર**

તે યૂરોપમાં આવેલા મેસેડોનિયાના રાજા ફિલિપનો પુત્ર હતો. તે સમયના ગ્રીક લોકો સૌથી બળવાન અને સુધરેલા હતા. ફિલિપ જ્યારે આસપાસના દેશ જીતતો ત્યારે આ નાનો કુમાર તેના મિત્રોને કહેતો કે "જો મારા પિતા બધો જ મુલક જીતશે તો પછી હું કયો દેશ જીતવા જઈશ?" આ શબ્દો પરથી તે કેવો મહત્વાકાંક્ષી હતો તે જણાય છે. તે શૂરવીર અને બુદ્ધિમાન હતો.

**જીતેલો પ્રદેશ**

ફિલિપના મરણ પછી સિકંદર વીસ વરસની ઉંમરે ગાદીએ બેઠો. તેની પાસે મોટું બળવાન સૈન્ય હતું, ગાદીએ આવ્યા પછી તે એશિયામાઇનોર, મિસર, ઇરાન અને અફઘાનિસ્તાનનો કેટલોક ભાગ જીતી હિંદમાં આવી પહોંચ્યો.

**હિંદનું તક્ષશિલા**

સિકંદરે ખૈબરઘાટ ઓળંગીને તક્ષશિલા પર ચડાઈ કરી. ત્યાંનો રાજા **આંતી** પુષ્કળ ભેટ લઇ તેને મળવા ગયો અને તેણે સિકંદરનું દાસત્વ સ્વીકાર્યું. આ સમયે તક્ષશિલા વિશ્વવિદ્યાલયમાં દૂર દેશથી કેટલાએ વિદ્યાર્થીઓ અભ્યાસ માટે આવતા. મહાન વ્યાકરણશાસ્ત્રી **પાણિની** અને રાજ્યનીતિજ્ઞ **ચાણક્ય** તે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ હતા.

**પોરસ પર ચડાઈ**

સિકંદર ત્યાંથી આગળ વધી ઝેલમ નદી આવી પહોંચ્યો. તે વખતે લાહોરનો રાજા **પોરસ** સિકંદરની સામો થયો. બંને વચ્ચે ભારે યુદ્ધ થયું. પોરસ બહુ બહાદુરીથી લડવા છતાં પણ હાર્યો અને કેદ પકડાયો–ઈ. સ. પૂ. ૩૨૭. પોરસને કેદ પકડીને સિકંદર પાસે લઈ ગયા ત્યારે સિકંદરે પૂછ્યું કે 'તમે મારા તરફથી કેવા વ્યવહારની આશા રાખો છો?' ત્યારે તેણે વગર અચકયે જવાબ આપ્યો કે 'એક રાજાને છાજે એવા.' તેના

આ દૃઢતા ભરેલા જવાબથી સિકંદર ખુશ થયો અને તેનું રાજ્ય પાછું સોંપ્યું.

**સિકંદરની ઇચ્છા**

આ સમયે મગધનો **ચંદ્રગુપ્ત** રાજા સિકંદરને મળવા આવ્યો અને મગધના નંદ વંશના રાજા મહાપદ્મનું રાજ્ય જીતી લેવા વિનતિ કરી. સિકંદરની ઇચ્છા હિંદનાં બધાં રાજ્યો જીતવાની હતી. પણ તેનું સૈન્ય લાંબી મજલથી બહુ કંટાળી ગયું હતું અને પોરસ સાથેની લડાઈના અનુભવ પછી હિંદની અજાણી ભૂમિમાં લડવાની તેમનામાં હિંમત ઓછી થઈ ગઈ હતી. તેથી ન છુટકે સિકંદર પાછો ફર્યો.

**મરણ**

સિકંદરે બાબીલોન જઈ યુફ્રેતિસ નદીને કિનારે મુકામ નાખ્યો. તેની ઇચ્છા અરબસ્તાન જીતવાની હતી. પણ તે માંદો પડયો અને ૨૭ દિવસની બિમારીમાં ૩૨ વરસની યુવાન વયે તે મરણ પામ્યો–ઈ. સ. પૂ. ૩૨૩. તેના મરણ પછી તેનું વિશાળ રાજ્ય તેના સરદારોએ વહેંચી લીધું.

**તેની ચડાઇની અસર**

સિકંદરની ચડાઈ ઘણી અગત્યની મનાય છે. ગ્રીકો સુધરેલા અને તત્વજ્ઞાની હતા. સિકંદર પોતાના લશ્કર સાથે કેટલાક ઈતિહાસવેત્તા, તત્વજ્ઞાનીઓ અને કારીગરો લેતો આવ્યો હતો. તેમણે સિકંદરની જે સાહસકથા લખી છે તે પરથી હિંદનો તે સમયનો ઈતિહાસ જાણી શકાય છે. વળી હિંદ અને ગ્રીસના વિદ્વાનો એક બીજાના સમાગમમાં આવ્યા તથા ગ્રીસ દેશ સુધીની ભૂગોળ જાણવામાં આવી. સાથે સાથે જમીન માર્ગ અને જળ માર્ગ ખુલ્લા થવાથી તે રસ્તે દેશનો વેપાર વધ્યો. એ રીતે હિંદને તો લાભ જ થયો.

## સેલ્યુકસ

સિકંદરનો મુખ્ય સરદાર સેલ્યુકસ નિકેટર કરીને હતો. તે લશ્કર સાથે ઇ. સ. પૂ. ૩૦૫માં ચડી આવ્યો. આ સમયે મગધમાં

**હિંદપર ચડાઈ** મૌર્યવંશનો ચંદ્રગુપ્ત નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે સેલ્યુકસને સજ્જડ હાર ખવરાવી. સેલ્યુકસે ચંદ્રગુપ્ત સાથે સલાહ કરી કાબુલ, કંદહાર અને હેરાત પ્રાંત આપ્યા તથા પોતાની કુંવરી **હેલન** પરણાવી ને મેગેસ્થનિસ નામના એક ગ્રીક એલચીને ચંદ્રગુપ્તના દરબારમાં મૂકતો ગયો. તેણે તે સમયના હિંદનો હેવાલ લખ્યો છે, તે પ્રમાણભૂત ગણાય છે.

## મિનેંદર

ગ્રીક રાજાઓમાં મિનંદર રાજા ઘણો બળવાન હતો. તે હિંદપર ચડી આવ્યો. તે વખતે મગધની ગાદીએ શુંગવંશનો **હિંદનો જીતેલો મુલક** પુષ્યમિત્ર રાજા હતો. મિનંદરે પંજાબ, સિંધ, મથુરાં અને કાઠિયાવાડ સુધીનો પ્રદેશ કબજે કરી પાટલીપુત્ર પર ચડાઈ કરી પણ પૃષ્યમિત્ર તેને હરાવી શક્યો નહિ. ઇ. સ. પૂ. ૧૫૮. મિનંદર રાજા બૌદ્ધ ધર્મી હતો. તેણે બૌદ્ધ ધર્મને સારું ઉત્તેજન આપ્યું હતું.

## ૨. ક્ષત્રપોના હુમલા

[ મધ્ય એશિયામાં રહેતા શક લોકો ઇ. સ. પૂ. પહેલા સૈકામાં હિંદ પર ચડી આવ્યા હતા. તેમણે અફઘાનિસ્તાન કબજે કર્યો હતો, તેથી તે પ્રદેશ 'શકસ્થાન' કે 'સિસ્તાન' કહેવાયો. શક લોકો હિંદમાં આવ્યા પછી વૈદિક ધર્મી બની આર્ય જાતિમાં ભળી ગયા. હિંદમાં તેમણે રાજ્ય સ્થાપી **ક્ષત્રપ** કે **મહાક્ષત્રપ**નો ઇલ્કાબ ધારણ કર્યો. આ લોકમાં રૂદ્રદામન નામે બળવાન રાજા થઈ ગયો. ]

## રૂદ્રદામન

તેણે આંધ્રરાજાને હરાવી માળવા અને કાઠિયાવાડમાં પોતાની સત્તા જમાવી હતી. તેણે જૂનાગઢમાં સુદર્શન તળાવ સમરાવી દામોદર કુંડ બંધાવ્યો હતો, જે અદ્યાપિ મોજુદ છે. તેની રાજગાદી ઉજ્જનમાં હતી. આ વંશના રાજ્યકર્તાઓને ગુપ્તવંશના ચંદ્રગુપ્તે હરાવી તેમની સત્તાનો નાશ કર્યો.

## ૩. કુશાન લોકોના હુમલા

[ કુશાનો મધ્ય એશિયામાંથી કાબુલને રસ્તે હિંદમાં પેઠા. તેમણે કાશ્મિર અને પંજાબ જીતી ત્યાં રાજ્ય સ્થાપ્યું. તે વંશમાં મહારાજા કનિષ્ક પ્રખ્યાત છે. ]

### મહારાજા કનિષ્ક

આ રાજા અતિ બળવાન હતો. તેની રાજધાની પુરુષપુર (પેશાવર)માં હતી. તેણે બૌદ્ધ ધર્મ સ્વીકારી તેને રાજ્યધર્મ ગણી મદદ કરી હતી. તેણે ઇ. સ. પૂ. ૪૦માં બૌદ્ધ સાધુઓની સભા બોલાવી હતી. તે સમયથી બૌદ્ધ ધર્મના બે પંથ પડ્યા. બૌદ્ધ ધર્મના ઉત્તેજન માટે તેણે કેટલાક સ્તૂપો અને વિહારો બંધાવ્યા. આયુર્વેદમાં **ચરકસંહિતા** નામે ઉત્તમ ગ્રંથ લખનાર **ચરક** નામે વિદ્વાન આ રાજાના સમયમાં જ થયો હતો. મહારાજા કનિષ્ક ૪૫ વરસ રાજ્ય કરી મરણ પામ્યા. તેનો શક ઇ. સ. ૭૮થી ગણવામાં આવે છે.

**તેનો રાજ્ય વિસ્તાર**

કુશાન સરદારોને હૂણ લોકોએ ઉથલાવી નાખ્યા.

## ૪. હૂણોના હુમલા

[ મધ્ય એશિયામાંથી હિંદુસ્તાનપર ચડી આવનાર હૂણોનું આક્રમણ છેલ્લું હતું. તેમણે ઇરાન જીતી ત્યાં રાજ્ય સ્થાપ્યું હતું. તે પછી તેઓ હિંદમાં આવ્યા. સરદાર **તોરમાણે** માળવામાં રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૫૦૮].

### મિહિરગુળ

તોરમાણનો પુત્ર **મિહિરગુળ** ગાદીએ આવ્યો. તે શિવભક્ત હતો, તેથી બૌદ્ધ સ્તૂપોને તોડી તેણે ઘણું નુકશાન કર્યું. તેણે શિયાલકોટમાં રાજધાની સ્થાપી હતી. તેની ક્રૂરતાને લીધે મોટો બળવો જાગ્યો. છેવટે ગુપ્ત વંશના નરસિંહગુપ્ત બાલાદિત્યે તેને હરાવ્યો. મિહિરગુળ કાશ્મિર તરફ નાઠો અને ત્યાં જ મરણ પામ્યો. ઇ. સ. ૫૩૦. આ હાર પછી હૂણો નબળા પડ્યા.

**તેનો જુલમ**

**સ્વારીઓની અસર**

હિંદ ઉપર ચડી આવેલા ગ્રીક, શક, કુશાન અને હૂણોના હુમલાઓથી હિંદના લોકોને ઘણું વેઠવું પડેલું. પણ તેમાંના ઘણા લોકોથી લાભ પણ થયો છે. કેટલાક સરદારોએ હિંદમાં રાજ્ય સ્થાપી વસવાટ કરીને બૌદ્ધ ધર્મને ઉત્તેજન આપ્યું હતું. ઘણાઓ હિંદુ ધર્મનો અંગીકાર કરી આર્યો ભેગા મળી ગયા. એ રીતે હિંદની પ્રજામાં વધારો થયો હતો.

## પ્રશ્નો

૧. હિંદમાં કયાં કયાં પરદેશી ટોળાં આવ્યાં? તેમણે શું શું કર્યું?
૨. મહાન સિકંદર વિષે ટૂંક નોંધ લખો. અને તેની પંજાબ પરની ચડાઈથી હિંદ પર શી અસર થઈ?
૩. નીચેની વ્યક્તિઓ વિષે ટૂંકમાં લખો:
(૧) કનિષ્ક. (૨) રુદ્રદામન. (૩) મિહિરગુળ. (૪) મિનેંદર.
૪. પરદેશી સ્વારીઓથી હિંદ પર શી અસર થઈ? ગ્રીક લોકોના સમાગમથી હિંદને થએલા લાભાલાભ વર્ણવો.
૫. હૂણ લોકો વિષે ટૂંક નોંધ લખો.

# ૩. મગધનું મહારાજ્ય

## ૧. શિશુનાગવંશ

[ અસલથી હિંદનાં રાજ્યોમાં મગધનું મહારાજ્ય બળવાન હતું. મહાભારતના સમયમાં મગધનો જરાસંધ રાજા બળવાન ગણાતો હતો. તેની પછી બીજા અઠ્ઠાવીસ રાજા થયા. તેમની પૂર્ણ હકીકત મળતી નથી. ઈ. સ. પૂ. સાતમા સૈકામાં મગધમાં શિશુનાગ વંશની સત્તા હતી. એ વંશમાં બિંબિસાર નામનો પ્રખ્યાત રાજા થયો હતો. ]

### ૧. રાજા બિંબિસાર

**બૌધ ધર્મનો સ્વીકાર**

તેની રાજધાની રાજગૃહમાં હતી. બિંબિસાર રાજગૃહમાં મોટો યજ્ઞ કરવાનો હતો, તેમાં ઘણાં પશુ હોમવાનાં હતાં. આ સમયે બુદ્ધદેવ ત્યાં આવી પહોંચ્યા. તેમણે હિંસક યજ્ઞ બંધ રખાવી રાજાને બૌધ ધર્મમાં ભેળવ્યો. આ રાજાએ બૌધ ધર્મને ઉત્તેજન આપ્યું હતું. તેને તેના પુત્ર અજાતશત્રુએ મારી નાખ્યો.

### ૨. અજાતશત્રુ

તે તેના બાપને ઈ. સ. પૂ. ૪૯૫માં મારીને ગાદી પર આવ્યો. તે બૌધ કે જૈન ધર્મને માનતો નહિ અને દુનિયામાં સુખ સિવાય બીજું કંઈ છે જ નહિ તેવી રીતે વર્તતો. તેણે કોશલ, વૈશાલિ અને કપિલવસ્તુ જીતી રાજ્યમાં વધારો કર્યો. તેમજ ગંગા અને શોણના સંગમ આગળ એક કિલ્લો બાંધી તેને પાટલીપુત્ર નામ આપ્યું.

તેના પછી ત્રણ ચાર રાજાઓ ગાદી પર આવ્યા. તેમની પૂરતી હકીકત મળતી નથી. આ સમયે લોકોની સ્થિતિ સારી હતી. દેશપરદેશ

**તે સમયના**

જોડે વેપાર સારો ચાલતો. વંશપરંપરાના ધંધાઓ ખીલ્યા હતા. સુથારો મકાનો બાંધતા; પૈડાં, ગાડીઓ

**હુન્નર ઉદ્યોગ** અને વહાણો બનાવી શકતા. લુહારો કરવત, ચપ્પુ અને સોય જેવી ઝીણી વસ્તુઓ બનાવતા. વણકરો બારીક કાપડ બનાવતા, તેમજ બીજાં કારીગરીનાં કામો ઘણાં થતાં એમ તે વખતનાં મળી આવતાં સાધનો પરથી જાણી શકાય છે. આ સમયે જૈન અને બૌધ ધર્મનો ઉદય થયો હતો.

## પ્રશ્નો

૧. રાજા બિંબિસારે બૌધ ધર્મ કેવી રીતે સ્વીકાર્યો ?

૨. અજાતશત્રુ વિષે શું જાણો છો ?

૩. તે સમયના હુન્નર ઉદ્યોગો વિષે જાણતા હો તે લખો.

---

## ૨. નંદવંશ

[શિશુનાગ વંશ પછી નંદ વંશના રાજાઓનું મગધમાં રાજ્ય થયું. તે સમયે પાટલીપુત્ર રાજધાનીનું નગર હતું. નંદવંશમાં આઠ રાજાઓએ લગભગ સાઠેક વર્ષ રાજ્ય કર્યું. છેલ્લો રાજા હિરણ્યગુપ્ત ધનનંદ હતો.]

### ૧. મહાપદ્મ–ધનનંદ

**નંદવંશનો નાશ**

ધનનંદને મહાપદ્મ પણ કહેતા. પણ તે ઘણો જુલ્મી હતો. અને કળિનો અવતાર ગણાતો. તેની પાસે અખૂટ લક્ષ્મી હતી છતાં જોર જુલમથી નાણાં કઢાવવાથી પ્રજા તેનાથી કંટાળી ગઈ હતી. તે સમયના વિદ્વાન બ્રાહ્મણ **ચાણક્યનું** રાજસભામાં તેણે અપમાન કર્યું. તેથી તેના અનૌરસપુત્ર ચંદ્રગુપ્ત પાસે તેનો નાશ કરાવ્યો. ઈ. સ. પૂ. ૩૨૨.

## ૩. મૌર્યવંશ

### ૧. સમ્રાટ ચંદ્રગુપ્ત

**મૌર્યવંશની સ્થાપના**

**ચંદ્રગુપ્ત** નંદ રાજાનો નાશ કરવા માટે સિકંદરની મદદ મેળવવા ગયો હતો. તેણે પોતાના બ્રાહ્મણ મિત્ર **ચાણક્યની** મદદથી નંદવંશનું નિકંદન કાઢી મગધનું રાજ્ય કબજે કર્યું. તેની માના નામ **મુરાપરથી** આ વંશ **મૌર્યવંશ** કહેવાયો

**વિષ્ણુગુપ્ત ચાણક્ય.**

ચાણક્યે તક્ષશિલા જઈ વિદ્યા મેળવી હતી. તેનું ખરું નામ વિષ્ણુગુપ્ત હતું. નંદ રાજાએ તેનું અપમાન કરવાથી તેના વંશને ઉખેડી નાખવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી. તેથી નંદ વંશનું નિકંદન કાઢી તેણે ચંદ્રગુપ્તને મગધનો મહારાજા બનાવ્યો. આ વિદ્વાન બ્રાહ્મણે રાજ્યનીતિ, નામે ગ્રંથ બનાવ્યો છે, તે **ચાણક્યનીતિને** નામે પ્રસિદ્ધ છે.

ચંદ્રગુપ્તે પંજાબ, મધ્યદેશ, બંગાળા, સૌરાષ્ટ્ર મહારાષ્ટ્ર,' વિદર્ભ, વરાડ અને દૂર દૂરનાં છુટાં છુટાં રાજ્યોને એક છત્ર

**સામ્રાજ્યની સ્થાપના** નીચે લાવી મૌર્ય સામ્રાજ્યમાં દાખલ કર્યાં. આવી રીતે પ્રાચીન ભારતનો તે પહેલો ચક્રવર્તી રાજા કહેવાય છે.

**સેલ્યુકસની ચડાઈ** તમે જાણો છો કે તેના વખતમાં સેલ્યુકસ ચડી આવ્યો હતો. પણ તે હાર્યો હતો અને તેણે ચંદ્રગુપ્તને કેટલોક મુલક અને પોતાની કુંવરી આપ્યાં હતાં. તેનો મૅગેસ્થનિસ નામે એલચી ચંદ્રગુપ્તના દરબારમાં સાત વરસ રહ્યો હતો. તેણે એક ગ્રંથમાં હિંદની ભૂગોળ, પેદાશ, દેશની સંસ્થાઓ તથા રાજ્યવ્યવસ્થાનું વર્ણન કર્યું હતું. તે ગ્રંથ જો કે નાશ પામ્યો છે, પણ તેમાંથી કેટલાક વિદ્વાનોએ ઉતારા લીધેલા તે પરથી તે સમયની હકીકત જાણી શકાય છે. મેગેસ્થનિસે તે ગ્રંથમાં લખ્યું છે કે હિંદના લોકો સાદા કરકસરીઆ અને સુખી છે. તેઓ લડાઈ ટંટો કરતા નથી અને કોર્ટે ભાગ્યે જ જાય છે. તેઓ ઘણા વિશ્વાસુ અને લેવડદેવડમાં પ્રામાણિક છે. ખેતીવાડી સારી કરે છે. ફળફળાદી પુષ્કળ ખાય છે અને તેઓ યજ્ઞ સિવાય દારૂ પીતા નથી. તેઓ સત્યવાન અને સદાચરણી છે.'

**રાજ્ય વહીવટ.** આખા મહારાજ્યના ચાર મોટા ભાગ પાડી તે દરેક પર સુબા નીમ્યા હતા. રાજ્યવ્યવસ્થામાં મદદ કરનાર બાર સભાસદોનું મંડળ હતું. તેની સત્તા આપખુદ નહોતી. ખેતીવાડીપર ખાસ લક્ષ આપવાને તથા હુન્નર અને બજારમાં થતા વેચાણ પર નજર રાખવા માટે ખાસ અમલદાર નીમાતો. ખેતીને પાણી પૂરું પાડવા માટે નહેરખાતું હતું. વેપાર માટે રસ્તા બાંધ્યા હતા. વહાણવટું પણ ખીલેલું હોવાથી પરદેશો જોડે ખૂબ વેપાર વધ્યો. ખંભાત, ભરૂચ અને ઘોઘાબંદરથી પુષ્કળ ચીજો ચીન સુધી જતી. લોકોના રક્ષણને માટે ચોકીદારો હતા. ગુન્હેગારોને સખ્ત શિક્ષા થતી. દેહાંત દંડની શિક્ષા તે વખતમાં થતી હતી. નાના ગામોમાં મુખીઓ ન્યાય ચુકવતા. છેવટનો ન્યાય રાજા અને પ્રધાનમંડળ મળીને આપતા.

આ પરાક્રમી અને ચક્રવર્તી રાજા ૨૪ વર્ષ રાજ્ય કર્યા પછી

**મરણ** જૈન ધર્મ સ્વીકારી સાધુ બની ગયો, ને ઇ. સ. પૂ. ૨૯૭માં મરણ પામ્યો.

## ૨. બિંદુસાર

ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીપર આવ્યો. તેણે દક્ષિણનો નહિ જીતાએલો પ્રદેશ જીત્યો હતો. તે ઇ. સ. ૨૭૨માં મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર અશોક ગાદીએ આવ્યો.

## ૩. મહાન અશોક

અશોક નાનપણમાં બહુ તોફાની, અને ક્રૂર હોવાથી બિંદુસારનો તેના પર જરાએ પ્રેમ નહોતો. તેથી જ્યારે તક્ષશિલાની

**પૂર્વ ચરિત્ર** પ્રજાએ બળવો કર્યો ત્યારે તેને દૂર કરવા માટે લશ્કર આપી મોકલ્યો. ત્યાં યુક્તિથી તેણે બળવો શાંત કર્યો. ત્યાંથી પાછો ફર્યો ત્યારે બિંદુસાર મરણ પથારીએ હતો. તેના મરણ પછી પ્રધાન **રાધાગુપ્ત**ની મદદથી તેણે રાજગાદી લીધી.

## અશોકનું સામ્રાજ્ય

અશોકનો રાજ્યવિસ્તાર હિંદુકુશથી આસામ અને કાશ્મિરથી કૃષ્ણા નદી સુધી હતો. ફક્ત કલિંગ દેશ આ સમ્રાટને તાબે

**કલિંગની જીત** નહોતો. તેણે વિશાળ સૈન્ય સાથે ચડાઈ કરી તે દેશ જીતી લીધો. પરંતુ આ યુદ્ધમાં અસંખ્ય માણસો મરાયાં, તે જોઈ અશોકને ઘણો આઘાત થયો. ત્યાર પછી કોઈપણ દિવસ લડાઈ ન કરવી એવો તેણે નિશ્ચય કર્યો. અને જાહેર કર્યું કે 'મારા રાજ્યમાં અહિંસા અને પ્રેમ એ જ સૌથી સરસ કાયદો ગણાશે. ઐહિક રાજ્ય કરતાં ધર્મનું રાજ્ય ઉત્તમ છે માટે મનુષ્યવધ કરવો કોઈ રીતે વાજબી નથી.' તે પરથી તેણે અહિંસાધર્મ સ્વીકાર્યો અને મહાન બૌદ્ધ

**હૃદયપલટો** સાધુ **ઉપગુપ્ત**ના ઉપદેશથી બૌદ્ધ ધર્મનો અંગીકાર કરી તેને રાજધર્મ બનાવ્યો.

બૌદ્ધ ધર્મના પ્રચાર માટે તેણે અનેક ઠેકાણે સ્તૂપો બંધાવ્યા તથા શિલાલેખ પર પાલી ભાષામાં નીતિનિયમો કોતરાવ્યા. દેશપરદેશ

**બૌધ્ધધર્મનો પ્રચાર અને સભા** ઉપદેશકો મોકલ્યા. બૌદ્ધ સાધુઓની સભા ભરી, ઇ. સ. પૂ, ૨૬૪. પરિણામે આખા હિંદમાં, સીરિયા, ઇજીપ્ત, મેસોડોનિયા, તિબેટ અને બ્રહ્મદેશ સુધી તે પ્રચાર પામ્યો. શિલાલેખો પર તેણે લખાવ્યું છે કે "માબાપ અને વડીલોની આજ્ઞા પાળવી, હિંસા કરવી નહિ, દરેક જીવ પર દયા રાખવી, સત્ય બોલવું, સદાચાર પાળવો, કોઈ ધર્મની નિંદા કરવી નહિ, વિદ્યાર્થીઓએ ગુરુને માન આપવું" વગેરે. લોકો ધર્મના સિદ્ધાંતો પ્રમાણે ચાલે તે જોવા માટે મહામાત્રો નીમ્યા હતા.

**લોક કલ્યાણનાં કામો** મહારાજા અશોકે લોકોના કલ્યાણ માટે રસ્તાઓ સમરાવી તે પર ઝાડો રોપાવ્યાં તથા કુવાઓ, તળાવો અને ધર્મશાળાઓ બંધાવ્યાં. પશુઓ માટે દવાખાનાં કાઢયાં. રાજ્યમાંથી દેહાંતદંડ અને પશુવધ બંધ કરાવ્યા. પ્રજાનાં ભલાં માટે તે રાત દિવસ ચિંતન કરતો તેથી તે **પ્રિયદર્શી** કહેવાયો. વળી ધર્મરાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરવાથી તે **મહાન અશોક** કહેવાયો.

**મૌર્ય વંશનો અંત** મહારાજા અશોક પછીના પાંચ રાજાઓ નબળા નીકળ્યા. તેથી રાજ્યના સરદારો સ્વતંત્ર થઈ બેઠા. છેલ્લા રાજા બ્રહદ્રથને તેના સેનાપતિ પુષ્યમિત્રે મારી ગાદી પચાવી પાડી. એ રીતે ઇ. સ. પૂ. ૧૮૫માં મૌર્યવંશનો અંત આવ્યો.

## પ્રશ્નો

૧. **ચંદ્રગુપ્ત** મૌર્યે મગધનું મહારાજ્ય કેવી રીતે મેળવ્યું? તેના વંશને મૌર્યવંશ કેમ કહે છે?
૨. ચંદ્રગુપ્તની રાજપદ્ધતિ વિષે લખો.
૩. નીચેની વ્યક્તિઓ વિષે જાણતા હો તે લખો:
**ચાણકય, સેલ્યુકસ, મેગેસ્થનિસ.**
૪. **અશોકે** રાજ્યવિસ્તાર કેવી રીતે વધાર્યો? તેણે બૌદ્ધધર્મ શા માટે સ્વીકાર્યો?
૫. અશોકે બૌદ્ધધર્મનો પ્રચાર કરવા શા શા ઉપાયો લીધા? તેમાં તેને કેવી ફત્તેહ મળી?
૬. **અશોક** અને **ચંદ્રગુપ્ત મૌર્ય** બેની સરખામણી કરો.

# ૪. શુગ વંશ

**પરદેશી હુમલા**

પુષ્યમિત્રનો વંશ **શુગવંશ** કહેવાયો. તેના સમયમાં ગ્રીક સરદાર મીનેંદર ચડી આવ્યો. તેની સામે પુષ્યમિત્ર ટકી શક્યો નહિ. આ ચડાઈથી દેશમાં બહુ ત્રાસ થયો હતો.

**અશ્વમેધ યજ્ઞ**

કલિંગના રાજાએ તેની સત્તા નીચેથી છૂટા થવા પ્રયત્ન કર્યો પણ ફાવ્યો નહિ. તે પછી પુષ્યમિત્રે અશ્વમેધ યજ્ઞ કર્યો. તેને અગ્નિમિત્રે હરાવી ફરી દિગ્વિજય કર્યો.

પુષ્યમિત્રે બૌદ્ધ ધર્મના વિહારો અને મઠો વિખેરી નાખ્યા અને બ્રાહ્મણ ધર્મને ઉત્તેજન આપ્યું. તે જાતે બ્રાહ્મણ હતો. તે ઇ. સ. પૂ. ૧૪૮ માં મરણ પામ્યો.

## ૨. અગ્નિમિત્ર

આ રાજા વિદ્વાનોને સારું ઉત્તેજન આપતો હતો. તેના સમયનું વર્ણન મહાકવિ કાલિદાસે **માલવિકાગ્નિમિત્ર** નાટકમાં આપ્યું છે. તેના પછીના રાજાઓ નબળા નીકળ્યા. તેના છેલ્લા રાજા દેવભૂતિને તેના પ્રધાન વાસુદેવે મારી નાખી શુગવંશનો અંત આણ્યો. ઈ. સ. પૂ. ૭૨.

## ૫. કણ્વવંશ

વાસુદેવ કણ્વકુળનો હતો. તેના વંશમાં ચાર રાજાઓ થઈ ગયા. તે બધા નબળા હતા. તેથી મગધનું મહારાજ્ય સાચવી શક્યા નહિ. છેલ્લા રાજાને આંધ્રદેશના રાજાએ મારી નાંખી રાજ્ય લઈ લીધું ઈ. સ. પૂ. ૨૭.

## ૬. આંધ્ર વંશ

તેની રાજધાની કૃષ્ણા નદીના મુખ આગળ ધાન્યકટક નામે નગરમાં હતી. આ વંશમાં ત્રીસેક રાજાઓ થયા હતા. તેઓ **સાતવાહન** તરીકે ઓળખાતા. તેમના સમયમાં દેશ ધનાઢ્ય અને આબાદ બન્યો. તેમના સમયમાં બ્રાહ્મણ ધર્મને ખાસ ઉત્તેજન મળ્યું હતું, છતાં બૌદ્ધ ધર્મીઓને અડચણ પડતી નહિ.

આ સમયે રાજ્યનો વેપાર દૂરના દેશો સાથે ચાલતો તેમજ વિદ્યાકળા પણ ખીલ્યાં હતાં. તે સમયની અજંટાની બૌદ્ધગુફાનું કોતરકામ અદ્યાપી પર્યંત જોનારને મુગ્ધ કરે છે. આંધ્ર-વંશનો અંત ઇ. સ. ના ત્રીજા સૈકાના પહેલા ભાગમાં આવ્યો.

**વિદ્યાકળા**

## પ્રશ્નો

૧. આંધ્ર સમયમાં દેશ આબાદ હતો તે કેમ જાણ્યું?

૨. તે સમયમાં વિદ્યાકળા અને શિલ્પકળા ખીલ્યાં હતાં, તેની શી ખાત્રી છે?

---

# ૭. ગુપ્તવંશ

## ૧. ચંદ્રગુપ્ત પહેલો

**ગુપ્તવંશની સ્થાપના**

મગધના મહારાજ્યની પડતી પછી ઉત્તર હિંદમાં અરાજકતા ચાલી. તે સમયે **ગુપ્ત** નામનો પુરુષ મગધનો માલીક બન્યો. તેના પૌત્ર ચંદ્રગુપ્તે પાટલીપુત્ર કબજે કરી ત્યાં રાજ્ય સ્થાપ્યું.

ચંદ્રગુપ્તે રાજ્ય કબજે કરી **લીચ્છવી** ટોળીની રાજકન્યા **કુમારદેવી** સાથે લગ્ન કર્યું. તેની મદદથી તેણે મગધ, બિહાર અને અયોધ્યા સુધી પોતાની સત્તા જમાવી. તે ઇ. સ. ૩૩૦ માં મરણ પામ્યો.

## ૨. સમ્રાટ્ સમુદ્રગુપ્ત

ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર સમુદ્રગુપ્ત ગાદીએ બેઠો. મગધને સામ્રાજ્ય બનાવનાર અને ચક્રવર્તીપદ પ્રાપ્ત કરનાર તેજ હતો.

**દિગ્વિજય**

તેણે ઉત્તર હિંદનાં તથા દક્ષિણનાં રાજ્યો તાબે કર્યાં. દિગ્વિજયથી તેને **મહારાજા સમુદ્રગુપ્ત** અથવા **પરાક્રમાદિત્ય** પણ કહે છે.

તેણે દિગ્વિજય માટે અશ્વમેધ યજ્ઞ કરી પોતાનું સર્વોપરીપણું સ્થાપિત કર્યું. તેને '**હિન્દનો નેપોલિયન**' પણ કહે છે. તેણે પાટલીપુત્રથી ગાદી અયોધ્યા ફેરવી. તેના રાજ્યની હદ હિમાલયથી નર્મદા અને સતલજથી બ્રહ્મપુત્રા સુધી હતી. પંજાબ, માળવા અને રજપુતાનાનાં ઘણાં રાજ્યો તેને ખંડણી ભરતાં.

**તેના ગુણ**

સમુદ્રગુપ્ત પરાક્રમી, સાહિત્યરસિક અને સંગીતકળાનો શોખીન હતો. તે ચુસ્ત હિંદુધર્મી હતો. તેણે વેદધર્મની ઉન્નતિ કરી હતી, છતાં બીજા ધર્મનો દ્વેષી નહોતો. તે ઈ. સ. ૩૭૫માં મરણ પામ્યો.

### ૩. ચંદ્રગુપ્ત બીજો

સમુદ્રગુપ્ત પછી તેનો પુત્ર ચંદ્રગુપ્ત બીજો ગાદીએ બેઠો. તે પરાક્રમી હતો. સમુદ્રગુપ્તનાં સમયમાં બાકી રહેલાં રાજ્યો ગૂજરાત,

**વિક્રમાદિત્ય બન્યો** સૌરાષ્ટ્ર અને માળવા જીતી તેણે રાજ્યમાં વધારો કર્યો. તેણે ક્ષત્રપોની સત્તા તોડી નાંખી તથા તેમની રાજધાની ઉજ્જન જીત્યું. તેથી પ્રજા તેને **વિક્રમાદિત્ય–શૌર્યનો સૂર્ય** કહેવા લાગી.

આ સમયે માળવામાં **માળવ સંવત** ચાલતો હતો. તે ચંદ્રગુપ્તે ઉજ્જન જીત્યા પછી તેના નામે ચાલવા લાગ્યો. એટલે ખરી રીતે માલવ સંવત્સર વિક્રમ સંવત્સર તરીકે ગણાયો. વિક્રમાદિત્ય

**વિક્રમસંવત** પરાક્રમી તથા સાહિત્ય અને કળાનો શોખીન હતો.

તેના સમયમાં **ફાહિઆન** નામે ચીનો મુસાફર હિંદમાં આવ્યો હતો. તેણે બુદ્ધદેવની જન્મભૂમિ અને બીજી પવિત્ર

**ફાહિઆન ચીનો મુસાફર** જગાએ મુસાફરી કરી હિંદ વિષે નોંધ કરી હતી. તે ઉપરથી આપણને ગુપ્ત કાળનો હેવાલ જણાઈ આવે છે. તે હિંદમાં સત્તર વરસ સુધી રહ્યો હતો. તે લખે છે કે "લોકોની સ્થિતિ સંતોષકારક હતી, દેશ આબાદ હતો, રાજ્યમાં જમીનનો કર લેવાતો, દરેક સ્થળે ધર્મશાળાઓ અને દવાખાનાં નજરે પડતાં, લોકો ધાર્મિક વૃત્તિના અને અહિંસક હતા, મદ્યપાન કરતા નહિ, રાજ્યવ્યવસ્થા ઉત્તમ હતી. ગુન્હાઓ માટે દંડની શિક્ષા થતી. દેહાંત દંડની શિક્ષા થતી નહિ. રાજ્યના કાયદાથી લોકોને ત્રાસ ન હતો." એ રીતે આ ચીનો મુસાફર હિંદની સ્થિતિ જોઈ ઘણો ખુશ થયો હતો.

## ૪. કુમારગુપ્ત

ચંદ્રગુપ્ત–વિક્રમાદિત્ય પછી તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ બેઠો. તે પરાક્રમી હતો. તેણે પણ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેના મરણ પછી તેનો પુત્ર સ્કન્દગુપ્ત ગાદીએ બેઠો. ઈ. સ. ૪૫૫.

## ૫. સ્કન્દગુપ્ત

તે સમયે મધ્યએશિયાના હૂણો હિંદપર હુમલા કરતા હતા. સ્કન્દગુપ્તે

**હૂણોના હુમલા** તેમને ઘણી વખત હરાવી પાછા કાઢયા, પણ સત્તા નબળી પડી.

## ૬. બાલાદિત્ય

**ગુપ્તવંશનો અંત**

પછી નરસિંહગુપ્ત બાલાદિત્ય ગાદીએ આવ્યો ઇ. સ. ૪૮૫. તે બળવાન હતો. તેણે હૂણ સરદાર મિહિરગુળને હાંકી કાઢયો. બાલાદિત્ય ઇ. સ. ૫૩૦માં મરણ પામ્યો.

## ૭. ગુપ્ત સમયનું અવલોકન

**ગુપ્તકાળ–સુવર્ણયુગ**

મગધની ગાદીએ ગુપ્તવંશનો અમલ દોઢસો વર્ષ રહ્યો હતો, તે દરમિયાન હિંદુસ્તાન આબાદ બન્યો. તેથી આ સમયને 'સુવર્ણયુગ' પણ કહે છે. આ વંશના દરેક રાજા નીતિમાન અને પરાક્રમી હતા. તે સમયમાં (૧) સાહિત્ય અને વિજ્ઞાનની વૃદ્ધિ થઈ. (૨) શિલ્પ અને ચિત્રકળા ખીલ્યાં. (૩) હિંદુ શાસ્ત્રો તથા મનુસ્મૃતિ રચાયાં અને (૪) વેપાર અને પરદેશગમન વધ્યાં. એ સઘળું જોતાં આ યુગ આબાદ હતો.

આ સમયમાં સંસ્કૃત ભાષા વિકાસ પામી હતી એમ કાલિદાસનાં નાટકો પરથી ખાત્રી થાય છે. શિલ્પવિદ્યા કીર્તિને શિખરે પહોંચી હતી, એમ કોતરકામ પરથી જણાય છે. દેશનો વેપાર અલેકઝાંડ્રિઆ બંદર મારફતે યૂરોપના અને પશ્ચિમના દેશો સાથે ચાલતો. આ દેશમાંથી મરી, તેજાનો, ઝીણું મલમલ, હીરા, માણેક, ગળી, રૂ, રેશમ વગેરે નિકાસ થતાં અને પિત્તળ, કલાઈ, કાચ, સોનું, રૂપું આયાત થતાં. રોમથી ચીન સુધી હિંદના વેપારીઓ વેપાર ખેડતા.

### પ્રશ્નો

૧. ગુપ્તવંશની સ્થાપના કોણે અને કેવી રીતે કરી?
૨. સમ્રાટ સમુદ્રગુપ્તને 'હિંદનો નેપોલિયન' શા માટે કહેવામાં આવે છે?
૩. ગુપ્તયુગને 'સુવર્ણયુગ' શા માટે કહે છે? કારણ આપો.
૪. **ફાહિઆન** કોણ હતો? તેના હિંદમાં આવવાથી શો લાભ થયો?
૫. નીચેની બાબત પર ટૂંક નોંધ લખો:—**अ**. હૂણલોકો. **ब**. અશ્વમેધયજ્ઞ. **क**. વિક્રમ સંવત.

---

# ૪. પુરાણયુગ

## ૧. કનોજનું મહારાજ્ય

### ૧. પ્રભાકરવર્ધન

**રાજ્ય સ્થાપના**

ગુપ્તવંશની પડતી વખતે સ્થાણેશ્વરમાં પ્રભાકરવર્ધન નામે સુબો થઇ ગયો હતો. તેણે હૂણોને, માલવ લોકોને તથા પંજાબના ગુર્જર લોકોને હરાવી પોતાની સત્તા મજબુત કરી. આથી તેને મહારાજા કે **હૂણકેસરી** કહેતા. તેની ઇચ્છા સામ્રાજ્ય સ્થાપવાની હતી પણ તેટલામાં તે મરણ પામ્યો.

### ૨. રાજ્યવર્ધન

**મરણ**

પ્રભાકરવર્ધન પછી રાજ્યવર્ધન ગાદીએ બેઠો. તેની બેન **રાજ્યશ્રીને** કનોજના રાજા ગ્રહવર્મા સાથે પરણાવી હતી. તેને માળવાના રાજા સાથે વેર હતું. હૂણ લોકોએ સ્થાણેશ્વર પર બીજી વખત હુમલો કર્યો, તેનો લાભ લઈ માળવાનો રાજા દેવગુપ્ત કનોજ પર ચડયો. તે યુદ્ધમાં ગ્રહવર્મા મરાયો અને રાજ્યશ્રી કેદ થઈ. પરંતુ તે ત્યાંથી વિંધ્યાચળના જંગલમાં નાસી ગઈ. તેનું વેર લેવા રાજ્યવર્ધને માળવા પર ચડાઈ કરી. દેવગુપ્તને હરાવીને માળવા ખાલસા કર્યું. તે દરમિયાન ગૌડ દેશના રાજા શશાંકે તેને દગાથી મારી નાખ્યો. તેના પછી તેનો નાનો ભાઈ હર્ષવર્ધન ગાદીએ બેઠો. ઇ. સ. ૬૦૬.

### ૩. મહારાજા હર્ષવર્ધન

**ગાડપર ચડાઈ**

તે સોળ વર્ષની ઉમરે ગાદીએ બેઠો, તેણે પ્રથમ બ્હેનને વિંધ્યાચળના જંગલોમાંથી શોધી કાઢી. તે પછી હર્ષે પોતાના ભાઈનું વેર લેવા ગૌડ રાજાને હરાવ્યો. ત્યાર બાદ હિંદને એક છત્ર નીચે લાવવા તૈયારી કરી.

લગભગ છ વર્ષ સુધી લડાઈઓ કરી તેણે ઉત્તર હિંદના સર્વ રાજાઓને નમાવ્યા. તેણે કનોજમાં રાજધાની રાખી.

**દિગ્વિજય** પછી તેને નર્મદાનો દક્ષિણ ભાગ જીતવાની ઇચ્છા થઈ. પણ **પુલકેશિન** રાજાએ હર્ષને ફાવવા દીધો નહિ. આથી હર્ષે દક્ષિણ જીતવાની આશા મૂકી દીધી. ઇ. સ. ૬૨૦.

**રાજ્યવિસ્તાર** ઉત્તર હિંદનાં આસામ, નેપાળ, બંગાળા, માળવા, કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં રાજ્યો હર્ષવર્ધનના તાબામાં હતાં. તથા પંજાબ અને કાશ્મિરનાં રાજ્યો તેને ખંડણી ભરતાં. એથી હર્ષવર્ધન છેલ્લો ચક્રવર્તી રાજા ગણાયો. તે પછી કોઈ બળવાન હિંદુ રાજા થયો નથી.

**રાજ્યવ્યવસ્થા** હર્ષે પોતાના રાજ્યની સારી વ્યવસ્થા રાખી હતી. તે ચોમાસા સિવાયના આઠ મહિના રાજ્યમાં ફરીને પ્રજાનાં સુખ દુઃખની જાતે તપાસ કરતો. ગુન્હેગારોને ભારે શિક્ષા કરતો. ભયંકર ગુન્હાઓ માટે હાથ, નાક, કાન કાપી નાંખવામાં આવતાં. રાજ્યની મુખ્ય આવક જમીન મહેસુલની હતી. અમલદારોને પગાર બદલે જમીન આપવામાં આવતી. બીજો કરનો બોજો ઓછો હતો.

**ધર્મનીતિ** કહેવાય છે કે હર્ષ પ્રથમ શૈવ ધર્મી હતો. પરંતુ પાછળથી તેણે હિનયાન બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો. છતાં બધા ધર્મો તરફ તે ઉદારતાથી વર્તતો. તે ધર્મિષ્ઠ હતો, પણ ધર્માંધ નહોતો. કનોજમાં તેણે બૌદ્ધ ધર્મીઓની મહાસભા બોલાવી હતી. ઈ. સ. ૫૪૪. દર પાંચ વર્ષે મોટો ઉત્સવ ઉજવીને બધો ખજાનો તે દાનમાં આપી દેતો. પ્રજામાં તે **આદિત્યશિલ** અથવા **હર્ષવર્ધન શિલાદિત્ય** પણ કહેવાતો.

**કેળવણી અને સાહિત્ય** હર્ષ પોતે વિદ્વાનોનો આશ્રયદાતા હતો. તે પોતે પણ સારો કવિ હતો. તેણે **રત્નાવલી**, **પ્રિયદાશકા** અને **નાગાનંદ** નામે ત્રણ ઉત્તમ નાટક રચ્યાં છે. તેના દરબારમાં **બાણભટ્ટ** નામે બ્રાહ્મણ કવિ હતા. તેમણે **હર્ષચરિત** નામે પુસ્તક તેમજ **કાદમ્બરી** નામે નવલકથા લખ્યાં છે, જે

અદ્યાપિ પર્યંત અજોડ છે. તેના સમયમાં કેળવણીનો બહોળો પ્રચાર થયો હતો.

તે ૩૫ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. તેના મરણ પછી તેનું રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું અને રજપુત રાજ્યોની સ્થાપના થઈ.

**મરણ** બૌદ્ધ ધર્મનો લોપ થયો અને નવીન હિંદુ ધર્મનો પ્રચાર થયો.

હર્ષવર્ધનના સમયમાં **હ્યુ એન સાંગ** નામે ચીનો મુસાફર હિંદની યાત્રાએ આવ્યો હતો. તેણે કાશ્મિર, સ્થાણેશ્વર તથા

**હ્યુ એન સાંગ** મથુરાંની મુલાકાત લીધી હતી. તે આ દેશમાં ૧૫ વરસ એટલે ઇ. સ. ૬૩૦ થી ઇ. સ. ૬૪૫ સુધી રહ્યો હતો. તેણે પોતાની મુસાફરીનો વિગતવાર હેવાલ લખ્યો છે. તે હર્ષની રાજધાની કનોજ થઈ બૌદ્ધ ધર્મીઓનાં પવિત્ર ધામ ગયા ગયો. તે સમયે નાલંદનું વિશ્વવિદ્યાલય અભ્યાસ માટે ઘણું પંકાતું હતું. હ્યુ એન સાંગે ત્યાં યોગનો અભ્યાસ કર્યો હતો. આ ઉપરાંત હિંદમાં તક્ષશિલા વૈદક માટે, ઉજ્જન જ્યોતિષ માટે અને બનારસ સંસ્કૃત માટે પ્રખ્યાત હતાં.

હ્યુ એન સાંગ દેશની સ્થિતિ વિષે લખે છે કે 'આ સમયે બ્રાહ્મણ ધર્મનું જોર વિશેષ હતું. બૌદ્ધ ધર્મની પ્રતિષ્ઠા કમી હતી.

**હિંદની સામાજિક સ્થિતિ** જ્ઞાતિબંધનો વધારે સખત થયાં હતાં. બ્રાહ્મણો વેપાર કરતા. વૈશ્યો રાજા બની શકતા અને શુદ્રો ખેતી કરી શકતા. શિક્ષણનો પ્રચાર સારો હતો. સ્ત્રીઓ પણ કેળવાયેલી હતી. વિધવાનાં પુનર્લગ્ન થતાં નહિ. સતી થવાનો ચાલ હતો. એકંદરે પ્રજા વિદ્વાન, સાહસિક અને પ્રામાણિક હતી. લોકો લીધેલી પ્રતિજ્ઞા અને આપેલાં વચન પાળનારા હતા.

## — પ્રશ્નો —

૧. હર્ષવર્ધને કનોજમાં સામ્રાજ્ય કેવી રીતે સ્થાપ્યું?
૨. હર્ષની રાજ્યવ્યવસ્થા, ધર્મનીતિ અને તે સમયની કેળવણી વિષે શું જાણો છો?
૩. ચીના મુસાફર હ્યુ એન સાંગે હિંદમાં શું શું જોયું? તેણે હિંદની સામાજિક સ્થિતિનું કેવું વર્ણન કર્યું છે?

## ૨. હિંદની ધાર્મિક પરિસ્થિતિ.

આપણે અગાઉ વેદ ધર્મ, જૈન ધર્મ બૌદ્ધ ધર્મની ઉત્પત્તિ તથા સ્થિતિ વિષે શીખી ગયા છીએ. બૌદ્ધ ધર્મ સ્થપાયે ૭૦૦ વર્ષ થયાં હતાં. દરમિયાન હિંદુ ધર્મની જે બુરાઈઓ દૂર કરવા તેની સ્થાપના થઈ હતી તે બધી તેમાં દાખલ થઈ ગઈ હતી.

**બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો**

(૧) બૌદ્ધોએ બુદ્ધ દેવને પરમેશ્વર માની **ચૈત્યો** ઉભાં કર્યાં અને મૂર્તિપૂજક બન્યા. (૨) બુદ્ધદેવની તેમજ બીજી મૂર્તિઓને રથમાં બેસાડી વરઘોડા કાઢવા લાગ્યા. (૩) ધર્મોપદેશ બંધ થતો ગયો. (૪) બૌદ્ધ સાધુઓ હિંદુ ધર્મના મહાપુરુષો સાથે વાદવિવાદમાં ફાવ્યા નહિ. (૫) હર્ષવર્ધન પછી બૌદ્ધ ધર્મને રાજ્યાશ્રય મળતો બંધ થયો. (૬) જ્ઞાતિબંધનો સખત થવાથી બૌદ્ધ ધર્મ પાળનાર લોકોને સહન કરવું પડતું. પરિણામે તેનો હિંદમાંથી લોપ થયો.

**નવીન હિંદુ ધર્મ**

બ્રાહ્મણોએ પૂજાનાં સામાન્ય સ્વરૂપ બૌદ્ધ ધર્મમાં ફેરવ્યાં. અહિંસાને સ્વીકાર કર્યો. મંદિરો બાંધી મૂર્તિપૂજા દાખલ કરી. એ રીતે પ્રાચીન ધર્મનું સ્વરૂપ બદલી નવીન રૂપમાં હિંદુધર્મનો પ્રચાર થયો. નવા હિંદુધર્મમાં ઇશ્વરની ત્રણ શક્તિઓ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ઉપાસના કરવાનું ઠરાવ્યું. રામ, કૃષ્ણ અને બુદ્ધને ઇશ્વરી અવતારો ગણવા લાગ્યા. મોટા યજ્ઞોમાં બલિ આપવાનો બંધ થયો. તેને બદલે જવ, તલ અને ડાંગર હોમવી શરૂ થઈ. મોક્ષનો માર્ગ સહેલો બનાવ્યો. સત્કર્મ, સદાચાર અને ઇશ્વરપર શ્રદ્ધા એ મોક્ષનાં સાધન ગણ્યાં.

**પુરાણો**

જે ગ્રંથોની અંદર નવા હિંદુ ધર્મનું સ્વરૂપ બતાવ્યું છે તેમજ તે દેવોની કથાઓ રચેલી છે તે ગ્રંથો **પુરાણો**ના નામથી પ્રખ્યાત છે. પુરાણની કથાઓ મોટે ભાગે ઐતિહાસિક કથાઓ જ છે. અને તે ઘણા પ્રાચીન સમયથી લખાયલી હતી. તેમાં સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારથી ઇતિહાસ લખેલો છે.

પુરાણો ૧૮ છે. તેમનાં નામ : **વિષ્ણુ, ભાગવત, શિવ, નારદીય, ગરૂડ, પદ્મ, વારાહ, બ્રહ્મ, બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, માર્કન્ડેય, ભવિષ્ય, વામન, લિંગ, સ્કંદ, અગ્નિ, મત્સ્ય અને ધર્મ** પુરાણ.

**પુરાણ યુગની શિલ્પ કળા**

નવીન હિંદુ ધર્મના પ્રચાર પછી શિલ્પવિદ્યા અને કળાનો પ્રચાર થયો. પ્રજાએ તેમજ હિંદુ રાજાઓએ મોટાં મોટાં દેવાલયો બાંધવામાં, મૂર્તિઓનું સ્થાપન કરવામાં અને ઉત્સવો ઉજવવામાં મહા પુણ્ય માન્યું. એ રીતે છઠ્ઠા સૈકાથી હિંદુ મંદિરો બંધાવાં શરૂ થયાં. સ્થાણેશ્વર, નગરકોટ, સોમનાથ અને ઓરિસ્સામાં આવેલાં ભુવનેશ્વરનાં પત્થરનાં મંદિરો તથા મ્હૈસુરની ઉત્તરે આવેલું હલેબીડનું દેવળ તે સમયના શિલ્પ કળાના નમૂના રૂપે હાલ મોજુદ છે.

# હિંદુ ધર્મના આચાર્યો

## ૧. કુમારિલ ભટ્ટ

**ઉપદેશ**

નવીન હિંદુ ધર્મનો પુનરુદ્ધાર કરનારાઓમાં **કુમારિલભટ્ટનું** નામ સૌથી મોખરે આવે છે. ઇ. સ. ના આઠમા સૈકામાં આસામમાં કોઈ સ્થળે તેમનો જન્મ થયો હતો. તે જાતે બ્રાહ્મણ હતા. તેમણે બૌદ્ધ ધર્મના ખંડનનું કામ શરુ કર્યું. તેમણે આખા હિંદમાં ફરીને ઇશ્વિરી પૂજા કરવાની પ્રેરણા આપી. તેમનું અધુરું રહેલું કાર્ય તેમના મહાન શિષ્ય જગદ્‌ગુરુ શંકરાચાર્યે પૂરું કર્યું.

## ૨. શ્રી શંકરાચાર્ય

આ મહાપુરુષનો જન્મ દક્ષિણ હિંદમાં કાલટિ નામે ગામમાં ઇ. સ. ૭૮૮માં થયો હતો. તેના પિતા તેમને બાલ્યાવસ્થામાં મૂકી સ્વર્ગસ્થ થયા. તેથી તેમને ઉછેરવાનું કામ તેમની માતાને શિરે આવ્યું. શંકરાચાર્ય પાંચ વર્ષના થયા ત્યારે તેમને યજ્ઞોપવિત આપી ગુરુને ઘેર ભણવા મોકલ્યા. ત્યાં તે થોડા જ સમયમાં સઘળાં ધર્મશાસ્ત્રોમાં પારંગત થઈ ઘેર આવ્યા. માતાએ તેમને ગૃહસ્થાશ્રમમાં જોડવા પ્રયત્ન કર્યો, પણ તેમનું મન સંસાર પરથી



ઊડી ગયું હતું. તેમણે મહા પ્રયત્ને સોળ વરસની ઉંમરે સંન્યાસ ગ્રહણ કરવાની રજા મેળવી અને નર્મદા તીરે ગોવિંદ સ્વામી પાસે સંન્યાસની દિક્ષા લીધી.

આ પછી તેમણે જ્ઞાનમાર્ગના ઉપદેશ વડે બ્રાહ્મણ ધર્મની પુનઃ સ્થાપના કરવાનું કામ આરંભ્યું. પ્રથમ તેમણે પ્રયાગ જઈ

ઉપદેશ

કુમારિલ ભટ્ટને જ્ઞાનમાર્ગનો ઉપ-

શ્રીમદ્ શંકરાચાર્ય

દેશ આપ્યો, ત્યારે તેમણે કહ્યું કે મારા શિષ્ય મંડનમિશ્ર પર તમે જય મેળવજો. પછી મંડનમિશ્ર સાથે તેમને ભારે વાદવિવાદ થયો. તેમાં મંડનમિશ્રનાં પત્ની સરસ્વતિએ બંનેનો વાદવિવાદ સાંભળી શંકરાચાર્યના મતનો જય કબૂલ્યો. પછી શંકરાચાર્યે આખા દેશમાં ફરી પાખંડ મતોનું

ધર્મનો દિગ્વિજય

ખંડન કરી દિગ્વિજય મેળવ્યો, નવા ધર્મમાં અહિંસા, વૈરાગ્ય અને મૂર્તિપૂજાના સિદ્ધાંતો કાયમ રાખી ઇશ્વિર એક છે તેવો ઉપદેશ કર્યો. તેમજ વૈદિક ધર્મનું રક્ષણ કરવા હિંદના ચાર ખૂણે ચાર મઠ સ્થાપ્યા. એ રીતે જગદ્‌ગુરુનું યોગ્ય નામ પામ્યા. પણ અથાગ પરિશ્રમના પરિણામે ૩૨ વર્ષની કાચી વયે મરણ પામ્યા.

હવે હિંદુ ધર્મની જ્યોત ચાલુ રાખવાનું કાર્ય જે જે ધર્માચાર્યોએ કર્યું છે, તેમની આપણે ટૂંકી હકીકત જોઈએ.

## ૩. શ્રી રામાનુજાચાર્ય

આ મહાત્માનો જન્મ ઈ. સ. ૧૦૧૮માં દક્ષિણમાં થયો હતો. તેમણે વૈષ્ણવ ધર્મનો પ્રચાર કર્યો અને લોકો માટે ભક્તિનાં દ્વાર ખુલ્લાં કર્યાં. તેમણે આ પંથનાં મંદિરો બંધાવરાવ્યાં. તેઓ ૧૨૦ વર્ષની ઉંમરે ૧૧૩૭માં મરણ પામ્યા.

## ૪. શ્રી રામાનંદ

તેઓ રામાનુજાચાર્ય પછી પાંચમા આચાર્ય તરીકે ઈ. સ.ના પંદરમા સૈકામાં થઈ ગયા એમ કહેવાય છે. તેમણે જાતિભેદ વગર સઘળી જાતના લોકોને ઉપદેશ આપ્યો. આથી લોકો તેમની સામા ઊઠયા. પરિણામે તેઓ કાશી ગયા અને એક મઠ સ્થાપ્યો. તેમના અનુયાયીઓ રામાનંદી કહેવાય છે. ગૂજરાતમાં તેઓ 'વેરાગી' કહેવાય છે. તેમની સંખ્યા તથા મંદિરો ઘણાં છે.

## ૫. કબીર

રામાનંદના શિષ્યોમાં કબીરજી વધારે પ્રખ્યાત છે. તેમણે જ્ઞાતિભેદ ટાળવા બહુ પ્રયત્ન કર્યો છે. પરિણામે હિંદુ અને મુસલમાન બંને જાતના લોકો તેમના શિષ્ય થયા. તેમના અનુયાયીઓ કબીરપંથી કહેવાય છે. કબીરજી ઈ. સ, ૧૪૫૦ના અરસામાં થયા હતા.

## ૬. શ્રી ચૈતન્ય મહાપ્રભુ

વૈષ્ણવ સંપ્રદાયને બંગાળામાં ફેલાવનાર શ્રી ચૈતન્ય મહાપ્રભુ હતા. તેમનો જન્મ બંગાળામાં આવેલા નદીઆમાં થયો હતો. તેમનું મૂળ નામ **નિમાઈ** હતું, સંન્યાસ લીધા પછી જ તે ચૈતન્ય દેવને નામે જાણીતા થયા. તેઓ શ્રીકૃષ્ણ ભગવાનને પરમાત્મા માનતા, તેમજ ભક્તિથી બીજું કંઈ અધિક નથી અને તે માટે સઘળા વર્ણના લોકોને તેનો અધિકાર છે

એમ કહેતા. તેઓ જિંદગીના છેવટના ભાગમાં જગન્નાથજીમાં રહેતા. ત્યાં જ તેઓ સ્વર્ગસ્થ થયા. ઈ.સ. ૧૫૩૩.

## ૭. શ્રીમદ્ વલ્લભાચાર્ય

વૈષ્ણવ સંપ્રદાયની મહાન શાખા **પુષ્ટિ સંપ્રદાયને** નામે ઓળખાય છે. આ પંથના પ્રચારક શ્રી વલ્લભાચાર્ય હતા. તે જાતે તેલંગી બ્રાહ્મણ હતા. તેમના પંથનો સિદ્ધાંત 'શુદ્ધાદ્વૈત'ને નામે ઓળખાય છે. આ પંથના મુખ્ય દેવ કૃષ્ણ છે. અને તેમની પ્રેમલક્ષણા ભક્તિને મોક્ષનું મુખ્ય સાધન માન્યું છે. આ પંથના અનુયાયીઓ ગુજરાત અને માળવામાં ઘણાં છે.



**શ્રીમદ્ વલ્લભાચાર્ય**

## ૮. શ્રી પ્રાણનાથ સ્વામી

પ્રણામી પંથના સ્થાપક શ્રી દેવચંદજી તથા પ્રાણનાથજી હતા. આ પંથમાં વૈષ્ણવ ધર્મનાં મૂળતત્ત્વો ગ્રહણ થયાં છે. ઔરંગઝેબના સમયમાં શ્રી પ્રાણનાથજીએ હિંદુ ધર્મ ટકાવી રાખવા ઘણી જહેમત લીધી હતી. બુંદેલખંડનો રાજા છત્રસાલ તેમનો મુખ્ય શિષ્ય હતો. તેમના ઉપદેશથી ગૂજરાત, કાઠિયાવાડ અને ઉત્તર હિંદમાં **પ્રણામી પંથ** ફેલાયો. તેઓ મૂર્તિને માનતા નથી,

કૃષ્ણના બાળ સ્વરૂપનું ધ્યાન ધરે છે તથા શ્રી પ્રાણનાથે બનાવેલા પુસ્તકની પૂજા કરે છે.

## ૯. શ્રી સહજાનંદ સ્વામી

ઓગણીસમી સદીમાં સ્વામીનારાયણ પંથનો પ્રચાર થયો. તેના સ્થાપનાર **સહજાનંદ** સ્વામી હતા. તેમણે બહુ જ સાદી ભાષામાં સઘળા વર્ણના લોકોને સદાચાર, નીતિ ભક્તિ અને અહિંસાનો ઉપદેશ આપ્યો છે. તેમનું ધર્મપુસ્તક **શિક્ષાપાત્રી** કહેવાય છે. આ સંપ્રદાયનું બીજું નામ **ઉદ્ધવ સંપ્રદાય** છે.

## ૧૦. દયાનંદ સરસ્વતી

તેમનું મૂળ નામ મૂળશંકર હતું અને તે કાઠિયાવાડમાં મોરબી પાસે ટંકારા ગામમાં જન્મ્યા હતા. તેમણે આર્યસમાજ નામે પંથ સ્થાપ્યો છે. આ પંથ મૂર્તિપૂજાથી વિરુદ્ધ છે, તથા વેદના અભ્યાસપર, અંત્યજોની, પરધર્મિઓની શુદ્ધિ કરી હિંદુધર્મમાં દાખલ કરવા પર, અંત્યજોની અસ્પૃશ્યતા દૂર કરવા પર અને સ્ત્રીકેળવણી તથા પરદેશગમન પર ભાર મૂકે છે.

### — પ્રશ્નો —

૧. બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો કહો.
૨. નવીન હિંદુ ધર્મની સ્થાપના અને તેનાં સ્વરૂપ વિષે શું જાણો છો?
૩. પુરાણો કેટલાં છે? તેમના વિષે ટૂંકમાં લખો.
૪. હિંદુ ધર્મના ઉદ્ધાર કરનાર કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય વિષે ટૂંકમાં લખો.
૫. હિંદુ ધર્મમાં કયા કયા સંપ્રદાયો ચાલે છે? તેમાંથી પુષ્ટિમાર્ગ, કબીરપંથ અને ઉદ્ધવ સંપ્રદાય વિષે નોંધ કરો.

# ૫. રજપુત યુગ

## ૧. રજપુતો

ચક્રવર્તી વર્ષવર્ધનનાં મરણ પછી તેનું વિશાળ રાજ્ય છિન્ન ભિન્ન થઈ ગયું અને નાનાં નાનાં રજપુત રાજ્યો હિંદમાં સ્થપાયાં.

**રજપુતોની ઉત્પત્તિ**

આ રજપુતો કોણ હતા અને ક્યાંથી આવ્યા તે વિષે ચોક્કસ નિર્ણય થઈ શકતો નથી. તેઓ આર્યવંશના ક્ષત્રિયો છે, પરંતુ તેમાં પાંચમા અને છઠ્ઠા સૈકામાં આવેલા શક, કુશાન, હૂણો અને ગુર્જરોનું મિશ્રણ થએલું છે.

રજપુત કોમ શૂરવીર અને લડાયક તરીકે જાણીતી છે. તેઓ સ્વદેશ અને સ્વધર્મ માટે પ્રાણ અર્પણ કરવામાં, પોતાના મુખ્ય

**રજપુતોની ખાસિયત**

સરદારને પ્રામાણિકપણે વળગી રહેવામાં તથા પોતાનું કુલાભિમાન અને વતન જાળવી રાખવામાં અભિમાન માનતા. તેઓ એકવચની અને સત્યનિષ્ઠ હતા. નાનપણથી જ દરેકને લશ્કરની કવાયત શીખવવામાં આવતી. તરવાર, ભાલા, ખંજર, તીરકામઠાં એ તેમનાં હથિયાર હતાં. તેમની બહાદુર સ્ત્રીઓ પોતાનાં રક્ષણને માટે જૌહર કરીને પ્રાણત્યાગ કરતી, પણ શત્રુના હાથમાં સપડાઈ કલંકિત બનતી નહિ, સ્ત્રીઓ સ્વયંવર કરી બળવાન અને વીર પુરુષોની જ પસંદગી કરતી.

રજપુતોએ હિંદમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. તેથી વર્ષવર્ધન પછી મુસલમાનો આવ્યા ત્યાંસુધીના સમયને **રજપુત યુગ**

**રજપુતયુગની સમાલોચના**

કહે છે. આ યુગમાં હિંદની પ્રજા ઘણી આગળ વધી. પરંતુ તેઓ એકબીજા સાથે લડી નબળા પડ્યા, તેથી મુસલમાનોના હુમલા સામે હિંદનું રક્ષણ કરી શક્યા નહિ. પરિણામે હિંદની સ્વતંત્રતા, કળા અને સાહિત્યની પડતી થઈ.

## પ્રશ્નો

૧. રજપુતોના ઉદયકાળ સંબંધી જાણતા હો તે લખો.
૨. રજપુતોની ખાસિયત અને તેમનાં લક્ષણો કહો.
૩. રજપુત યુગમાં હિંદની કેવી સ્થિતિ હતી તે લખો.
૪. રજપુત રાજ્યોની પડતી કયા કારણોથી થઇ ?

---

## ૨. રજપુત રાજ્યો.

**મેવાડ**

સૌથી વધારે અગ્રસ્થાન ભોગવતું અદ્યાપિપર્યંત નિષ્કલંક અને કુલાભિમાન માટે પ્રખ્યાત મેવાડનું રાજ્ય ઇ. સ. ૭૨૮ના અરસામાં **બાપા રાવળે** ચિતોડમાં સ્થાપ્યું હતું. દિલ્હીના મોગલ બાદશાહો સામે બાથ ભીડનાર નામાંકિત અને પરાક્રમી રાણો સંગ તથા પ્રતાપસિંહ આ વંશના જ હતા.



ઇ. સ. ૯૯૩ના અરસામાં ઇંદ્રપ્રસ્થ નજીક દિલ્હી શહેર વસ્યું હોય એમ જણાય છે. દિલ્હીમાં તુંવાર વંશના રાજા રાજ્ય કરતા હતા. તેમાં છેલ્લા રાજા અનંગપાળે દિલ્હીનું રાજ્ય તેના દૌહિત્ર અજમેરના રાજા સોમેશ્વર ચૌહાણના પુત્ર પૃથ્વીરાજને આપ્યું હતું. એ રીતે દિલ્હી અને અજમેરનાં રાજ્યો જોડાયાં, પરંતુ ઇ. સ. ૧૧૯૩માં શાહબુદ્દીન ઘોરીએ દિલ્હી જીતવાથી આ રાજ્યનો અંત આવ્યો.

**દિલ્હી અને અજમેર**

આપણું ગૂજરાત મૌર્યવંશની સત્તામાં હતું. ત્યાર પછી સેનાપતિ ભટ્ટાર્કે વલ્લભિપુરમાં સ્વતંત્ર રાજ્યની સ્થપાના કરી. વલ્લભિવંશનો નાશ સિંધના આરબોએ કર્યો. ઇ. સ. ૭૭૫. તે સમયમાં ચાવડા વંશનું રાજ્ય પંચાસરમાં બળવાન થતું હતું. આ વંશના વનરાજે પાટણ વસાવી ત્યાં ગાદી કરી. તે પછી સોલંકી વંશ, પછી વાઘેલા વંશ થયો. તે વંશના છેલ્લા રાજા કરણ-દેવની મૂર્ખાઇથી ગૂજરાતમાં મુસલમાની સત્તા સ્થપાઈ.

**ગૂજરાત**

કનોજમાં **પ્રતિહાર** વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તે પછી **રાઠોડ** વંશના રજપુતોએ કનોજ જીતી લીધું. આ વંશના જયચંદ્ર રાઠોડને દિલ્હીના પૃથ્વીરાજ સાથે અણબનાવ હતો. વળી પૃથ્વીરાજે જયચંદ્રની કન્યા **સંયુક્તાનું** હરણ કર્યું હતું. તે વેરનો બદલો વાળવા તેણે શાહબુદ્દીન ઘોરીને દિલ્હી જીતવા બોલાવ્યો. ઘોરીશાહે બીજે વર્ષે જયચંદ્રને હરાવી માર્યો. ઇ. સ. ૧૧૯૪. તે પછી રાઠોડોએ રજપુતાનામાં જઈ જોધપુરનું નવીન રાજ્ય સ્થાપ્યું, જે અદ્યાપિ ચાલુ છે.

**કનોજ**

વાયવ્ય સરહદમાં પંજાબના હિંદુ રાજા જયપાળ અને અનંગપાળ તુંવાર પર મુસલમાનોએ પ્રથમ ચડાઈ કરી હતી. મુસલમાનોની સ્વારીઓથી હિંદનો દરવાજો તૂટયો પછી તેમને હિંદમાં દાખલ થતાં વાર લાગી નહિ.

**પંજાબ**

આ ઉત્તર હિંદનાં મોટાં રાજ્યો ઉપરાંત **કાશ્મિર, સિંધ, ચેદી, અને ઓરિસ્સા** વગેરેમાં રજપુત રાજ્યો હતાં. તેમાંથી કોઈ ચક્રવર્તી રાજ્યો સ્થાપી શકયા નહિ. તે દરેકનો મુસલમાનોએ થોડેથોડે અંતરે અંત આણ્યો.

## — પ્રશ્નો —

૧. ઉત્તર હિંદનાં રજપુત રાજ્યોની યાદી કરો. તેઓ સામ્રાજ્ય સ્થાપવામાં શાથી નિષ્ફળ નિવડયાં હશે ?
૨. ગુજરાતમાં કયા કયા વંશનાં રાજ્યો થયાં હતાં ? મુસલમાનોએ ગુજરાત કેવી રીતે જીત્યું ?
૩. મુસલમાનો સામે હિંદના રજપુતો કયા કારણથી હારી ગયા ?
૪. દિલ્હીનો છેલ્લો રજપુત રાજા કોણ હતો ? તેના વિષે શું જાણો છો ?

# ૩. દક્ષિણનાં રાજ્યો.

બિજાપુર જિલ્લાના બાદામીમાં ઇ. સ. ૫૫૦માં ચાલુક્ય રાજ્યની સ્થાપના થઈ. તે વંશના પુલકેશિન નામે બળવાન

**ચાલુક્ય**

રાજાએ સમ્રાટ્ હર્ષ સામે થઈ પોતાની સત્તા સાચવી હતી. ઇરાનના શાહનો એલચી પણ તેના દરબારમાં હતો. ચીની મુસાફર હ્યુએન સાંગે તેનાં, તેની પ્રજાનાં, તેમજ બૌદ્ધ ધર્મનાં ઘણાં વખાણ કર્યાં હતાં. તેના પછી સોએક વર્ષે રાષ્ટ્રકૂટોએ આ રાજ્ય ઉખેડી નાખ્યું.

રાષ્ટ્રકૂટ રજપુતોએ આઠમા સૈકામાં નાસિક તથા માલખેડમાં રાજ્ય સ્થાપ્યું. તેઓ યાદવવંશી હતા. એ વંશના **અમોઘવર્ષ**

**રાષ્ટ્રકૂટ**

નામે બળવાન રાજાએ રાજ્યની હદ કાવેરી નદી સુધી વધારી હતી. આ રાજ્ય દશમા સૈકાના આખર ભાગમાં ચાલુક્યના હાથમાં ગયું.

છેક દક્ષિણનાં તામીલ રાજ્યોને ઉત્તર હિંદ સાથે ઘણો ઓછો સંબંધ હતો. પણ યૂરોપાદિ દૂર દેશોનો વેપારી સંબંધ સારો હતો.

પ્રાચીનમાં પ્રાચીન સંસ્કૃતિવાળું પાંડય રાજ્ય ઇ. સ. પૂ. નવમા સૈકામાં સ્થપાયું હતું. તે દક્ષિણની ભૂમિરચનાને લીધે પોતાની

**પાંડય રાજ્ય**

સ્વતંત્રતા સાચવી શક્યું હતું. પરદેશો સાથે તેનો સારો વેપાર ચાલતો. અહીંનું રૂ, ઊન અને રેશમી કાપડ પરદેશમાં ખૂબ વખાણાતું. તે એક જ વંશમાં છવીસેં વરસ સુધી ચાલ્યા પછી ઇ. સ. ૧૭૩૬માં આર્કટના નવાબે જીતી લીધું.

હિંદના કોરોમાંડલ કિનારે ચૌલ રાજ્ય ઇ. સ. પૂ. ૩૫૦ માં કાંજીવરમમાં સ્થપાયું હતું. દરિયા કાંઠાને લીધે ત્યાંના લોકો

**ચૌલ રાજ્ય**

કુશળ વહાણવટીઓ હતા અને દૂર દેશાવર સાથે વેપાર ખેડતા. તેમાં રાજદેવ નામે પ્રસિદ્ધ રાજાએ તંજાવરમાં મંદિર બાંધ્યું હતું. તે શિવાજીના ભાઈ વ્યંકાજીએ જીતી લઈ ત્યાં મરાઠી રાજ્ય સ્થાપ્યું.

### પ્રશ્નો

૧. પાંડય અને ચૌલ રાજ્ય લાંબો સમય કેમ ટકી શકેલાં? તેમનો પરદેશો સાથે કેવો સંબંધ હતો?

# ૧. આપણો દેશ

ચોથા ધોરણમાં તમે **ગૂજરાતનો ઇતિહાસ** શીખી ગયા. આપણું ગૂજરાત હિંદુસ્તાનનો એક ભાગ છે. આપણા દેશનું નામ પહેલાં **ભારતવર્ષ** હતું. પણ પરદેશી લોકો તેને **હિંદુસ્તાન** કહેવા લાગ્યા. કારણ કે તે વખતે **સિંધુ નદી** આપણા દેશની સરહદ ગણાતી. અત્યારે આપણા દેશમાં વસતા બધા લોકો **'હિંદી'** કહેવાય છે.



આપણો વિશાળ દેશ ઘણા જૂના કાળથી આખી પૃથ્વીમાં પંકાએલો છે. જે વખતે પૃથ્વી પરના બધા દેશો અંધારામાં તથા અજ્ઞાનમાં ડુબેલા હતા ત્યારે આપણો દેશ સુધારામાં બહુ જ આગળ વધેલો હતો. આપણા દેશના લોકો યૂરોપ, આફ્રિકા અને એશિયાના ઘણાખરા દેશોથી માહિતગાર હતા, તે રામાયણ, મહાભારત આદિ ગ્રંથોથી જણાય છે. આપણા દેશના **માંધાતા** નામના રાજાએ ચીન અને રશિયા સર કર્યાં હતાં, તેવું પુરાણોમાં લખ્યું છે. તથા આપણા દેશમાં ઉદય પામેલો **બૌદ્ધધર્મ** છેક તિબેટ, ચીન અને જાપાન સુધી ફેલાયો છે. આ પ્રમાણે હોવાથી તેનાપર પરદેશીઓની ઘણી સ્વારીઓ થઈ છે.



ખૈબર ઘાટ

# હિંદુસ્તાનનો નકશો સીમા, પર્વતો, નદીઓ.

આપણો દેશ એશિયાખંડની દક્ષિણે છે. તે દ્વીપકલ્પ છે. તેની ઉત્તરમાં ઊંચા વિશાળ પર્વતોની હારો આવેલી છે અને ત્રણ બાજુએ સમુદ્ર છે, તેથી તેને કુદરતી ઘણું રક્ષણ છે. પણ પર્વતોમાં કેટલીક સાંકડી ખીણો છે. આવી ખીણોને **ઘાટ** કહે છે. અફઘાનિસ્તાનમાંથી હિંદુસ્તાનમાં આવવાના આવા માર્ગનું નામ '**ખૈબર ઘાટ**' અને બલુચિસ્તાન સાથે સંબંધ ધરાવનારા માર્ગને '**બોલન ઘાટ**' કહે છે. તે માર્ગે અવરજવર થઈ શકે છે.

હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે. તેની આબોહવા તથા વરસાદ બહુ માફક આવે તેવાં છે. આ કારણોને લીધે મનુષ્યોને રહેવા પૂરતી સગવડ મળે છે. આથી હિંદમાં વસ્તી ગીચ છે. વસ્તીનો પોણો ભાગ **હિંદુ ધર્મ** પાળે છે, અને પાંચમો ભાગ **મુસલમાની ધર્મ** પાળે છે. બાકીના લોકો **જૈન, પારસી, શીખ, ખ્રિસ્તિ** વગેરે જુદા જુદા ધર્મો પાળે છે.

મુસલમાનોએ હિંદપર સવારીઓ કરી આ દેશમાં વસવાટ કર્યો, ત્યારપછી તે ધર્મ પાળનારની સંખ્યા વધી છે.

તમે ગૂજરાતના ઇતિહાસમાં મહમુદ ગિઝની અને શાહબુદ્દીનઘોરીની સ્વારીઓ વિષે વાંચી ગયા છો. તે લોકો મુસલમાનો હતા. આ ધોરણમાં તમારે હિંદમાં સ્થપાયેલાં મુસલમાની રાજ્યોનો ઇતિહાસ શીખવાનો છે. તે બાબત સમજવા માટે મુસલમાનો કોણ હતા તથા તે ધર્મ કોણે ક્યારે અને ક્યાં સ્થાપ્યો તથા તેની હિંદપર શી અસર થઈ તે આપણે જાણવું જોઈએ.

## — પ્રશ્નો —

૧. આપણો દેશ અનાદિકાળથી પ્રખ્યાત છે તે તમે શા પરથી કહી શકો છો ?

૨. હિંદને કુદરતી રક્ષણ કેવું છે ? છતાં હિંદપર સ્વારીઓ શાથી થઈ હશે ?

૩. પરદેશીઓને હિંદપર સ્વારી કરવાનાં શાં કારણો હશે ?



## ૨. ઇસ્લામનો ઉદય અને પ્રચાર

આપણા દેશની પશ્ચિમમાં **અરબસ્તાન** નામે દેશ છે. ત્યાંના વતની **આરબ** કહેવાય છે. તે દેશ રેતીના રણનો પ્રદેશ છે.

**આરબ લોકો** તેથી ત્યાં રહેવા લાયક જગાઓ થોડી અને દૂરદૂર છે. ત્યાંની પ્રજાને કુદરતી રીતે જ ભટકતી જિંદગી ગાળવી પડે છે. આજથી તેરસો વરસ પહેલાં પણ તેઓ તે જ સ્થિતિમાં હતા. તે લોકો ટોળાંબંધ ફરતા, લૂંટફાટ, મારામારી અને કાપાકાપી કરતા, ગુલામો પકડતા અને તોફાનોમાં જ રચ્યાપચ્યા રહેતા. તેઓ મૂર્તિ-પૂજા કરતા.



આરબ

તેમને સુધારવાને એક મહાપુરુષે નવા ધર્મનો ઉપદેશ આપ્યો તથા તેમનું સંગઠન કરી આરબોને એક બળવાન પ્રજા બનાવી. તે મહાપુરુષ કોણ ?

### ૧. હઝરત મહમદ પેગંબર સાહેબ

અરબસ્તાનમાં આવેલા **મક્કા** શહેરમાં **હઝરત મહમદનો** ઇ. સ. ૫૭૦ માં જન્મ થયો હતો. તેમના પિતા જન્મ

**પૂર્વજીવન** પહેલાં જ ગુજરી ગયા હતા. તે જ્યારે છ વરસના થયા ત્યારે તેમની માતા પણ ગુજરી ગયાં. તેથી તેમના કાકા **અબુતાલીબે** તેમને ઉછેરીને મોટા કર્યા. તેમણે પ્રમાણિકપણા માટે નાનપણથી જ નામના મેળવી. તેથી લોકો તેમને **ઇમાનદાર અલઅમીન** કહેતા. તેમની તારીફ સાંભળી **ખદીજાબીબી** નામની એક તવંગર સ્ત્રીએ તેમની સાથે લગ્ન કર્યાં. તેથી મહમદને કમાવાની ચિંતા ઓછી થઈ.

મહમદ નાનપણથી જ ધ્યાનમાં મસ્ત રહેતા અને ઇશ્વરની પૂર્ણ શ્રદ્ધાથી ભક્તિ કરતા. પોતાના દેશની ઝનુની પ્રજામાં

**ખુદાનો સંદેશો** જંગલીપણું જોઈને તેમને ઘણો જ ખેદ થતો. તેઓ પર્વતની ગુફામાં કેટલોક સમય બેસી ધ્યાન ધરતા. એક સમયે પ્રભુના દૂત **જીબ્રાઈલે** તેમને સંદેશો કહ્યો કે "હે મહમદ, તું ખુદાતાલાનો પેગંબર છે. ખુદાએ તને જગતને પોતાનો મહાન સંદેશો પહોંચાડવાનું કાર્ય સોંપ્યું છે તે કર." તે દિવસથી મહમદે **પેગંબરનું** કામ શરૂ કર્યું.




ઈસ્લામનો ઉદય-નકશો

**ઈસ્લામ ધર્મના સિદ્ધાંતો** પોતાને થયેલા જ્ઞાનનો ફેલાવો કરવા માટે પેગંબર સાહેબ લોકોને તેમના સિદ્ધાંતો સમજાવતા: (૧) ઈશ્વર એક જ છે, અને મહમદ તેના પેગંબર છે. (૨) મૂર્તિપૂજા કરવી ખોટું છે. (૩) ખુદાની મરજીને તાબે થનાર "મુસલમાન" કહેવાય છે. ઈસ્લામને માનનાર બધા મુસલમાન ભાઈઓ છે. તેમાં કોઈ ઊંચ કે નીચ નથી. (૪) દરેક મુસલમાને ખુદાની જ બંદગી કરવી, દાન કરવું, પાક જિંદગી ગુજારવી અને બની શકે તેણે મક્કા હજ કરવા જવું.

તેમના ઉપદેશથી મૂર્તિપૂજક ઝનુની આરબો તેમની સામે થયા; અને તેમને મારી નાખવાનું કાવતરૂં રચ્યું. આ ખબર મળતાં મહમદ પોતાના કેટલાક અનુયાયીઓને લઈ ઈ. સ. ૬૨૨ના જુલાઈની સોળમી તારીખે **મદીના** નાસી ગયા. મદીનામાં તેમના ઘણા અનુયાયીઓ થયા. તેઓ મદીનાના લોકોના ધર્મગુરુ બન્યા એટલું જ નહિ પણ મદીનાના રાજા તરીકેની સર્વ સત્તા તેમના હાથમાં આવી. ધર્મ પ્રચાર માટે પેગંબર સાહેબે હથિયારનો ઉપયોગ કરવાની છૂટ લઈને મક્કા સર કર્યું, અને કાબાના મંદિરની મસ્જીદ બનાવી તથા અરબસ્તાનની પ્રજાને ઈસ્લામ ધર્મમાં આણી.

**હિજરત**

પેગંબર સાહેબે ઈસ્લામનો ઉપદેશ આપી અરબસ્તાનની પ્રજાને એકત્ર કરી. તેઓ ૬૩૨માં મરણ પામ્યા. તેમના શબને મદીનામાં દફન કર્યું. તે જગાને મુસલમાનો પવિત્ર માને છે.

**મરણ**

પેગંબર સાહેબ મદીના નાસી ગયા, તે વરસથી મુસલમાનો **હિજરી સન** ગણે છે. પેગંબર સાહેબના ઉપદેશના સંગ્રહના પુસ્તકનું નામ **'કુરાને શરીફ'** છે. તે ઈસ્લામનું ધર્મ પુસ્તક છે.

હઝરત મહમદના મરણ પછી જે શિષ્યો ગાદીએ બેઠા તેઓ **ખલીફા** કહેવાતા. આ ખલીફાની ગાદી કેટલોક વખત મદીનામાં અને પછી બગદાદમાં થઈ હતી. ઈસ્લામના ધર્મના ઝનુનથી પ્રેરાઈ આરબલોકોને બીજા લોકોને પોતાના ધર્મમાં લાવવાની અને તે માટે બીજા દેશો જીતવાની ઈચ્છા થઈ. આથી આસપાસના દેશો પર તેમણે ચઢાઈ કરી. એક સૈકામાં તો ઈરાક, સિરિયા, ઉત્તર આફ્રિકા, તુર્કસ્તાન અને અફઘાનિસ્તાન સુધી ઈસ્લામનો પ્રચાર કર્યો. એમ છેક હિંદના દરવાજા સુધી તેઓ આવી પહોંચ્યા. તેની અસર હિંદ પર કેવી થઈ તે આગળ જોઈએ.

**ઈસ્લામનો પ્રચાર**

## ૨ પારસી કોમ અને તેમનો ધર્મ

ઈસ્લામના પ્રચાર વખતે ઈરાનમાં જે લોકો રહેતા હતા તેઓ પારસી કહેવાતા તથા તેમના ધર્મને **'જરથોસ્ત'** કહેતા.

**પારસી ધર્મના સિધ્ધાંતો**

તેમના ધર્મપુસ્તકનું નામ **'અવસ્તા'** છે. તેઓ સૂર્ય અને અગ્નિની ઉપાસના કરે છે.

ઈરાનના પારસીઓ આરબ સરદાર **ખલીફા ઓમરના** હાથે ઈ. સ. ૬૫૧માં **નાહુવંદ** ખાતે હારી ગયા બાદ ધર્મ

**હિંદમાં પ્રવેશ**

રક્ષણ માટે કેટલાક પારસીઓ પોતાના અગ્નિદેવને લઈ વહાણમાં બેસી નાસી છૂટયા અને હિંદમાં આવેલા **દીવ બંદરે** ઊતર્યા. દીવમાં કેટલોક સમય રહી તેઓ સૂરત પાસેના **સંજાણ** બંદરે આવ્યા. સંજાણમાં **જાદવરાણા** કરીને



ઉદવાડા પારસી અગીઆરી

**આતસ બહેરામની સ્થાપના**

હિંદુ રાજા હતો. તેણે પારસીઓને પોતાના રાજ્યમાં પ્રજા તરીકે રહેવાની પરવાનગી આપી. **આથી** પોતાની સાથે લાવેલા **આતસ બહેરામ (અગ્નિ)** ની તેઓએ ઉદવાડામાં કાયમની સ્થાપના કરી. અદ્યાપી પર્યંત ત્યાં તે જ્યોત ચાલુ છે.

## — પ્રશ્નો —

૧. **મહમદ પેગંબરનું** ટૂંકું જીવનવૃત્તાંત લખો.
૨. **ઈસ્લામ** ધર્મના સિદ્ધાંતો વિષે તમે શું જાણો છો ?
૩. **'હીજરી સન'** એટલે શું ? અને તે ક્યારથી શરૂ થયો છે.
૪. **'ખલીફા'** એટલે શું ?
૫. **પારસીઓ** ઇરાનથી હિંદમાં શા માટે આવ્યા ?

# ૩. હિંદપર મુસલમાનોની ચડાઈઓ

[આઠમા સૈકાની શરૂઆતમાં ઝનુની મુસલમાનોએ હિંદુસ્તાનપર જળમાર્ગે કેટલીક સ્વારીઓ કરેલી પણ તેમાં તેઓ ફાવ્યા નહોતા. તેમાં સિંધપરની મહમદ કાસમની સ્વારી વધારે અગત્યની અને જાણીતી છે.]

## ૧. મહમદ કાસમ

**ચડાઈનું કારણ**

લંકાથી અરબસ્તાન જતું એક અરબી વહાણ સિંધના દેવળ બંદરના ચાંચીઆઓએ લૂંટી લીધું. તેની ફરિયાદ ખલીફા વાલીદે સિંધના રાજાને કરી, પરંતુ તેનું કાંઈ પરિણામ આવ્યું નહિ. આથી ખલીફા વાલીદે પોતાના સરદાર **મહમદ બીન કાસમને** લશ્કર આપી સિંધ જીતવા મોકલ્યો. ઇ. સ. ૭૧૨. સિંધમાં તે વખતે **દાહીર** નામે રાજા રાજ્ય કરતો હતો. તે મહમદ સામે બહાદુરીથી લડયો, પણ હાર્યો અને મરાયો.

**સિંધમાં પ્રથમ મુસલમાની રાજ્ય**

રજપુત સ્ત્રીઓ મુસલમાનોના હાથમાંથી બચવા માટે જીવતી બળી મુઈ. મહમદે જીતાએલી પ્રજાપર જુલમ ન કરતાં તેમને રક્ષણ આપ્યું. પરંતુ તેમની પાસે **જજીયાવેરો** લીધો. સિંધમાં પ્રથમ મુસલમાની રાજ્ય સ્થાપ્યું.

**સિંધમાં ફરીથી રજપુત રાજ્ય**

કાસમની સત્તા લાંબો વખત ટકી નહિ. કારણ કે મોકલનાર કાસમને ખલીફાની જગાએ બીજો ખલીફા થયો. તેણે તેને મારી નંખાવ્યો અને તેની જગાએ બીજો સુબો આવ્યો. તેની પાસે રજપુતોએ ફરીથી સિંધ કબજે કર્યું. ઇ. સ. ૭૫૦. સિંધમાં આરબ સત્તા

**ચડાઈની અસર**

થોડો વખત રહી. પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે હિંદની સંસ્કૃતિની અસર આરબ પ્રજાપર પડી. તે પ્રજા હિંદુઓના સમાગમમાં આવી ને તેઓ ગણિત, ખગોળવિદ્યા સંગીત વગેરે જુદી જુદી કળાઓ શીખ્યા.

### — પ્રશ્નો —

૧. સિંધપર આરબોએ ક્યારે અને શા માટે ચડાઈ કરી હતી ?
૨. હિંદમાં **પહેલું મુસલમાની રાજ્ય** ક્યારે સ્થપાયું? તે વિષે તમે શું જાણો છો ?
૩. હિંદપર પહેલી આરબ સ્વારીથી આરબ લોકપર શી અસર થઈ?

[ ઝનુની મુસલમાનોએ ધર્મનો પ્રચાર મધ્ય એશિયા સુધી કર્યો હતો. આ વિસ્તીર્ણ રાજ્યનો બંદોબસ્ત ખલીફાથી સાચવી શકાયો નહિ. આથી મધ્ય એશિયાના અલપ્તગીન નામે તુર્ક સરદારે ગિઝની જીતી લઈ અફ્ઘાનિસ્તાનમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, ઇ. સ. ૯૬૨. તે વંશના બાદશાહો **ગિઝની વંશ**ના કહેવાયા.

અલપ્તગીનને સબકતગીન નામે બાહોશ ગુલામ હતો. તેને તેણે સરદાર બનાવી પોતાની કુંવરી પરણાવી. અલપ્તગીનના મરણ પછી તે ગાદી પર બેઠો. ઇ. સ. ૯૭૭.

સબકતગીને પણ હિંદપર સ્વારીઓ કરી હતી તે હવે આપણે જોઈએ.]

## ૨. સબક્તગીન

**જયપાળની ગિઝની પર ચડાઈ**

સબક્તગીન બહાદુર, દયાળુ અને માયાળુ હતો, તેણે ગિઝનીનું રાજ્ય વધાર્યું હતું. અફ્ઘાનિસ્તાનની નજીકમાં આવેલા પંજાબમાં જયપાળ નામે રાજા હતો. તેની હદમાં જઈને સબક્તગીનના માણસો લૂંટફાટ કરતા અને રૈયતને હેરાન કરતા. આથી જયપાળે મોટું લશ્કર લઈ ગિઝનીપર ચડાઈ કરી, પણ રજપુત સેના હારી અને જયપાળ દંડ આપવાનું કબૂલ કરીને છૂટયો. લાહોર ગયા પછી જયપાળે કેટલાક સરદારો અને બ્રાહ્મણોની સલાહથી દંડ આપ્યો

**જયપાળ પર ચડાઈ**

નહિ. આ દંડ વસુલ કરવા સબકતગીને લાહોરપર ચડાઈ કરી. જયપાળે આજુબાજુના હિંદુ રાજાઓને પોતાની મદદે બોલાવી સામે થયો. બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. તેમાં જયપાળ હાર્યો. સબક્તગીન પુષ્કળ લૂંટ કરી પેશાવરમાં થાણું બેસાડી ગિઝની ગયો. સબક્તગીન ઇ. સ. ૯૯૭માં મરણ પામ્યો.



## ૩. મહમદ ગિઝની

સબકતગીન પછી તેનો દાસીપુત્ર મહમદ ગાદીએ બેઠો. તે શૂરો સાહસિક અને મહત્વાકાંક્ષી હતો. આ સમયે હિંદુસ્તાન નાનાં રાજ્યોમાં વહેંચાયેલું હતું. પરંતુ હિંદના વેપારીઓ જમીન માર્ગે

**આપણા દેશની સ્થિતિ**

તથા દરિયા માર્ગે દૂર દેશાવર સુધી વેપાર કરતા અને તે રીતે હિંદમાં પુષ્કળ ધન આવતું. હિંદુઓએ ઠેકાણે ઠેકાણે મોટાં દેવળો બંધાવી ધર્મને નામે પુષ્કળ ધન એકઠું કર્યું હતું. મૂર્તિઓને ઈશ્વર માની લોકો ઠાઠમાઠમાં રચ્યાપચ્યા રહેતા.

જમીન માર્ગે જતા વેપારીઓનો રસ્તો ગિઝની પાસે થઈને જતો, આ વેપારીઓની પાસેથી હિંદના અઢળક દ્રવ્ય અને વૈભવની વાતો નાનપણથી જ મહમદ સાંભળતો, સુલતાન થયા પછી

**સ્વારીઓનો હેતુ**

હિંદનું દ્રવ્ય લૂંટવા, દેવળો તોડી મૂર્તિઓ ભાંગવા તથા ઈસ્લામનો પ્રચાર કરવા સારુ તેણે હિંદપર નાની મોટી સત્તર સ્વારીઓ કરી. પંજાબના રાજા જયપાળ પર પ્રથમ ચડાઈ કરી. મહમદે તેને ત્રીજીવાર હરાવ્યો અને ભારે દંડ તથા

**પહેલી સ્વારી**

ખંડણી ભરવાની શરતે છૂટો કર્યો. આ પરાજયથી જયપાળ શરમીંદો બની પોતાના પુત્ર અનંગપાળને રાજ્ય સોંપી ચિતા ખડકાવી બળી મુઓ. ઈ. સ. ૧૦૦૧.

મહમદે ચોથી સ્વારી **અનંગપાળ** પર કરી. આ સમયે અનંગપાળે કલીંજર, ગ્વાલીઅર, ઉજ્જન, અજમેર. દિલ્હી અને કનોજના રાજાઓને મુસલમાનોની સામે એકત્ર બળથી લડવા માટે મદદે

**ચોથી સ્વારી**

બોલાવ્યા. હિંદુ ધર્મના રક્ષણ માટે કેટલાક પહાડી લોકો પણ મદદે આવ્યા હતા. હિંદુ સ્ત્રીઓએ પણ પોતાનું ઝવેરાત અને દાગીના વેચી નાણાંની મદદ કરી હતી. મહમદ પેશાવર પાસે પડાવ નાખી પડયો હતો. બન્ને સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. હિંદુઓ જીતવાની તૈયારી પર હતા, તેજ સમયે અનંગપાળના હાથીની આંખમાં તીર વાગ્યું. એટલે હાથી નાઠો. આથી હિંદુ સૈનિકોએ ધાર્યું કે અનંગપાળ

મરાયો. એટલે તેઓ હતાશ બની પાછા હઠયા ને સૈન્યમાં નાસભાગ થઈ. આ તકનો લાભ લઈ મુસલમાન સૈનિકોએ નાસતાં ટોળાંની કતલ કરી. પરિણામે મહમદ જીત્યો. ઇ. સ. ૧૦૦૮.

**નગરકોટનું દેવળ લૂંટયું**

ત્યાંથી મહમદ હિમાલયની તળેટીમાં આવેલા **નગરકોટ** તરફ વધ્યો. ત્યાંનું પવિત્ર મંદિર ઘણું નામીચું હતું; સેંકડો વર્ષથી ત્યાં પુષ્કળ દ્રવ્ય એકઠું થયેલું હતું. મહમદે તે સઘળું લૂંટી લીધું. ઇ. સ. ૧૦૦૮. આ લૂંટમાં તેને ૬ લાખ સોનાના સિક્કા, વીસ મણ જવાહીર, બસો મણ સોનું, બે હજાર મણ રૂપું અને દાડમ જેટલા વજનદાર મોટા હીરાઓ હાથ લાગ્યા. ઉપરાંત મંદિરનો ચાંદીનો મંડપ અને સોના રૂપાના સ્થંભવાળી છત્રી એ સઘળું મહમદ ગિઝની લઈ ગયો. ગિઝનીમાં પોતાની પ્રજાને




૬. મહમદ ગિઝનીની ચડાઇનો નકશો

દેખાડવા સારુ એક મિજલસ ભરી તેમને હિંદપર વધુ સ્વારીઓ કરવા ઉત્તેજન આપ્યું.

**નવમી સ્વારી મથુરાં લૂંટયું**

નવમી સ્વારી મથુરાં પર કરી ત્યાંનાં હજારો મંદિરો તોડ્યાં. કેટલાએ હિંદુને પકડી ગુલામ બનાવ્યા. વીસ દિવસ સુધી મથુરાં લૂંટી પુષ્કળ દ્રવ્ય લઈ તે ગિઝની ગયો. ઈ. સ. ૧૦૧૯. મથુરાંથી પાછા જતી વખતે લાહોરના રાજાને ગાદી પરથી ઉઠાડી ત્યાં પોતાનો સુબો નીમતો ગયો.

**બારમી સ્વારી સોમનાથ**

મહમદે છેલ્લી સ્વારી આપણા ગૂજરાતના **સોમનાથ પાટણપર** કરી હતી. સોમનાથનું દેવાલય ઘણા જૂના કાળથી પ્રસિદ્ધ હતું. તે તદ્દન પત્થરથી બાંધેલું હતું. તેને ૫૬ થાંભલા હતા. તેના અંધારા ગભારામાં મહાદેવની ૫ ગજ ઊંચી અને ૨ ગજ પહોળી મૂર્તિ હતી. તેને અમૂલ્ય દાગીનાઓ પહેરાવવામાં આવતા. તેની આગળ રત્નજડિત કોડિયામાં દીવા સળગાવતા. મંદિરમાં ઘણાં ઘંટ અને ઘંટડીઓ હતાં. તે બધી બસો મણ સોનાની સાંકળે બાંધેલી હતી. દેવળના વિશાળ સભા મંડપમાં હજારો બ્રાહ્મણો પાઠપૂજા કરવા બેસતા. મૂર્તિને સ્નાન કરાવવા દરરોજ ગંગાજળ લાવવામાં આવતું. સોમનાથના દેવળની કીર્તિ સાંભળી મહમદ, ગિઝનીથી અણહિલવાડ પાટણ આવ્યો. મહમદના ઓચિંતા હુમલાથી ગૂજરાતનો રાજા **ભીમ બાણાવળી** કંથકોટના કિલ્લામાં ભરાઈ ગયો. મહમદે **પાટણ** સહેલાઈથી લીધું. ત્યાંથી તે **સોમનાથ** તરફ ગયો. મહમદના



સોમનાથનું મંદિર

આવ્યાની વાત સાંભળી સોમનાથના કિલ્લાના દરવાજા બંધ કરી હિંદુઓ રક્ષણ માટે સામે થયા. ત્રીજે દિવસે **ભીમદેવ** લશ્કર લઈ મદદે આવી પહોંચ્યો. રજપુતો અને મુસલમાનો વચ્ચે ભારે યુદ્ધ થયું. પણ મહમદના **ધર્મઝનુની લશ્કર** સામે ટકી શક્યું નહિ. ભીમદેવ હાર્યો અને નાસી ગયો. મહમદ દરવાજો તોડી કિલ્લામાં પેઠો અને મંદિરમાં ગયો. ત્યાં હજારો બ્રાહ્મણોએ મહમદને કાલાવાલા કર્યા અને મૂર્તિને બચાવવા પુષ્કળ ધન આપવા કહ્યું. ધર્માંધ મહમદે કહ્યું, કે **"હું મૂર્તિઓ વેચનાર નથી, પણ ખંડન કરનાર છું."** એમ કહી તેણે ડાંગવડે મૂર્તિના ત્રણ કકડા કરી નાખ્યા. તે કકડા મસીદના પગથિયાંમાં જડવા સારૂ મક્કા, મદીના અને ગિઝની મોકલી આપ્યા. દેવળમાંથી સોનું, રૂપું અને ઝવેરાત મળીને આઠ કરોડ રૂપિયાનો માલ તથા દરવાજાનાં સુખડનાં કમાડને લૂંટી ગયો. ઈ. સ. ૧૦૨૪. આવાં કૃત્યોથી મહમદે **'મૂર્તિ ખંડન કરનાર'** તરીકે નામના મેળવી.

**ગિઝનીનો વૈભવ**

હિંદમાંથી મળેલી પુષ્કળ દોલતવડે ગિઝની શહેરમાં મહમદે સુશોભિત ઈમારતો બંધાવી સુંદર બનાવ્યું. તેણે આરસપહાણની એક ભવ્ય મસ્જીદ બંધાવી. તે એવી સુંદર હતી કે **'સ્વર્ગની કન્યા'**ના નામથી તે ઓળખાવા લાગી. ગિઝનીમાં એક વિદ્યાપીઠ સ્થાપી તેને પુષ્કળ મદદ આપી હતી.

**ફિરદોસી કવિ**

મહમદે **ફિરદોસી** નામે ઈરાનના મહાન કવિ પાસે **"શાહનામું"** નામે એક પ્રસિદ્ધ કાવ્ય રચાવ્યું હતું. કહે છે કે ફિરદોસીને મહમદે દરેક કડી દીઠ એક સોનામહોર આપવા કબૂલ કર્યું હતું. આથી ફિરદોસીએ ૬૦,૦૦૦ કડીનું પુસ્તક બનાવ્યું. પણ મહમદે સોનામહોરને બદલે રૂપામહોરો આપવાનું કહ્યું. તેથી કવિ રિસાઈને પોતાના વતનમાં ચાલ્યો ગયો. આખરે મહમદને પસ્તાવો થયો, અને નક્કી કરેલી રકમ કરતાં પણ વધારે રકમ ફિરદોસીને ત્યાં મોકલાવી. પણ આ સોના મહોરોથી લાદેલા ઊંટો જ્યારે એક દરવાજેથી કવિના ગામમાં પેઠા, તે જ વખતે કવિનું મડદું બીજે દર-

વાજેથી સ્મશાન લઈ જવામાં આવતું હતું, કારણુ કવિ હતાશ થઇને મરણુ પાંમ્યો હતો.

**ગુણદોષ** મહમદ પરાક્રમી અને મહાન યોદ્ધા હતો. તે વિદ્વાનોનો આશ્રયદાતા હતો. અઢળક દ્રવ્યનો માલિક હતો, છતાં તે લોભી હતો, એ જ તેનો મોટામાં મોટા દુર્ગુણુ હતો. વળી તે ખરેખરો રાજ્યકુશળ નહોતો. તે ઈ. સ. ૧૦૩૦માં મરણુ પામ્યો.

**સ્વારીઓની અસર** (૧) ઉત્તર હિંદ પૈસે ટકે ખાલી થઈ ગયું. (૨) મુસલમાનો હિંદના ભોમિયા બન્યા. (૩) રજપુતો નજીવી ભૂલોથી કેમ હારી જાય છે તે સમજી શકયા. (૪) રજપુત રાજાઓ ગાફલ રહી રાજ્ય કરવા લાગ્યા અને મહમદની ચડાઇઓ વિસારે પડી.

## પ્રશ્નો

૧. મહમદે હિંદપર શામાટે સ્વારીઓ કરી હતી ?
૨. મહમદની બે મુખ્ય સ્વારીઓ વિષે જાણુતા હો તે લખો.
૩. મહમદને લડવા સિવાય બીજા કઈ જાતના **શોખ** હતા ? તે તમે કેવી રીતે સાબીત કરશો ?
૪. **ફિરદોશી કવિ** વિષે તમે શું જાણો છો ?
૫. મહમદની સ્વારીઓની હિંદપર શી અસર થઈ?

[ મહમદ ગિઝનીના મરણુ પછી તેના વંશજોની સત્તા નબળી પડી. ગિઝનીના રાજા બહેરામે ઘોર પ્રાંતના રાજા અલ્લાઉદ્દીનના ભાઈને દગાથી મારી નાખ્યો. અલ્લાઉદ્દીને સાત દિવસ સુધી ગિઝનીપર ચડાઈ કરી. બહેરામ હાર્યો અને નાઠો. અલ્લાદ્દીને સાત દિવસ સુધી ગિઝની શહેરને લૂંટયું અને બાળ્યું. ગિઝનીના ભવ્ય મકાનોનો નાશ કર્યો. ઈ. સ. ૧૧૫૦. આ કૃત્યથી તે **'અલ્લાઉદ્દીન જહાંસોજ'** (દુનિયા બાળનાર) કહેવાયો. અલ્લાદ્દીન ગિઝની વંશનો નાશ કરી ગિઝનીની ગાદીએ બેઠો. તે ઘોર વંશનો હોવાથી તેના વંશજો **'ઘોરી વંશ'**ના કહેવાયા. અલ્લાદ્દીન પછી તેના ભત્રીજા મહમદ ઘોરીએ હિંદપર સ્વારીઓ કરી હતી. તે સંબંધી હવે તમારે શીખવાનું છે. ]

## શાહબુદ્દીન ઉર્ફે મહમદ ઘોરી

**સ્વારીઓનો હેતુ**

શાહબુદ્દીન શૂરો અને મહત્વાકાંક્ષી હતો. તેને હિંદમાં મુલકો જીતી ત્યાં રાજ્ય કરવાની અભિલાષા હતી. આથી તેણે હિંદપર નવ સ્વારીઓ કરી.



શાહબુદ્દીન

**ગૂજરાતપર સ્વારી**

શાહબુદ્દીન ગૂજરાત પર ચડી આવ્યો તે વખતે **સોલંકી વંશનો** બાળમૂળરાજ રાજ્ય કરતો હતો. તેથી તેના કાકા **ભોળાભીમે** તેને હરાવી નસાડયો ઇ. સ. ૧૧૭૮.

**શાહબુદ્દીનની હાર**

શાહબુદ્દીને **દિલ્હી** પર સ્વારી કરી. દિલ્હીમાં **પૃથ્વીરાજ** રાજ્ય કરતો હતો, તે પોતાના લશ્કર સાથે તેની સામે ગયો. **સ્થાનેશ્વર**ના પ્રખ્યાત મેદાનમાં મોટી લડાઈ થઈ. શાહબુદ્દીન ઘોડાપરથી પડી ગયો. પણ તેના એક સૈનિકે તેને બચાવી લીધો. મુસલમાન લશ્કરમાં ગભરાટ ફેલાયો અને નાસવા લાગ્યું. શાહબુદ્દીન કેદ પકડાયો. પણ તેને ઉદાર રજપુતોએ જીવતદાન આપી છોડી મૂકયો ઇ. સ. ૧૧૯૧.

**હિંદનાં મુખ્ય રજપુત રાજ્યો**

આ સમયે પાંચ રાજ્યો હતાં. (૧) દિલ્હીમાં અનંગપાળ તુંવારનું (૨) અજમેરમાં સોમેશ્વર ચૌહાણનું (૩) ગૂજરાતમાં ભોળા ભીમનું (૫) મેવાડમાં સમરસિંહ રાણાનું.

ઉપર જણાવેલાં મુખ્ય રજપુત રાજ્યોમાં અંદર અંદર રાજ્યલોભ અને કન્યાલોભથી કુસંપ થયો હતો. અને તેથી અંદર અંદર લડીને તેઓ નબળાં પડયાં હતાં.

**ભોળોભીમ અને પૃથ્વીરાજ વચ્ચે વેર**

આબુના રાજા જેતસી પરમારને ઇચ્છન નામે બહુ જ રૂપાળી કુંવરી હતી. તેનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વર ચૌહાણના પુત્ર **પૃથ્વીરાજ** સાથે કર્યો હતો. તે કુંવરીનું માગું **ભોળાભીમે** કર્યું. પણ કુંવરીનો વિવાહ કરેલો હોવાથી તેમજ ભોળો ભીમ જૈનધર્મી હોવાથી પરમારે તે માંગણી સ્વીકારી નહિ. આથી ગુસ્સે થઈ ભોળા ભીમે આબુપર ચડાઈ કરી. જેતસીએ કુંવરીને અજમેર મોકલી દીધી. તેથી ભીમદેવ અજમેર પર ચડયો. અજમેરનો રાજા સોમેશ્વર લડાઇમાં મરાયો. તેથી બાપનું વેર લેવા પૃથ્વીરાજે ગૂજરાત પર ચડાઈ કરી ભોળાભીમને હરાવ્યો.

**પૃથ્વીરાજ અને જયચંદ્ર વચ્ચે વેર**

દિલ્હીના રાજા અનંગપાળને બે કુંવરીઓ હતી. તેમાંથી એક અજમેરના **સોમેશ્વર** સાથે અને બીજી કનોજના રાજા **વિજયપાળ** સાથે પરણાવી હતી. સોમેશ્વરને **પૃથ્વીરાજ** અને વિજયપાળને **જયચંદ્ર** નામે પુત્રો થયા. તે બન્ને મસીયાઈ ભાઇ થતા હતા. છતાં અનંગપાળે એકલા પૃથ્વીરાજને દત્તક લઈ દિલ્હીની ગાદી આપી. આથી જયચંદ્ર રીસે ભરાયો અને પૃથ્વીરાજ સાથે વેર રાખવા લાગ્યો.

વળી જયચંદ્રે પોતાની કુંવરી **સંયુક્તા** માટે સ્વયંવર રચ્યો. તે સાથે રાજસૂય યજ્ઞ પણ આરંભ્યો. આ સમયે સઘળા રાજાઓને આમંત્રણ આપી નોતર્યાં હતા, પણ ફક્ત પૃથ્વીરાજનું અપમાન કરવા માટે તેને બોલાવ્યો નહિ. અને તેનું પુતળું બનાવી દ્વારપાળની જગાએ મૂકયું. સંયુક્તા પૃથ્વીરાજને પરણવા ઇચ્છતી હતી. તેથી કેટલાક સૈનિકો સાથે જઇને પૃથ્વીરાજ સંયુક્તાનું હરણ કરી ગયો. આ બનાવથી જયચંદ્રને વધારે ક્રોધ ચડયો અને પૃથ્વીરાજનું નિકંદન કાઢવાના ઉપાયો લેવા લાગ્યો. છેવટે ઘોરી શાહ **શાહબુદ્દીનને** દિલ્હી જીતવાનું તેણે આમંત્રણ મોકલ્યું.

દિલ્હી જીતવા શાહબુદ્દીને સૈન્ય તૈયાર કર્યું હતું. તે જયચંદ્રનો પત્ર મળતાં જ દિલ્હી જીતવા આવી પહોંચ્યો. લાહોર આવી

**પાણીપતનું યુધ્ધ**
**ઇ. સ. ૧૧૯૩**

શાહબુદ્દીને પૃથ્વીરાજને સંદેશો કહેવરાવ્યો કે 'હિંદુઓ મુસલમાન ધર્મ નહિ સ્વીકારે તો લડાઈ કરવામાં આવશે.' આ પત્રના જવાબમાં પૃથ્વીરાજે કહેવરાવ્યું કે "હજી તમને હારી ગયાને બે વરસ તો થયાં નથી તથા તમારા ઘા પણ પુરેપુરા રૂઝાયા નથી માટે સમજીને પાછા જાઓ." જવાબ આપીને પૃથ્વીરાજે રજપુત સેના સાથે પાણીપતના મેદાનમાં પડાવ નાંખ્યો. આ પત્રનો જવાબ શાહબુદ્દીને એવો વાળ્યો કે 'હું મારા ભાઈનો નોકર છું, તેથી તેને પુછાવ્યા પછી તે કહેશે તેમ કરીશ. આથી પૃથ્વીરાજ મોજ-મજાહમાં પડયો. પણ શાહબુદ્દીને રજપુતોની ગફલતનો લાભ લઇ ઓચિંતો ધસારો કર્યો. પાણીપતના મેદાનમાં ખુનખાર લડાઈ ચાલી. સૂર્યાસ્ત સમયે ઘોરી શાહે ચુંટી કાઢેલા બાર હજારના સૈન્ય સાથે જબરો ધસારો કર્યો ને થાકેલા રજપુતોની કતલ કરી. પૃથ્વીરાજ હાર્યો અને કેદ પકડાયો. ઇ. સ. ૧૧૯૩. દિલ્હીમાં કુતુબુદ્દીનને સુબો નીમી શાહબુદ્દીન પાછો ફર્યો. પાછળથી તેને મારી નાખવામાં આવ્યો.



પૃથ્વીરાજ

**કનોજ પર સ્વારી**

ગિઝનીથી બીજે વરસે કનોજ જીતવાની ઇચ્છાથી તે હિંદમાં આવ્યો. કનોજનો રાજા જયચંદ્ર સામો થયો. અને બહાદુરીથી લડયો, પણ હાર્યો અને મરાયો. કનોજ દુશ્મનોના હાથમાં ગયું અને લુંટાયું. ઇ. સ. ૧૧૦૪. દિલ્હીના સુબા કુતુબુદ્દીને આ વખતે ગૂજરાત પર સ્વારી કરી ભીમદેવને લૂંટી પાછો આવ્યો. ઇ. સ. ૧૧૯૭.

**બિહાર અને બંગાળા જીત્યાં**

બીજા સરદાર **બખત્યાર ખીલજીએ** બિહાર તરફ જઈ નાલંદાની વિદ્યાપીઠનો નાશ કર્યો. ત્યાંથી બંગાળા પર ચડાઈ કરી. બંગાળાની રાજધાની **નદીઆમાં** હતી. ત્યાંનો રાજા લક્ષ્મણસેન નાસી ગયો. બખત્યારે રાજધાની જીતી, ઈ. સ. ૧૨૦૦.

**મરણ**

શાહબુદ્દીન ઘોરીની હિંદમાં રાજ્ય કરવાની મુરાદ પાર પડી. હિંદના જીતેલા મુલકો પર વિશ્વાસુ સુબા નીમી તે સ્વદેશ જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં ગક્કર જાતના પહાડી લોકોએ રાત્રે તેના તંબુમાં પેસી મારી નાખ્યો. તેના શબને ગિઝની લઈ જવામાં આવ્યું. ઈ. સ. ૧૨૦૬.

**મહમદ ગિઝની અને શાહબુદ્દીન ઘોરીની સરખામણી**

હિંદપર મુસલમાનોએ કરેલી ચડાઈઓમાં મહમદ ગિઝની અને શાહબુદ્દીન ઘોરીની ચડાઈઓ અતિ મહત્વની છે. છતાં બન્ને વચ્ચે ઘણો તફાવત છે: (૧) બન્ને ધર્માંધ પરાક્રમી અને ઝનુની હતા (૨) બન્નેએ ઉત્તર હિંદમાં જ સ્વારીઓ કરી હતી, પણ ગિઝનીનો હેતુ દ્રવ્ય મેળવવાનો અને દેવળ તોડવાનો હતો, જ્યારે ઘોરીનો હેતુ રાજ્ય સ્થાપવાનો હતો. (૩) ગિઝની લોભી અને કંજુસ હતો, ત્યારે ઘોરીશાહ કપટી અને નિર્દય હતો.

**રજપુતોની પડતીનાં કારણ**

હિંદમાં પંજાબથી બંગાળા સુધી મુસલમાની રાજ્યની સ્થાપના થઈ અને રજપુતોની પડતી થઈ. તેનાં કારણો ઉપરની વાતમાં આવી ગયાં છે. તે તપાસતાં સ્પષ્ટ જણાય છે કે:-(૧) હિંદ તે સમયે નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું. તે બધા રાજાઓને કાબુમાં રાખી શકે તેવો એક ચક્રવર્તિ રાજા નહોતો. (૨) તેમની વચ્ચે કુસંપ હતો. અને માંહોમાહેની લડાઈઓમાં તેમનું બળ ક્ષીણ થઈ ગયું હતું. (૩) કટોકટીના પ્રસંગે એકઠા થવું જોઈએ તેવી ધર્મબુદ્ધિનો લોપ થયો હતો. (૪) મુસલમાનો ધર્મઝનુનથી પ્રેરાઈને એકત્ર બળથી લડતા. તેમની સામે

થવા માટે હિંદનાં રજપુત રાજ્યો પાસે ભાડુતી સૈન્ય હતાં, (૫) રજપુતો વિશ્વાસમાં ફસાઈ ગફલતમાં રહેતા. (૬) રજપુતોમાં શારીરિક બળ હતું, પણ યુદ્ધકૌશલ્યની ખામી હતી. (૭) રજપુતોનાં હથિયાર, ઘોડા અને હાથી, લશ્કરમાં ટકી શકતાં નહિ. તેમાં કેટલીકવાર હાથીઓ જ દુશ્મનની ગરજ સારતા.

## પ્રશ્નો

૧. **શાહબુદ્દીને** હિંદપર કેટલી સ્વારીઓ કરી અને તેમાં તેને કેવી ફત્તેહ મળી તે ટૂંકમાં લખો.

૨. શાહબુદ્દીનના વખતમાં હિંદમાં કયાં કયાં રજપુત રાજ્યો હતાં?

૩. **ભોળોભીમ** અને **પૃથ્વીરાજ** વચ્ચે તથા **જયચંદ્ર** અને **પૃથ્વીરાજ** વચ્ચે કુસંપનાં કારણો કહો.

૪. **મહમદ ગિઝની** અને **શાહબુદ્દીન ઘોરીની** સરખામણી કરો.

૫. રજપુતોની પડતીનાં કારણો આપો.

---

## અગત્યની તવારીખ

| ઇ. સ. | બનાવ |
|---|---|
| ૫૭૦ | મક્કામાં હઝરત **મહમદ પેગંબરનો** જન્મ. |
| ૬૨૨ | **હિજરી સનની** શરૂઆત. |
| ૭૧૨ | મહમદ કાસમે સિંધ જીત્યું. |
| ૧૦૦૮ | **મહમદ ગિઝનીએ** અનંગપાળને હરાવ્યો અને **નગરકોટ** લૂંટ્યું. |
| ૧૦૧૯ | **કનોજ** પર મહમદ ગિઝનીની ચડાઈ. **મથુરાં** લૂંટ્યું. |
| ૧૦૨૪ | મહમદ ગિઝનીની **સોમનાથ** પર ચડાઈ. |
| ૧૧૫૦ | **અલ્લાઉદ્દીન ઘોરીએ ગિઝની** લૂંટ્યું અને બાળ્યું. |
| ૧૧૯૧ | **પૃથ્વીરાજે** સ્થાણેશ્વરમાં **શાહબુદ્દીન ઘોરીને** હરાવ્યો. |
| ૧૧૯૩ | **શાહબુદ્દીન ઘોરીએ** પાણીપતના મેદાનમાં **પૃથ્વીરાજને** હરાવ્યો. મુસલમાની સલ્તનતની પ્રથમ સ્થાપના. |

# ૪. હિંદમાં મુસલમાની રાજ્યની સ્થાપના અને વિસ્તાર

## "અફઘાન કે પઠાણ રાજ્ય"

[ ઇ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬ ]

## ગુલામ વંશ

ઇ. સ. ૧૨૦૬ થી ૧૨૯૦

[ શાહબુદ્દીન ઘોરીના મરણ પછી હિંદમાં મૂકેલા તેના સુબાઓએ રાજ્ય વહેંચી લીધું. દિલ્હીનો સુબો **કુતબુદ્દીન** સ્વતંત્ર થઈ બાદશાહ પદ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો ઇ. સ. ૧૨૦૬. ]

### ૧. કુતબુદ્દીન

કુતબુદ્દીન પ્રથમ **ગુલામ** હતો. પણ પોતાની વ્યવહારકુશળતા અને વફાદારીથી તે શાહબુદ્દીનનો માનીતો થઈ પડયો હતો.

**પૂર્વજીવન** દિલ્હીમાં ૧૩ વર્ષ સુબા તરીકે રહી સ્વતંત્ર બાદશાહ બન્યો. દિલ્હીની ગાદીએ બેસનાર પ્રથમ મુસલમાન બાદશાહ કુતબુદ્દીન હતો. તે ગુલામ હતો, તેથી તેના વંશનું નામ **ગુલામ વંશ** પડયું. તેણે પંજાબથી બંગાળા સુધીનો મુલક જીતી ઉત્તર હિંદમાં મુસલમાની સલ્તનતનો



કુતુબુદ્દીન

**રાજ્ય વિસ્તાર** પાયો દૃઢ કર્યો. તે

**ઉદારતા** ઉદાર, કાબેલ અને ન્યાયી હતો. તેણે પોતાના નામના સિક્કા પડાવ્યા હતા. તે અમીર ઉમરાવોને ઘણી બક્ષિસો આપતો, તેથી તેને 'ઉદાર કુતુબ' પણ કહેતા.

દિલ્હીમાં તેણે પ્રથમ **જુમા મસીદ** બંધાવી હતી. તેમ આસ-

**બાંધકામો**

પાસનાં હિંદુ મંદિરોના પત્થરો મંગાવી તેણે એક મિનારો બંધાવવાનો શરૂ કર્યો. તે વખતે તે દુનિયામાં ઊંચામાં ઊંચો અને અજાયબી ચીજોમાં તેની ગણના થાય તેવો કરવાનું તેનું મન હતું. પણ તેના મરણ પહેલાં તે પૂરો થઈ શક્યો નહિ. તેથી અલ્તમશે તેને પૂરો કરાવ્યો હતો. તેને **કુતુબ મિનાર** કહે છે. અત્યારે તેની ટોચ તૂટી ગઈ છે. પણ જે ભાગ હયાત છે, તે તે સમયના શિલ્પકામનું પૂરેપૂરું ભાન કરાવી જોનારને દિંગ કરે છે. આ મિનારો ૨૫૦ ફૂટ ઊંચો છે. કુતુબુદ્દીન મરણ પામ્યો. ઇ. સ. ૧૨૧૦



કુતુબમિનાર

## પ્રશ્નો

૧. **કુતબુદ્દીને** જે રાજ્ય હિંદમાં સ્થાપ્યું તેના રાજ્યકર્તાઓ **'ગુલામ વંશ'** તરીકે કેમ જાણીતા થયા ?

૨. કુતબુદ્દીનને કઈ જાતનો **શોખ** હતો ? તેના કાંઈ પ્રત્યક્ષ પુરાવો છે ?

[ કુતબુદ્દીન પછી તેનો પુત્ર **આરામ** ગાદીએ આવ્યો પણ તે નાલાયક હોવાથી તેને પદભ્રષ્ટ કરી તેનો બનેવી **અલ્તમશ** ગાદી પર આવ્યો. ઇ. સ. ૧૨૧૧. ]

## ૨. અલ્તમશ

**પૂર્વજીવન**

અલ્તમશ તુર્કસ્તાનના અમીરનો પુત્ર હતો. એક સમયે જંગલમાં પોતાના ભાઈઓ સાથે શિકાર કરવા ગયો હતો. ત્યાંથી પકડાઇને ગુલામ તરીકે વેચાયો. તેની હોંશિયારી જોઈ કુતુબુદ્દીને એક ગુલામનાં વેપારી પાસેથી તેને ખરીદયો હતો. દિલ્હીમાં આવ્યા પછી તેનું રાજ્ય-કૌશલ્ય જોઈ કુતબુદ્દીને પોતાની કુંવરી તેને પરણાવી હતી.

**માળવા પર ચડાઈ**

અલ્તમશે સિંધ અને બંગાળાના સુબાઓને હરાવી તે પ્રાંતો દિલ્હી સાથે જોડી દીધા. વળી માળવા પર ચડાઇ કરી તેણે હિંદુ દેવળોનો નાશ કર્યો. તેની રાજધાની ઉજ્જન લૂંટયું અને મહાકાળેશ્વરનું દેવળ તોડ્યું; ઈ. સ. ૧૨૩૧. તેની બળવાન સુલતાન તરીકે ગણના થતી. અલ્તમશે પોતાના અરબી નામવાળા સિક્કા પડાવ્યા હતા. તેને 'ટાંક' કહેતા. હાલનો **રૂપિયો** તે સિક્કાના નમુના પરથી પાડેલો હોય તેમ માનવામાં આવે છે.



જંઘીસખાન

આ સમયે એશિયાઈ તુર્કસ્તાનમાં રહેતા મોગલ લોકોમાં **જંઘીસખાન** નામે બળવાન પુરુષ થયો. તેનું મૂળ નામ **તેમુજન** હતું. મોગલ લોકો ક્રૂર અને જંગલી હતા. તેઓ ટોળાંબંધ ફરતા. જંઘીસ-

**જંઘીસખાનની ચડાઈ**

ખાને તેમને એક છત્રતળે આણીને તેમની મદદથી ચીન, તુર્કસ્તાન બુખારા, સમરકંદ અને ઇરાન સુધીનો મુલક કબજે કર્યો હતો. ઇરાનના શાહ અલાઉદ્દીનને હરાવી તેના પુત્ર જલાલુદ્દીનની પાછળ પડી તે સિંધ આવી પહોંચ્યો. જલાલુદ્દીન સિંધુમાં પડી લાહોર આવ્યો. મોગલોએ લાહોર બાળી લાખો સ્ત્રી, પુરુષ અને બાળકોનો નાશ કર્યો. જલાલુદ્દીને અલ્તમશની મદદ માગી પણ કાબેલ સુલતાને ના કહી અને નકામી આફત વહોરી નહિ. આથી જંઘીસખાન ખુશ થયો અને પાછો ફર્યો. પરિણામે હિંદ તેના ભયમાંથી બચ્યું. ઇ. સ. ૧૨૨૭. અલ્તમશ પોતાના રાજ્યને મજબુત બનાવી મરણ પામ્યો. ઇ. સ. ૧૨૩૬.

### પ્રશ્નો

૧. **અલ્તમશ** કોણ હતો તથા તેને રાજગાદી કેવી રીતે મળી ?
૨. **જંઘીસખાન** વિષે શું જાણો છો ?

## ૩. રઝીઆબેગમ



રઝીઆબેગમ

અલ્તમશ પછી તેનો પુત્ર **રૂકનુદ્દીન** ગાદીપર આવ્યો. પણ તે દુરાચારી હોવાથી અમીરોએ તેને ઉઠાડી મૂકી તેની બેન **રઝીઆને** ગાદી આપી.

**કેળવણી**

રઝીઆ ઘણી હોંશિયાર, બાહોશ અને સમજશક્તિવાળી સ્ત્રી હતી. નાનપણથી તેની બહાદુરી જોઈ અલ્તમશે તેને સારી કેળવણી આપી હતી. ઘોડે બેસતાં અને તરવાર વાપરતાં શીખવ્યું હતું. વળી રાજ્યકારભારમાં ભાગ લેતી કરવા સારુ અલ્તમશ જ્યારે બહાર જતો ત્યારે તેને જ રાજ્ય સોંપતો. તે કહેતો કે '**રઝીઆ વીસ**

**પુત્રોની ગરજ સારે તેવી છે.'** આથી રાજપુત્રને મળવી જોઈએ તેવી કેળવણી તેને આપી હતી.

**રાજ્ય કારભાર**

ગાદીએ બેઠા પછી તેણે ચતુરાઈથી અને ન્યાયથી રાજ્યવહીવટ ચલાવ્યો. તે સ્ત્રી હતી છતાં મરદનો પોશાક પહેરતી. ભર દરબારમાં બુરખો નાખ્યા સિવાય જતી અને લોકોની ફરિયાદ ધ્યાન પૂર્વક સાંભળતી. લડાઈમાં પણ સૈન્યને મોખરે રહી યુદ્ધ કરતી. તેણે એક હબસી ગુલામ સાથે પ્રીતિ કરી અને તેને ઊંચા હોદ્દે ચઢાવ્યો. આથી તેના અમીરોએ બળવો કર્યો તેથી પ્રાણ બચાવવા રઝીઆને નાસી જવું પડયું. અમીરોએ હબસીને મારી નાખ્યો.

રઝીઆએ ત્યાર પછી **અલ્તુનિઆ** નામના એક ઉમરાવ સાથે લગ્ન કર્યું. તે બન્નેએ મળી દિલ્હી પર ચડાઈ કરી, પણ તેમાં ફાવ્યાં નહિ અને તેમનો નાશ થયો. ઇ. સ. ૧૨૩૯. દિલ્હીની ગાદી પર બેસનાર આ એક જ સ્ત્રી થઈ છે.

## પ્રશ્નો

૧ **દિલ્હીની ગાદીએ રઝીઆ** કેવી રીતે આવી ?
૨ મુસલમાનોમાં સ્ત્રીને રાજકર્તા થવામાં શી હરકતો નડતી ?

[ રઝીઆ પછી તેનો ભાઈ **મોઈજુદ્દીન** ગાદીએ આવ્યો. તે પણ બળવાખોરોને હાથે મરાયો. ઇ. સ. ૧૨૪૧. ત્યાર પછી તેનો પુત્ર **અલાઉદ્દીન** ગાદી પર આવ્યો. ચાર વરસ પછી તે પણ મરાયો. ઇ. સ. ૧૨૪૬. તેની પછી અલ્તમશના નાના પુત્ર **નાસિરૂદ્દીન મહમદને** ગાદીપર બેસાડવામાં આવ્યો. ]

## ૪. નાસિરૂદ્દીન મહમદ

**સાદું જીવન**

આ બાદશાહ સાદો અને વિદ્વાન હતો. તે રાજ્યના ખજાનામાંથી એક પાઈ પણ વાપરતો નહિ. તે કુરાને શરીફની નકલો કરી વેચતો અને તેની આવકમાંથી જ ગુજરાન ચલાવતો. તે કહેતો કે **'હું તો રાજ્યનો રખવાળ છું, માલીક નથી.'** તેને ફક્ત એક જ સ્ત્રી હતી અને તેના હાથનું રાંધેલું તે જમતો. કોઈની લાગણી દુઃખાય તેવું કામ તે કરતો નહિ. એ રાજા એક ફકીર માફક પોતાની જિંદગી ગુજારતો. તેથી તે **"ફકીરી ચાલનો બાદશાહ નાસિરૂદ્દીન'** તરીકે ઇતિહાસમાં જાણીતો છે.



**નાસિરૂદ્દીન**

**રાજ્ય કારભાર**

તેણે રાજ્યકારભારનો સઘળો બોજો પોતાના વિશ્વાસુ વઝીર **બલબન** પર નાખ્યો હતો. ઉત્તર હિંદમાં મોગલો બે વાર ચડી આવ્યા હતા તે હુમલા પણ તેણે પાછા વાળ્યા. આ વિશ્વાસુ વઝીરના રાજ્યકારભારથી નાસિરૂદ્દીન વીસ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. ઇ. સ. ૧૨૬૬. તેને પુત્ર નહોતો. તેથી પોતાની પાછળ બલબનને પોતાની ગાદીનો વારસ નીમતો ગયો હતો.

## ૫. ગ્યાસુદ્દીન બલબન

**પૂર્વ જીવન**

ગુલામ વંશમાં સૌથી બળવાન બાદશાહ ગ્યાસુદ્દીન બલબન થયો. એ પ્રથમ ગુલામ હતો. અલ્તમશે તેને વેચાતો રાખ્યો હતો. તે પોતાની હોંશિયારી તથા બાહોશીથી વઝીરની પદવી સુધી પહોંચ્યો અને છેવટે દિલ્હીનો

બાદશાહ થયો. તે કંઇક સ્વાર્થી, ક્રૂર અને કડક સ્વભાવનો હતો. પોતાના મદદગાર ચાલીસ મિત્રોને પણ તેણે મારી નંખાવ્યા

**ગુણ દોષ**

હતા. હિંદુઓ તરફ તે ઘણો ઘાતકી રીતે વર્તતો હતો; મેવાડ જીતવામાં તેની સામે થનારા એક લાખ નિર્દોષ હિંદુઓના તેણે પ્રાણ લીધા હતા.

**બંગાળાનો બળવો**

બંગાળાના સુબા **તોગ્રલ બેગે** બળવો કર્યો. તે તેણે ઘણી નિર્દય-તાથી સમાવ્યો. તોગ્રલના કુટુંબના એક પણ માણસને તેણે જીવતો રહેવા દીધો નહિ. પછી બંગાળામાં પોતાના દીકરા **બઘરાખાનને** તેણે સુબા તરીકે નીમ્યો.

**મોગલોના હુમલા**

ઉત્તરમાંથી મોગલો વારંવાર હિંદ પર હુમલા કરતા હતા. તે હુમલા સામે બલબને પોતાના પાટવી પુત્ર મહમદને મોકલ્યો. તે લડાઇમાં મહમદ મરાયો. આથી બલબનને ઘણો શોક થયો. અને તે જ શોકમાં તેનું મરણ થયું. ઇ. સ. ૧૨૮૬.

## ૬. કૈકોબાદ

**ગુલામ વંશનો અંત**

બલબન પછી તેનો પૌત્ર કૈકોબાદ સુલતાન થયો. તે દુરાચરણી અને નાલાયક નીવડયો. આથી ખીલજી સરદાર **જલાલુદ્દીને** તેને મારી નાખી ગાદી લીધી. ઇ. સ. ૧૨૯૦.

## પ્રશ્નો

૧. **નાસિરૂદ્દીન મેહમદના** જીવન વિષે તમે શું જાણો છો?
૨. **વઝીર બલબન** અને **સુલતાન બલબનમાં** તમે શો તફાવત જુઓ છો?
૩. ગુલામ વંશનો શી રીતે અંત આવ્યો?

# ખીલજી વંશ

[ ઇ. સ. ૧૨૯૦ થી ૧૩૨૦ ]

## ૧. જલાલુદ્દીન

**જલાલુદ્દીન** ખીલજી સરદાર હતો, તેથી તેનો વંશ **ખીલજી વંશ** કહેવાયો. તે ગાદીએ બેઠો ત્યારે ૭૦ વરસનો હતો.

**દયાળુ સ્વભાવ** તે દયાળુ સ્વભાવનો હતો. ગુન્હેગારોને પણ સજા કરવાને બદલે છોડી મૂકતો હતો. અતિશય દયાળુ સ્વભાવથી તેના રાજ્યમાં ચોરી લૂંટફાટ વગેરે ગુન્હા વધી પડયા.

બાદશાહને **અલાઉદ્દીન** નામે એક ભત્રીજો હતો. દક્ષિણ જીતવાની ઇચ્છાથી અલાઉદ્દીન કેટલુંક લશ્કર લઈ નીકળ્યો. દક્ષિણ જીતવા જનાર અલાઉદ્દીન પહેલો જ હતો. તેણે રસ્તામાં એવી વાત

**દક્ષિણપર ચડાઈ** ફેલાવી કે 'હું તો મારા કાકાથી રીસાઈને દેવગીરીના રાજાને ત્યાં નોકરી કરવા જાઉં છું.' આ સાંભળી વિશ્વાસુ રજપુતોએ તેને રોકવા પ્રયત્ન કર્યો નહિ. અલાઉદ્દીયે દેવગીરીના રાજા રામદેવપર ઓચિંતો હલ્લો કર્યો. રામદેવ તેની સાથે લડયો, પણ હાર્યો. ઈ. સ. ૧૨૯૪. આ જીતમાં પુષ્કળ દ્રવ્ય, જવાહીર વગેરે લૂંટી તે દિલ્હી પાછો ગયો,

દક્ષિણ જીતી અલાઉદ્દીન પાછો આવ્યાના સમાચાર સાંભળી જલાલુદ્દીન ખુશ થયો અને તેને મળવા ગયો. પણ

**જલાલુદ્દીનનું ખૂન** અલાઉદ્દીને ધરડા કાકાને મારી રાજ્ય લેવાનો પ્રપંચ ગોઠવ્યો હતો. તે મુજબ ધરડો સુલતાન અલાઉદ્દીનને ભેટવા જતો હતો તેવામાં તેનું ખૂન કરવામાં આવ્યું. પછી તેનું ડોકું છાવણીમાં ફેરવવામાં આવ્યું. અલાઉદ્દીને દેવગીરીથી આણેલું દ્રવ્ય અમીરો તેમજ સૈનિકોને વહેંચી ખુશ કર્યા અને પોતે દિલ્હીની ગાદીએ બેઠો ઇ. સ. ૧૨૯૫.

## ૨. અલાઉદ્દીન



અલાઉદ્દીન

**ખૂની કૃત્યો**

અલાઉદ્દીને ગાદીએ બેઠા પછી કાકાના વંશના એક પણ માણસને જીવતો રહેવા દીધો નહિ. કાકાના પુત્રોની આંખો ફોડાવી નંખાવી ઘણી ઘાતકી રીતે મારી નંખાવ્યા. તેનાં ઘાતકી કૃત્યોને લીધે તે 'અલાઉદ્દીન ખૂની' ને નામે ઓળખાયો.

**ગુજરાત પર સ્વારી**

આ વખતે ગૂજરાતમાં વાઘેલા વંશનો રજપુત રાજા **કરણ ઘેલો** રાજ્ય કરતો હતો. તેણે પોતાના પ્રધાનની પત્નીનું હરણ કર્યું હતું. આથી તેના પ્રધાન માધવે દિલ્હી આવી ગુજરાત જીતવા સમજાવ્યો. અલાઉદ્દીને પોતાના ભાઈ અલફખાનની સરદારી નીચે ફોજ મોકલી. કરણ સામો થયો, પણ હાર્યો અને નાઠો. ઇ. સ. ૧૨૯૭. આ લડાઇમાં કરણની ખુબસુરત રાણી **કૌળાદેવી** પકડાઈ ગઇ. તેને દિલ્હી મોકલી ત્યાં તેને અલાઉદ્દીને પોતાની માનીતી બેગમ બનાવી. પાટણ જીતી મુસલમાન લશ્કર ગામો લૂંટતું, દેવળો તોડતું, ખંભાત જઇ પહોંચ્યું. ત્યાંથી પુષ્કળ દ્રવ્ય લૂંટયું. તેમજ એક ખુબસુરત છોક-

**કાફુર**

રાને પકડી દિલ્હી લઈ ગયા. તે બાદશાહનો માનીતો થઈ ઘણે ઊંચે દરજ્જે ચડયો હતો. ઇતિહાસમાં તે **મલેક કાફુર**ના નામથી ઓળખાય છે.

**રણથંભોરપર સ્વારી**

રજપુતાનામાં આવેલા રણથંભોર પર અલાઉદ્દીને ચડાઈ કરી. એક વરસ સુધી લડાઇ ચાલી. છેવટે રજપુતોએ મરણીઆ થઇ કેસરિયાં કર્યાં. તેમાં રજપુતો હાર્યા અને મરાયા. રજપુત સ્ત્રીઓ પણ મુસલમાનના

હાથમાં જવું ન પડે, તે માટે ચિતા ખડકાવી બળી મુઈ. અલાઉદ્દીને કિલ્લો જીત્યો. ઇ. સ. ૧૩૦૦.

**ચિતોડ પર સ્વારી**

આ સમયે ચિતોડમાં **લક્ષ્મણસિંહ** નામે રાજા હતો. તે નાનો હોવાથી તેનો કાકો **ભીમસિંહ** રાજ્યનું કામ કરતો. ભીમસિંહને **પદ્મિની** નામે બહુ ખુબસુરત સ્ત્રી હતી. તેની ખ્યાતિ સાંભળી અલાઉદ્દીને તેને પોતાની બેગમ બનાવવાની ઇચ્છાથી ચિતોડને ઘેરો ઘાલ્યો. પણ રજપુતો આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. છેવટે પદ્મિનીનો ચહેરો આરસીમાં બતાવવામાં આવે તો પોતે પાછો જશે એમ કહેવરાવ્યું. રજપુતોએ દુશ્મનને ખસેડવા આ વાત કબૂલ રાખી. અલાઉદ્દીન ચહેરો જોવા ચિતોડગઢ એકલો ગયો પણ રજપુતોએ વિશ્વાસઘાત કર્યો નહિ. અલાઉદ્દીન પાછો ફર્યો ત્યારે ભીમસિંહ તેને છાવણી સુધી વળાવવા ગયો. ત્યાં કપટથી વિશ્વાસઘાતી અલાઉદ્દીને ભીમસિંહને પકડી કેદ કર્યો. પછી તેણે રજપુતોને કહેવરાવ્યું કે પદ્મિની મને પરણે તો જ ભીમસિંહ છૂટી શકશે. પદ્મિનીને આ વાતની ખબર પડતાં પોતાના પતિને છોડવવા એક યુક્તિ રચી. તેણે બાદશાહને કહેવડાવ્યું કે "હું પોતે લગ્ન કરવા ખુશી છું, અને કેટલીક દાસીઓ સાથે છાવણી તરફ મળવા આવું છું." પછી પદ્મિનીએ સાતસો મ્યાના તૈયાર કરાવ્યા. તેમાં સ્ત્રીના વેશમાં પરાક્રમી રજપુત સરદારોને બેસાડયા. બીજા શુરા સૈનિકોને મ્યાના ઉંચકનાર મજુરના વેશમાં લીધા. એ રીતે તૈયાર થઇ પદ્મિની છાવણીમાં ગઈ. ત્યાં તેણે પોતાના પતિને છેલ્લી વાર મળવાની ઇચ્છા બતાવી. બાદશાહે તે માંગણી કબૂલ રાખી. પદ્મિની ભીમસિંહને મળવા જુદા તંબુમાં ગઈ. તે સમયે બન્ને જણે વેશપલટો કરી લીધો. તે દરમિયાન પેલા સઘળા સૈનિકોએ ઓચિંતો છાપો માર્યો. તે ગભરાટનો લાભ લઇ પદ્મિની અને ભીમસિંહ ચિતોડ સહીસલામત પહોંચી ગયાં. આ ઓચિંતી ઝપાઝપીમાં અલાઉદ્દીનનાં ઘણાં માણસો મરાયાં. તેથી તે નિરાશ થઈ પાછો ફર્યો. ઇ. સ. ૧૩૦૩.

બીજે વરસે ચિતોડને ફરીથી ઘેરો ઘાલ્યો. રજપુતોએ કેસરિયાં કર્યાં. તેમાં એકેએક રજપુત કપાઈ મુઓ. ચિતોડ અલાઉદ્દીનના હાથમાં આવ્યું. ચિતોડના આ જોહરમાં ૧૩૦૦૦ રજપુત સ્ત્રીઓ સ્વેચ્છાથી બળી મુઈ હતી.

**ચિતોડ પર ફરીથી સ્વારી**

અલાઉદ્દીનને દક્ષિણ જીતવા મલેક કાફુરની સરદારી નીચે મોટી ફોજ મોકલી. કાફુર દક્ષિણ જવા તૈયાર થયો. ત્યારે કૌળાદેવીએ પોતાની પુત્રી **દેવળદેવીને** કરણ રાજા પાસેથી દિલ્હી લાવવા કહેવરાવ્યું. કરણ આ સમયે બાગલાણના કિલ્લામાં દેવળદેવી સાથે રહેતો હતો. દેવળદેવીનું લગ્ન દેવગીરીના રાજા **શંકળદેવ** સાથે કરવાનું હતું. તેથી તેને દેવગીરી મોકલતાં રસ્તામાં મુસલમાન ફોજે તેને પકડી લીધી

**દક્ષિણ હિંદ પર સ્વારી**



હલેબીડનું દહેરૂં

**અને** દિલ્હી મોકલાવી દીધી. ત્યાં દેવળદેવીનું લગ્ન અલાઉદ્દીનના પુત્ર **ખીજરખાન** સાથે કરવામાં આવ્યું.

કાફુરે દક્ષિણમાં આવેલા **તૈલંગણ** પર ચડાઈ કરી. તેની રાજધાની વરંગુળ જીતી ત્યાંના રાજાને ખંડીઓ બનાવ્યો. ઇ. સ. ૧૩૦૯. ત્યાંથી કર્ણાટક પર ચડાઈ કરી, ત્યાંનાં **બલ્લાલ** રાજાઓની રાજધાની **દ્વારસમુદ્ર** જીત્યું. ઇ. સ. ૧૩૧૦. ત્યાંના અસંખ્ય દેવળો તોડી મૂર્તિઓ ભાંગી પુષ્કળ જવાહીર લૂંટી લીધું. બલ્લાલ રાજાઓ ૮૬ વરસથી **હલેબીડ**નું **દહેરૂં** બંધાવતા હતા. તે આ ચડાઈ પછી અધુરું રહ્યું, જે અદ્યાપિ મોજુદ છે અને તે સમયના કોતરકામનો પુરાવો આપે છે. ત્યાંથી તે રામેશ્વર સુધી જઈ પહોંચ્યો. તેણે રામેશ્વરમાં એક મસ્જીદ બંધાવી. આ સ્વારીઓમાં વિજય મેળવી કાફુર દિલ્હી પાછો ગયો. ઇ. સ. ૧૩૧૨.

**મોગલોની કતલ**

ઉત્તરમાંથી વારંવાર મોગલો પંજાબ પર હુમલો કરતા. ઘણા મોગલો આ દેશોમાં આવીને વસ્યા પણ હતા. વખત જતાં તેમની વસ્તી વધી ગઈ અને તેઓ ત્રાસ આપવા લાગ્યા. ત્યારે અલાઉદ્દીને ૧૫,૦૦૦ મોગલોની કતલ કરાવી અને તેમના બૈરાં છોકરાંને ગુલામ તરીકે વેચ્યાં. ઇ. સ. ૧૩૧૧.

**રાજયવ્યવસ્થા**

રાજ્યવહીવટમાં પણ તે કુશળ હતો. તે કાયદાના નિયમોને વળગી રહેતો નહિ, પણ પોતાને યોગ્ય લાગે તેવા હુકમો બહાર પાડતો. એકંદરે તેનો રાજ્યવહીવટ આપખુદ હતો. તેની રાજયવ્યવસ્થામાં નીચેની બાબતો ખાસ જાણવા જેવી છે.

(૧) અમલદારોને રોકડ પગાર આપવાની પદ્ધતિ તેણે દાખલ કરી. (૨) અનાજના ભાવો તે નક્કી કરતો. (૩) દુકાનો ઉઘાડવા તથા બંધ કરવાનો વખત નક્કી કરેલો હતો. (૪) ખેડૂતોએ ઠરાવેલી જમીન ખેડવાની અને નક્કી કરેલાં ઢોર પાળવાની રીત દાખલ કરી. (૫) તેની મંજુરી સિવાય અમીર ઉમરાવો નોકર રાખી શકતા નહિ. (૬) પરદેશી માણસોને

ઉતારો આપવાની અને રજા સિવાય સભા ભરવાની મનાઈ હતી. (૭) અમીર ઉમરાવોથી મરજી મુજબ એક બીજાને મળી શકાતું નહિ. (૮) તેની મંજુરી સિવાય અમીદ ઉમરાવો પોતાનાં પુત્રપુત્રીનાં લગ્ન પણ કરી શકતા નહિ.

હિંદુઓ પર દાબ બેસાડવા ખાસ ફરમાનો પણ કાઢયાં હતાં. (૧) હિંદુઓને હાથી કે ઘોડાપર બેસવાની મનાઈ હતી. (૨) પવિત્ર નદીઓમાં નાહવાની અને જાત્રાએ જવાની મનાઈ હતી. (૩) હથિયાર ધારણ કરવાની અને કિમતી પોશાક પહેરવાની સખત મનાઈ હતી.

**આખર અવસ્થા**

અલાઉદ્દીનનાં આખર વરસ સુખી નીવડયાં નહિ. તેણે જીતેલા પ્રદેશોમાં બળવા જાગ્યા. રાણા હમીરે ચિતોડ પાછું લીધું. મલેક કાફુરે તેને ઝેર દઈ મારી નાખ્યો. ઈ. સ. ૧૩૧૫.

[ અલાઉદ્દીનના મરણ પછી રાજ્યમાં કાફુરની સત્તા વધી પડી. તેણે અલાઉદ્દીનના નાના પુત્ર ઉમરને ગાદીએ બેસાડયો અને મોટા પુત્ર મુબારકને મારવા કાવત્રું રચ્યું. પણ મુબારક બચી ગયો. તેવામાં કેટલાક અમીરોએ કાફુરને મારી નંખાવી મુબારકને ગાદી આપી.

### ૩. મુબારક

**દેવગીરીપર સ્વારી**

તેણે દક્ષિણ પર સ્વારી કરી અને દેવગીરીના રાજા હરપાળની જીવતાં ચામડી ઉતરાવી મારી નંખાવ્યો. તેણે હસન નામના એક વટલેલા ઢેડને '**મલેક ખુશરૂ**' નો ઇલ્કાબ આપી વઝીર બનાવ્યો અને રાજ્યનો સઘળો કારભાર સોંપ્યો. ખુશરૂએ ધીમે ધીમે પોતાના હાથમાં રાજસત્તા લઈ મુબારકને મારી પોતે ગાદીએ બેઠો. ઇ. સ. ૧૩૨૦.

### ૪. ખુશરૂ મલેક

તેણે સુલતાનના વંશમાં કોઈને જીવતો રહેવા દીધો નહિ. વળી હિંદુ હતો તેથી મુસલમાનની મસ્જીદોમાં મૂર્તિઓ પધરાવી તે કુરાન પર બેસતો.

**ખીલજીવંશનો અંત** તેનાં આવાં વર્તનથી પંજાબના સુબા ગ્યાસદ્દીન તઘલખે ખુશરૂને હરાવી માર્યો અને પોતે ગાદીએ બેઠો.

## — પ્રશ્નો —

૧. **ખીલજી વંશમાં** સૌથી બળવાન સુલતાન કોણ થયો? તેને લોકો શું નામથી ઓળખે છે?
૨. અલાઉદ્દીને પહેલાં કેવી રીતે નામના મેળવી?
૩. **અલાઉદ્દીને ચિતોડ** પર શા માટે સ્વારી કરી? તેનું પરિણામ શું આવ્યું?
૪. અલાઉદ્દીનની રાજ્યવ્યવસ્થામાં શું વખાણવા જેવું છે?
૫. અલાઉદ્દીને હિંદુઓપર ત્રાસ વર્તાવવા માટે શાં પગલાં લીધાં હતાં?
૬. ખીલજી વંશનો અંત કેવી રીતે આવ્યો?
૭. કેસરિયાં એટલે શું?



# તઘલખ વંશ

## [ ઈ. સ. ૧૩૨૦ થી ૧૪૪૨ ]

### ૧. ગ્યાસુદ્દીન તઘલખ

**ગ્યાસુદ્દીન** તુર્ક જાતનો હતો. તેણે કેટલાક કર ઓછા કરી પ્રજાને સુખી કરી. બંગાળાનો સુબો સ્વતંત્ર થઈ ગયો હતો. તે માટે જાતે જઈ તેને ખંડીઓ બનાવ્યો. પોતાના પિતાને આવકાર આપવાને જુમાખાને દિલ્હીમાં મોટો મંડપ બનાવ્યો હતો. તે મંડપ પડી જવાથી ગ્યાસુદ્દીન મરણ પામ્યો, ઇ. સ. ૧૩૨૫.

### ૨. મહમદ તઘલખ

ગ્યાસુદ્દીન પછી **જુમાખાન, મહમદ તઘલખ** નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે પઠાણ પાદશાહોમાં સૌથી વિદ્વાન અને શૂરો હતો; ને વિદ્વાનોની સારી કદર કરતો. પરોપકાર ને ઉદારતામાં ચડે તેવો હતો. આવા ઊંચા ગુણો હોવા છતાં તેનામાં દુર્ગુણો વધારે હતા. તે વિચાર કર્યા વિના ક્રૂર અને ઘાતકી બનતો. તે માણસોનો શિકાર કરતો, તેની જીવતાં ચામડી ઉતરાવતો અને હાથીના પગ તળે છુંદવામાં આનંદ માનતો. આવાં અવિચારી કામોથી તે **ગાંડો, ખૂની** કે **તરંગી** એવું ઉપનામ પામ્યો,

**મહમદ ગાંડો**

તેણે કેટલાંક અવિચારી કામો કર્યાં હતાં તે જોઈએ. (૧) ઉત્તર હિંદમાંથી મોગલો ચઢી આવ્યા તેમને પુષ્કળ પૈસા આપી પાછા કાઢયા. (૨) પોતાના વિશાળ રાજ્યમાં રાજ્યધાની મધ્ય સ્થળે હોય તો ઠીક એમ ગણી દેવગીરી જવાનો નિશ્ચય કર્યો અને દિલ્હીના લોકોને ત્યાં જઈ વસવાનો હુકમ કર્યો. દિલ્હીથી દેવગીરી ૮૦૦ માઇલ દૂર હતું. તેથી રસ્તામાં કેટલાંએ માણસો મરણ પામ્યાં. દિલ્હીથી આવેલા લોકોને દેવગીરીમાં રહેવાનું સ્થાન ન મળ્યું ત્યારે દિલ્હી પાછા જવાનો હુકમ કર્યો. આમ ઘણાં માણસોનો નાશ થયો. (૩) ઠઠ્ઠામાં તેનો દાંત પડી ગયો તે ઉપર મસ્જીદ

**અવિચારી કામો**

બંધાવી ઘણું ખર્ચ કર્યું. (૪) ખજાનો ખાલી થયાથી જમીનના કર વધાર્યા. આથી ખેડૂતો જમીન પડતી મૂકી જંગલમાં નાસી ગયા. તેમને જંગલમાં ઘેરી લઈ કતલ કરાવી. (૫) તેણે ચીન જીતવા મોટું લશ્કર મોકલ્યું. તેમાંના ઘણા સૈનિકો હિમાલયને માર્ગે જતાં ઠંડી અને ભૂખમરાથી મરણ પામ્યા. જે બચીને આવ્યા તેમને મારી નંખાવ્યા. (૬) ઇરાન જીતવા સારૂ લશ્કર એકઠું કરી વિખેરી નાખ્યું. આ માણસોએ ઘણાં ગામડાં લૂંટી રૈયતને દુ:ખ દીધું. (૭) ઉપરની યોજનાઓથી તીજોરી ખાલી થઈ, ત્યારે સોના રૂપાના સિક્કાને બદલે તાંબાના સિક્કા તેટલી જ કિંમત ઠરાવીને ચલાવ્યા. પણ વેપારીઓએ લીધા નહિ. તેથી રાજ્યની આબરૂ તૂટી.

**સ્વતંત્ર રાજ્યોની સ્થાપના**

તેનાં અવિચારી કામોથી તેના વિશાળ રાજ્યના સુબાઓ પણ કંટાળ્યા. તેની ગાંડાઈ અને અવ્યવસ્થાનો લાભ લઈ સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા. (૧) હરિહર અને બુક્કરાયે વિજયનગરમાં હિંદુ રાજ્યની સ્થાપના કરી. ઇ. સ. ૧૩૩૬. (૪) દક્ષિણ હિંદમાં **હસન-ગંગુએ** ગુલબર્ગમાં બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૩૪૭.

તે ગૂજરાતનો બળવો સમાવવા બળવાખોરોની પુંઠ પકડી સિંધ સુધી ગયો. ત્યાં ઠઠ્ઠામાં તાવથી મરણ પામ્યો. ઇ. સ. ૧૩૫૧.

## ૩. ફિરોઝશાહ

**લોકોપયોગી કામો**

મહમદ પછી તેનો ભત્રીજો ફિરોઝશાહ ગાદીએ બેઠો. આ સુલતાન દયાળુ અને પ્રજાપાળક નીવડયો. તેણે કેટલાંક લોકોપયોગી કામો કર્યાં. (૧) ચલણી સિક્કામાં સુધારો કર્યો. (૨) કરનો બોજો ઘટાડી ખેડૂતોનું લેણું માફ કર્યું. (૩) તગાવી ધીરવાનો રિવાજ દાખલ કર્યો. (૪) ખેતી-વાડીને ઉત્તેજન આપવા માટે જમના અને સતલજ નદીઓમાંથી નહેરો વાટે ખેતી સુધારવાની ગોઠવણ કરનાર તે પહેલો બાદશાહ હતો. (૫) પ્રજાની સુખ શાન્તિ માટે દવાખાનાં, ધર્મશાળાઓ, વાવો, પૂલો, તળાવો,

મસ્જીદો, કૉલેજો અને અસંખ્ય કૂવાઓ મળી કુલ ૮૪૫ બાંધકામ કર્યાં હતાં. પઠાણ બાદશાહોમાં ફિરોજશાહ સહુથી સારો બાદશાહ ગણાયો.

હિંદુ પ્રજા તરફ તેણે સમદષ્ટિ રાખી નહોતી. તે મૂર્તિપૂજાનો કટ્ટો શત્રુ હતો.

**ગુણદોષ**

જે મુસલમાન ન હોય તેના પર **જજીઆ** નામે કર ચાલુ કર્યો. હિંદુ મંદિરો તોડી મસીદો બંધાવતો. આ બાદશાહ ઇ. સ. ૧૩૮૮માં મરણ પામ્યો.

[ફિરોઝશાહ પછી ૭ વરસમાં ગ્યાસુદ્દીન, અબુબકર અને નાસિરૂદ્દીન નામે ત્રણ પાદશાહ થયા. તે પછી મહમદ બીજો ગાદી પર આવ્યો.]

## ૪. મહમદ તઘલખ બીજો

મહમદ ઇ. સ. ૧૩૯૪માં ગાદીએ આવ્યો. તેના વખતમાં દિલ્હીની સત્તા તેની આસપાસના ભાગમાં જ ફક્ત નામની રહી. આ સત્તાનો તૈમૂર લંગડાએ સમુળગો નાશ કર્યો.

**તૈમુર લંગ**

**તૈમુર** તાતાર સરદારનો પુત્ર હતો. તેનો જન્મ ઇ. સ. ૧૩૩૫માં સમરકંદ પાસેના ગામડામાં થયો હતો. તેની રાજધાની સમરકંદમાં હતી. તે યુદ્ધકળામાં પ્રવીણ હતો. તેની પાસે વિશાળ સૈન્ય હતું. તેની બીકથી યૂરોપનાં રાજ્યો પણ થરથરતાં. એક પગે લંગડો હોવાથી લોકો તેને તૈમૂરલંગ કહેતા.



તૈમૂર લંગ

તે હિંદપર ચડી આવ્યો. ઇ. સ. ૧૩૯૮. તૈમૂર સિંધુ નદી ઓળંગી, રસ્તામાં ગામો બાળતો, લૂંટતો, રૈયતની કતલ કરતો

**તૈમૂરની ચડાઈ** વંટોળિયાની માફક દિલ્હી ગયો. તેણે રસ્તામાંથી એક લાખ હિંદુઓને પકડયા હતા. તેમાંના ૧૫ વરસની ઉપરના બધાની કતલ કરાવી હતી. તૈમૂર આવ્યાની વાત સાંભળી મહમદ નાસી ગયો. તૈમૂરે દિલ્હીમાં પેસી સૈનિકોને શહેર લૂંટવાનો તથા લોકોની કતલ કરવાનો હુકમ આપ્યો. ૧૫ દિવસ સુધી લૂંટ ચલાવી તેના સૈનિકોએ શહેરને પાયમાલ કર્યું. કતલથી શહેરમાં મુડદાંના ઢગલા થયા હતા. એ રીતે કેર વર્તાવી તૈમૂર પુષ્કળ દોલત લૂંટી સંખ્યાબંધ ગુલામો પકડી પોતાને દેશ ગયો. તેણે હિંદની દોલતવડે સુંદર મકાનો, ભવ્ય મસીદો વગેરે બંધાવી સમરકંદ શહેરને શણગાર્યું.

**તૈમૂરની સ્વારીની અસર** તૈમૂર ગયો પણ (૧) તેનાં ભયંકર કૃત્યોને લોકો ઘણા સમય સુધી ભૂલ્યા નહિ. (૨) સુલતાન મહમદની સત્તા છેક પડી ભાગી. (૩) કેટલાક સુબાઓ સ્વતંત્ર થયા.

મહમદ દિલ્હીનો નામનો રાજા રહી ઇ. સ. ૧૪૧૨માં મરણ પામ્યો. તે પછી પંજાબના સુબા **ખીજરખાને** દિલ્હી જીતી તઘલખ વંશનો અંત આણ્યો. ઇ. સ. ૧૪૧૪.

## — પ્રશ્નો —

૧. **મહમદ તઘલખને 'ગાંડો'** ઉપનામ શાથી મળ્યું હતું?

૨. મહમદના **અવિચારી કામો** વિષે જે જાણતા હો તેની નોંધ કરો. તે અવિચારી કામોની શી અસર થઈ?

૩. ફિરોઝશાહ સારો પાદશાહ કેમ ગણાયો?

૪. **તૈમૂર લંગ** કોણ હતો? તેને હિંદીઓ અત્યાર સુધી કેમ સંભારે છે?

## સૈયદ વંશ

### [ઇ. સ. ૧૪૧૪થી ૧૪૫૦]

**ખીજરખાન** હઝરત મહમદ પેગંબરના વંશમાંથી ઊતરી આવેલો હતો, એટલે તેના વંશજો **સૈયદ વંશ**ના કહેવાય છે. તૈમૂરે તેને પંજાબનો સુબો નીમ્યો હતો, તેણે દિલ્હીમાં રાજ્ય ભોગવ્યું. તે દરમિયાન રૈયતને ન્યાય અને સુખ આપ્યું હતું. ઇ. સ. ૧૪૨૧માં તે મરણ પામ્યો.

ખીજરખાન પછી મુબારક, મહમદ અને અલાઉદ્દીન એ ત્રણે પાદશાહ થયા. તેમાં છેલ્લા પાદશાહ અલાઉદ્દીનના સમયમાં રાજ્યની હદ છેક દિલ્હી પાસે આવી ગઈ. તેણે પોતાનું રાજ્ય પંજાબના સુબા બહિલોલ લોદીને સોંપી દીધું. ઇ. સ. ૧૪૫૦.

## લોદી વંશ

### [ઇ. સ. ૧૪૫૦ થી ૧૫૨૬]

### ૧. બહિલોલ લોદી

**બહિલોલ** પઠાણ જાતિનો પરાક્રમી પાદશાહ હતો. જુવાનપુરના રાજાએ તેની પર ચડાઈ કરી.

**સલ્તનત સજીવન કરી**

તેની સામે ૨૬ વરસ સુધી જુવાનપુરનું રાજ્ય દિલ્હીમાં ભેળવ્યું. આ સિવાય કાશી અને બુંદેલખંડનો મુલક દિલ્હીની સલ્તનત નીચે તેણે આણ્યો હતો. તે સારો રાજકર્તા ગણાયો. ૩૮ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. ઇ. સ. ૧૪૮૮. ત્યાર પછી તેનો પુત્ર સિકંદર ગાદીએ બેઠો.



બહિલોલ લોદી

## ૨. સિકંદર લોદી

**સિકંદર** ધર્માંધ અને જુલ્મી હતો. તેણે વાયવ્યપ્રાંત અને બિહાર જીતી પોતાના રાજ્યમાં વધારો કર્યો. તેણે વેપાર અને ખેતીવાડીને ઉત્તેજન આપ્યું હતું. આ બાદશાહ હિંદુઓ પ્રત્યે ઘણી ઘાતકી રીતે વર્તતો. તેણે હિંદુ દેવળો તોડયાં, મૂર્તિઓ ભાંગી અને હિંદુઓને જાત્રાએ જવાની મનાઈ કરી હતી. આથી તેની કારકીર્દી તથા મેળવેલી પ્રતિષ્ઠાને ઝાંખપ લાગે છે.

બહિલોલ લોદીએ વસાવેલા **આગ્રામાં** તેણે રાજધાની રાખી હતી. આગ્રા પાસે આવેલા ગામને તેણે **સિકંદ્રાબાદ** નામ આપ્યું હતું. તે ઇ. સ. ૧૫૧૭માં મરણ પામ્યો.

## ૩. ઈબ્રાહીમ લોદી

ઈબ્રાહીમ લોદી ઘણો અભિમાની અને ઘાતકી હતો. રાજ્યના મુખ્ય અમીરો મળવા આવતા ત્યારે તેમને અદબ કરાવી ઊભા રાખતો. પોતે

**અમીરો તરફ વર્તન**

બોલે ત્યાં સુધી વચ્ચે બોલવા દેતો નહિ. તેનાં આવાં વર્તનથી સરદારો ગુસ્સે થયા અને બળવા થવા લાગ્યા. તે સમાવવામાં તેણે બહુ જુલમ ગુજાર્યો. આથી સુબેદારો સ્વતંત્ર થઈ બેઠા. ઈબ્રાહીમની સત્તા દિલ્હી અને આગ્રાની આસપાસ જ રહી.



**ઈબ્રાહીમ લોદી**

આ સમયે કાબુલમાં **બહાદુર બાબર** નામે મોગલ રાજા રાજ્ય કરતો હતો. બાબરને પંજાબના સુબા **દોલતખાન લોદીએ** અને ચિતોડના **રાણા સંગે** દિલ્હી પર ચડાઈ કરવાનું કહેણુ મોકલ્યું.

**બાબર** તૈમૂરનો વંશજ હતો. દિલ્હી જીતવાનું આમંત્રણ મળતાં દિલ્હી પર ચડાઈ કરીને પાણીપતના મેદાનમાં

**પાણીપતનું યુદ્ધ ઇ. સ. ૧૫૨૬** મુકામ નાખ્યો. બાબરે પોતાના સૈન્યની વ્યૂહ રચના કરી દીધી.

ઇબ્રાહીમે પોતાના લશ્કરને વિચાર કર્યા વિના હુમલો કરવાનો હુકમ આપ્યો, પણ બાબરની તોપો અને બંદુકોએ તેના લશ્કરનો કચ્ચરઘાણ વાળ્યો. ઇબ્રાહીમ રણમાં પડયો. લડાઇ પછી બાબર દિલ્હી ગયો અને બાદશાહ પદ ધારણ કર્યું.

## — પ્રશ્નો —

૧. દિલ્હીની પાયમાલ થએલી સલ્તનતને ઠેકાણે લાવવાને **લોદી વંશના** સુલતાનોએ શું કર્યું? તેમાં તેઓ ફાવ્યા?
૨. લોદી વંશનો અંત કેવી રીતે આવ્યો?

## અફઘાન અમલની સમાલોચના

તેરમા સૈકાની શરૂઆતમાં હિંદમાં મુસલમાની અમલ શરૂ થયો. ત્યાર પછી ૩૦૦ વરસમાં હિંદમાં મુસલમાન સત્તા જામી. ખીલજી અને તઘલખ

**ઇસ્લામી સત્તાનો વિકાસ**

વંશના રાજાઓએ મુસલમાની રાજ્ય સિંધુથી બંગાળા અને હીમાલયથી કૃષ્ણા નદી સુધી વાપર્યું હતું. પરિણામે હિંદુસ્તાનમાં રજપુતના અને દક્ષિણ સિવાય બીજે હિંદુ રાજ્યો રહ્યાં નહિ. ચૌદમા સૈકામાં તૈમૂરની સ્વારીથી દિલ્હીની સલ્તનત તૂટી પડી. પણ તેને બદલે બીજાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો ઉભાં થયાં. પરિણામે હિંદમાં મુસલમાની સત્તાનું જોર ઘટવાને બદલે વધતું જ રહ્યું.

ત્રણસો વરસના અફઘાન અમલમાં જે સુલતાનોએ હિંદમાં અમલ

**અફઘાન અમલનાં લક્ષણો**

ચલાવ્યો છે તેમાંના ઘણાનો અમલ આપખુદ હતો. તેમનામાં વ્યવસ્થિત રાજ્ય સ્થાપવાના ઊંચા ગુણોની ખામી હતી. ફક્ત લશ્કરી બળથી જ રાજ્ય કરી જાણતા. છતાં અફઘાન પાદશાહો પાસે કોઇ પણ માણસ ગમે તે વખતે જઈ ફરિયાદ કરી ન્યાય મેળવી શકતો.

અફઘાન અમલમાં મુખ્યત્વે મોગલોની ચડાઈઓ, સરદારોના બળવા અને રજપુતોના બળવાથી રાજ્યકર્તાઓમાં ફેરફાર થઈ

**ગામડાંની સ્થિતિ** જતાં ઉથલપાથલની અસર મોટાં શહેરોમાં થતી. ગામડાંના ખેડૂતો પોતાનું કામ શાંતિથી ચલાવતા. ગામડાં પોતાની તમામ વ્યવસ્થા **પંચ અથવા મહાજન** કે **સુબા** મારફત કરી લેતા. એટલે એકાએક ગામ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય જેવું હતું.

આ સમયમાં કેળવણી વધારવાનું કામ ફિરોઝશાહ તઘલખ કે બીજા એક બે સુલતાનો સિવાય કોઈએ કર્યું નથી. તેમાંએ મોટાં મોટાં

**કેળવણી** શહેરોમાં શાળાઓ તથા પાઠશાળાઓ સ્થાપવામાં આવતી. ગામડાંને તેનો લાભ મળતો નહિ.

શિલ્પકળાને ઉત્તેજન મળે તેવાં સાર્વજનિક બાંધકામો અફઘાન અમલમાં નહિ જેવાં જ થયાં છે. દિલ્હીનો કુતુબ મિનાર તેમજ

**બાંધકામો** કેટલીક મસ્જીદો અને રોજાનાં બાંધકામો મુસલમાની અને હિંદી શિલ્પકળાની મેળવણીથી કરવામાં આવ્યાં હતાં.

કેટલાક સુલતાનોએ ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવા કડક કાયદાનો અમલ કર્યો હતો. તેઓ મૂર્તિપૂજકોને ધિક્કારતા હતા. તેથી તેઓએ અસંખ્ય મંદિરો જમીનદોસ્ત કર્યાં હતાં. તથા

**ઇસ્લામી સલ્તનતની** વટલાવીને મુસલમાન કર્યા હતા. એ બધું છતાં

**હિંદુ ધર્મ પર અસર** હિંદુ ધર્મ ટકી રહ્યો છે. ઇસ્લામનો પ્રચાર થયો, તેમાં નીચ વર્ણના હિંદુઓ કેટલાક પોતાનો જાન બચાવવા ખાતર તેમજ જજીઆ વેરામાંથી મુક્ત થવા સારૂ ઇસ્લામ ધર્મ સ્વીકારતા. હાલના ઘાંચી, મેમણ, વોરા, ખોજા વગેરે તે સમયના વટલેલા હિંદુઓ છે.

હિંદુ ધર્મને ટકાવી રાખવા કેટલાક સુધારકોએ કેટલીક પ્રવૃત્તિઓ કરી હતી. તેમાં રામાનંદ, કબીરજી, નાનક, ચૈતન્ય, દાદુ

**હિંદુધર્મના સુધારકો** વગેરેનાં નામ જાણીતાં છે. તેમણે હિંદુ મુસલમાન પ્રજાને હળીમળી રહેવાની નવી ભાવના ઉત્પન્ન કરી કબીર અને નાનક હિંદુ તથા મુસલમાન પ્રજાને કહેતા કે "ઇશ્વર એક જ

છે, ગમે તો તેને અલ્લાહ કહો કે રામ કહો, માટે આપણે સર્વ પ્રાણી તરફ પ્રેમથી વર્તવું જોઈએ." એ રીતે જાતિભેદ, ક્રૂરતા અને વહેમને વખોડી કાઢી તેઓએ ઈશ્વરની એકતાનો ઉપદેશ કર્યો હતો.

**અફઘાન અમલની પડતીનાં કારણો**

અફઘાનોની પડતીનાં કારણો નીચે પ્રમાણે જણાય છે: (૧) મુખ્ય અમલદારોને રોકડ પગારને બદલે જાગીરો આપતા. પરિણામે એજ જાગીરદારો પાદશાહની નબળાઈનો લાભ લઈ સ્વતંત્ર થતા. (૨) મોગલોની વારંવાર ચડાઈઓ, રજપુતોના બળવા અને અફઘાન સરદારોના બળવાથી દિલ્હીની સત્તાને ધોકો પહોંચતો. (૩) હિંદુઓ પ્રત્યેની ધર્માંધ રાજનીતિને લીધે પ્રજાનો સહકાર મળતો નહિ. (૪) કેટલાક બળવાન પાદશાહો રાજ્ય વધારવા તરફ લક્ષ રાખતા, પણ રાજ્યવ્યવસ્થા તરફ ધ્યાન આપતા નહિ. (૫) ફિરોઝશાહ પછીના રાજ્યકર્તાઓ નબળા નીકળ્યા. તેમની નબળાઈનો લાભ લઈ સુબાઓ સ્વતંત્ર થયા. (૬) તૈમૂરની સ્વારી પછી દિલ્હીની સત્તા તદ્દન પડી ભાંગી.

**— પ્રશ્નો —**

૧. હિંદમાં **અફઘાન અમલ**નાં શાં ખાસ **લક્ષણો** હતાં તે જણાવો.
૨. અફઘાન અમલમાં કેળવણીની શી સ્થિતિ હતી ?
૩. આ અમલમાં ઈસ્લામ સલ્તનતની હિંદુ **ધર્મપર** શી અસર થઈ? તેને પરિણામે સુધારકો શું કરવા મથ્યા ?
૪- અફઘાન અમલની **પડતી**નાં કારણો લખો.

## અફઘાન રાજ્યની પડતીના સમયે સ્વતંત્ર થએલાં રાજ્યો.

પઠાણ પાદશાહોમાં અલ્તમશ, બલબન અને અલાઉદ્દીન જેવા બળવાન પાદશાહોએ રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો. પરંતુ દિલ્હીના પાદશાહની સત્તા નબળી પડતાં તેમના સુબાઓ સ્વતંત્ર થઈ બેસતા અને પાછા જબરા બાદશાહોને વશ થઈ તેમને તાબે થઈ જતા. તૈમૂરની સ્વારી પછી દિલ્હીની સલ્તનત પડી ભાંગી. તેને પરીણામે ગુજરાત, માળવા, ખાનદેશ અને જુવાનપુરનાં રાજ્યો સ્વતંત્ર થયાં હતાં. અને તે મુસલમાનોના હાથમાં હતાં.

બંગાળામાં મુસલમાનોની સત્તા જામી હતી. તેમજ મહમદ ગાંડાના સમયમાં **દક્ષિણ બ્રાહ્મણી રાજ્ય અને વિજયનગરનાં હિંદુ રાજ્યની** નવીન સ્થાપના થઈ હતી. તેમાં વિજયનગરનું રાજ્ય એકજ માત્ર સારી સ્થિતિમાં હતું.

આ સિવાય મધ્ય હિંદમાં જોધપુર, જેસલમીર, મેવાડ વગેરેમાં સ્વતંત્ર રાજ્યો હતા. એ રીતે અસંખ્ય નાનાં નાનાં રાજ્યોમાં હિંદ વહેંચાઈ ગયું હતું. તે તે સમયનો હિંદનો રાજકીય નકશો જોવાથી જણાશે.

આ બધાં રાજ્યોમાં દક્ષિણનાં બે મહાન રાજ્યોની હકીકત જાણવા જેવી છે તે હવે જોઈએ.

## ૨. બ્રાહ્મણી રાજ્ય

**હસનગંગુ**

દિલ્હીના **ગંગુ** બ્રાહ્મણને ત્યાં **હસન** નામે મુસલમાન નોકર હતો. તેનું મૂળ નામ **જફરખાન** હતું. તેને એક દિવસ હળ ખેડતાં ખેતરમાંથી સોના મહોરથી ભરેલો ચરૂ જડી આવ્યો. તેણે પોતાના શેઠને આપ્યો. તેના આવા પ્રામાણિક વર્તનથી ગંગુ ખુશ થયો. ગંગુએ તેનું ભવિષ્ય ભાખ્યું કે "તું ભવિષ્યમાં રાજા થઈશ." ત્યાર પછી ગંગુએ તેને છૂટો કર્યો. હસન દિલ્હીના પાદશાહને ત્યાં નોકર રહ્યો. ત્યાં પોતાની હોશિયારી વડે લશ્કરી ટુકડીનો ઉપરી બન્યો. વખત જતાં મહમદ તઘલખના સમયની અવ્યવસ્થાનો લાભ લઈ દક્ષિણનો કેટલોક ભાગ જીતી તેણે ગુલબર્ગમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ઈ. સ. ૧૩૪૭. હસને પોતાના જુના શેઠને પ્રધાન બનાવ્યો અને તેનું નામ કાયમ રાખવા પોતાના વંશનું નામ **બ્રાહ્મણી વંશ** રાખ્યું.

**શાખારાજ્યો**

બ્રાહ્મણી રાજ્યના પંદરમા સૈકાની આખરમાં અંદર અંદરના ઝઘડાથી ભાગ પડી ગયા (૧) **બીજાપુર** (૨) **અહમદનગર** (૩) **ગોવળકોંડા** (૪) **બીડર** (૫) **વરાડ** એ પાંચ સલ્તનતો ઊભી થઈ.

**આદીલશાહી**

**યુસુફ આદીલખાન** નામે બીજાપુરના સુબાએ સ્વતંત્ર થઈ આદીલશાહી વંશ સ્થાપ્યો. આ વંશના રાજાઓનો ઔરંગઝેબે ઈ. સ. ૧૬૮૬માં અંત આણ્યો.

**અહમદશાહ** નામના સુબાએ અહમદનગર શહેર વસાવી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૪૮૪. આ વંશના રાજા

**નિઝામશાહી** નિઝામશાહી વંશના કહેવાય છે. અહમદનગરમાં **ચાંદબીબી** નામે એક બહાદુર સ્ત્રીએ મોગલો સામે લડી શહેરનો બચાવ કર્યો હતો તે આગળ જોઈશું. આ રાજ્ય ઇ. સ. ૧૬૩૭માં શાહજહાંએ જીત્યું.

ગોવળકોંડાના સુબા **કુલી કુતુબે** સ્વતંત્ર થઈ કુતુબશાહીવંશની સ્થાપના કરી. ઇ. સ. ૧૫૧૨. આ વંશના રાજાઓ

**કુતુબશાહી** પાસેથી ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૭માં ગોવળકોંડા જીતી લીધું.

વરાડ પ્રાંતના સુબા **ઇમાદશાહે** ઇલીચપુરમાં ઈમાદશાહી વંશની

**ઈમાદશાહી** સ્થાપના કરી. ઇ. સ. ૧૪૮૪. આ રાજ્યને અહમદનગરના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. ઈ. સ. ૧૫૩૪.

**કાસમ બરીદે** બીડરમાં બરીદશાહી વંશની સ્થાપના કરી. ઇ. સ.

**બરીદશાહી** ૧૫૨૬. આ રાજ્યને ઇ. સ. ૧૬૮૭માં ઔરંગઝેબે જીતી લીધું.

### — પ્રશ્નો —

૧. **બ્રાહ્મણીવંશ** નામ કેવી રીતે પડયું ?

૨. બ્રાહ્મણીવંશનાં પેટા રાજ્યો વિષે જે જાણતા હો તે ટૂંકમાં લખો.

## ૨. વિજયનગરનું હિંદુ રાજ્ય

મહમદ ગાંડાના સમયમાં વરંગુળ (દ્વારસમુદ્ર)ના રાજકુમારો બુક્ક-

**સ્થાપના** રાય અને હરિહરે **વિજયનગર** વસાવી સ્વતંત્ર હિંદુ રાજ્યની સ્થાપના કરી. ઇ. સ. ૧૩૩૬.

**કૃષ્ણદેવ** રાજાના સમયમાં આ રાજ્યની હદ કૃષ્ણાથી કેપ કોમોરીન સુધી હતી. તેમજ જાવા અને લંકા સુધી તેની આણ

**રાજ્યવિસ્તાર** ફરતી હતી. દૂર દેશાવરમાં વેપાર ચાલતો તેથી રાજ્યમાં પુષ્કળ દોલત એકઠી થઈ હતી. રાજ્યમાં

હીરાની ખાણોને લીધે આવક સારી હતી. રાજ્યવહીવટ ઉત્તમ હતો અને લોકો સુખી હતા.

**વિજયનગર રાજધાની**

ઇ. સ. ૧૪૪૩માં ઈરાનના બાદશાહનો **અબ્દુલ રઝાક** નામે એલચી આવ્યો હતો. તે રાજધાની વિષે લખે છે: "ઊંચા ડુંગરની તળેટીમાં વસેલું સાત કિલ્લાવાળું, સુંદર મહેલો, દેવાલયો અને પાઠશાળાઓથી શોભીતું એ શહેર હતું. શહેરને પાણી પૂરૂં પાડવા નહેરો ખોદેલી હતી." આ ભવ્ય શહેરનો નાશ ઇ. સ. ૧૫૬૫માં તાલીકોટાના યુદ્ધ પછી થયો હતો.

**તાલીકોટાની લડાઈ ઇ. સ. ૧૯૬૫**

દક્ષિણનાં બ્રાહ્મણી અને વિજયનગરનાં રાજ્યો શરૂઆતમાં મિત્રો હતાં. કૃષ્ણદેવ પછીના રાજાઓ અભિમાનમાં તણાઈને બ્રાહ્મણી સુલતાનોનું અપમાન કરવા લાગ્યા, પરિણામે બ્રાહ્મણી રાજ્યના પાંચે સુલતાનોએ એકસંપ થઇ વિજયનગરના હિંદુ રાજ્ય પર ચડાઈ કરી. **તાલીકોટાના** મેદાનમાં બન્ને સૈન્યો વચ્ચે ભારે યુદ્ધ થયું. રાજા **રામરાય** હાર્યો: અને કેદ પકડાયો. તેનો ઘાતકી રીતે વધ કરી મુસલમાની સૈન્યે વિજયનગર શહેરને લૂંટ્યું. બાળ્યું અને તોડ્યું.

તાલીકોટાનું યુદ્ધ દક્ષિણ હિંદમાં અગત્યનું ગણાય છે. આ લડાઇને અંતે મોટા હિંદુ રાજ્યનો નાશ થયો. આ હિંદુ રાજ્યના બચેલા વંશજોએ મ્હૈસુર અને ચંદ્રગિરિમાં નાનાં રાજ્યો સ્થાપ્યાં. તે પૈકીનું મ્હૈસુર અદ્યાપિ ચાલુ છે.

## પ્રશ્નો

૧. વિજયનગરના રાજ્યની **સ્થાપના** કોણે, ક્યારે અને કેવી રીતે કરી ?
૨. વિજયનગરના રાજ્યની **ચડતી કળા** કોના વખતમાં થઇ ? તે વખતે તે રાજ્યની સત્તા કેવી અને કેટલી હતી ?
૩. આ રાજ્યનો અંત શી રીતે આવ્યો ?

## અગત્યની તવારીખ

| ઈ. સ. | બનાવ |
|---|---|
| ૧૨૦૬ | દિલ્હીમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યની સ્થાપના. |
| ૧૨૨૧ | **જંઘીસખાનની સ્વારી.** |
| ૧૨૯૪ | અલાઉદ્દીનની દક્ષિણપર ચડાઈ. |
| ૧૨૯૭ | અલાઉદ્દીને ગૂજરાત જીત્યું. |
| ૧૩૦૩ | અલાઉદ્દીને રણથંભોર અને ચિતોડ જીત્યાં, |
| ૧૩૩૭ | **મહુમદ તઘલખ ગાંડાએ** દિલ્હીથી દોલતાબાદ **રાજધાની** ફેરવી. |
| ૧૩૩૬ | **વિજયનગ**નાં હિંદુ રાજ્યની સ્થાપના. |
| ૧૩૪૭ | **હુસનગંગુએ** ગુલબર્ગમાં **બ્રાહ્મણી રાજ્ય** સ્થાપ્યું. |
| ૧૩૯૮ | **તૈમૂરની** હિંદ પર સ્વારી. |
| ૧૪૯૮ | **વાસ્કો ડા ગામાએ** હિંદનો દરિયાઈ માર્ગ શોધ્યો. |
| ૧૫૨૬ | **બાબરે ઈબ્રાહીમ લોદીને** પાણીપતના મેદાનમાં હરાવ્યો. |
| ૧૫૬૫ | બ્રાહ્મણી રાજ્યોએ વિજયનગરના હિંદુરાજ્યોનો નાશ કર્યો. |

---

# ૫. મોગલ સલ્તનત

[ ઇ. સ. ૧૫૨૬ થી ૧૮૫૭ ]

## ૧. બહાદુર બાબર

[ ઇ. સ. ૧૫૨૬ થી ૧૫૩૦ ]

મધ્ય એશિયાના **ફર્ધાના** પ્રાંતમાં **બાબરનો** જન્મ ઇ. સ. ૪૮૨માં થયો હતો. તેનું મૂળ નામ **ઝહીર-ઉદ્દ-દીન મહમદ** હતું. તે તૈમૂરથી છઠ્ઠી પેઢીએ થયો હતો. તેનો પિતા અકસ્માત મરણ પામવાથી બાબર બાર વરસની ઉમરે ગાદીએ બેઠો. તે સમયે તેને ઘણા દુશ્મનો હતા. સમરકંદ મધ્ય એશિયામાં મુખ્ય શહેર હતું. તે તેણે જીતી લીધું. ઇ. સ. ૧૪૯૭. આ

**પૂર્વ જીવન**

શહેરને ઉઝબેગ લોકોએ પાછું લીધું. ત્યારપછી સમરકંદ પાછું મેળવવા વારંવાર પ્રયત્ન કરતો, તેમાં કેટલીક વખત સમરકંદ જીતતો અને ગુમાવતો.

**કાબુલનો રાજા**

તેમાં નહિ ફાવવાથી આખરે કંટાળીને અફઘાનિસ્તાન જઈ કાબુલ જીત્યું ઇ. સ. ૧૫૦૪ તેને આ નવો મૂલક ખૂબ ગમ્યો. તેથી ત્યાં રહ્યો. હિંદ જીતવાની ઇચ્છાએ પ્રથમ સ્વારી કરી પંજાબ લૂંટી પાછો ગયો. ઇ. સ. ૧૫૧૯. ત્યારપછી ચાર વખત હિંદપર ચડી આવ્યો. પણ તેની આશા ફળી નહિ.

**પાણીપતનું યુધ્ધ**

હિંદમાં દિલ્હીની ગાદીએ ઇબ્રાહીમ લોદી રાજ્ય કરતો હતો. તેના અસભ્ય વર્તનથી પંજાબના :સુબા દોલતખાન તથા મેવાડના રાણા સંગ તરફથી બાબરને લલચાવનારૂં આમંત્રણ મળ્યું. તેથી તેણે હિંદ પર ચડાઈ કરી. પાણીપતના મેદાનમાં દિલ્હીના રાજા ઇબ્રાહીમ લોદીને હરાવ્યો અને માર્યો. ઇ. સ. ૧૫૨૬. બાબર દિલ્હીની ગાદીએ બેઠો.



બાબર

**હિંદની રાજકીય સ્થિતિ**

બાબર દિલ્હીની ગાદીએ બેઠો ત્યારે દિલ્હીની સત્તા નામની જ હતી. હિંદ નાનાં રાજ્યોમાં વહેંચાયેલું હતું તે બધાંની ઉપર કાબુ રાખી શકે તેવો કોઈ બળવાન રાજા નહોતો.

**મોગલાઈની સ્થાપના**

બાબર દિલ્હીની ગાદીએ બેઠો. પણ તેના સરદારોને અહીંની ગરમ હવા પસંદ નહિ પડવાથી કાબુલ જવા તલસી રહ્યા હતા. પણ બાબરે કહ્યું કે

'મને પોતાને દોસ્ત માનતો હોય તે કાબુલ જવાની વાત મારી પાસે કાઢે નહિ, પણ જે અહીં રહી શકતા નહોય તે સુખેથી જાય.' આથી તેને કદી પણ છોડીને નહિ જવાની તેમણે પ્રતિજ્ઞા કરી.

**ચિતોડમાં રાણા સંઘનું** રાજ્ય હતું. તે બળવાન અને જબરો લડવૈયો હતો. તેના શરીર પર ૮૦ જખમો ગણી શકાતા હતા. તે એક આંખે કાણો, એક હાથે ઠુંઠો અને એક પગે લંગડો હતો. દિલ્હીમાં ફરીથી રજપુત રાજ્ય સ્થાપવાની તેની ઇચ્છા હતી. તે ધારણા પાર પાડવા તેણે બાબરને દિલ્હી લૂંટવા બોલાવ્યો. તેની ધારણા એવી હતી કે બાબર દિલ્હી લૂંટી પાછો જશે અને દિલ્હીમાં રજપુત રાજ્યની સ્થાપના કરી શકાશે. પણ બાબર હિંદમાં મોગલાઈ રાજ્ય સ્થાપી પગભર થયો તે જાણી તેને ઉથલાવી નાખવાની રાણાસંગે તૈયારી કરી.

**સંઘરાણો**

સંઘરાણો તૈયારી કરી દિલ્હી જવા નીકળ્યો. બાબર પણ તૈયાર હતો. તે આગ્રાથી સામો ગયો. બન્નેનાં લશ્કરો સિક્રી નજીક ભેગાં થયાં. શરૂઆતમાં રજપુત સૈન્યે બહાદુરી બતાવી મોગલોને હંફાવ્યા. બાબરનું લશ્કર નાઉમેદ થયું. બાબર પણ હતાશ :થયો અને વિચાર કરી દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લીધી, હતાશ થએલા સૈન્યને કહ્યું કે "માણસને એક વખત મરણ આવે છે, તોપછી બહાદુરીથી સામી છાતીએ લડીને મરવું એજ ઉત્તમ છે." સૈનિકોને શૂર ચઢ્યું અને પાછા નહિ હઠવાના સોગન ખાધા. ત્યારબાદ બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. મોગલોની તોપો સામે રજપુતો ટકી શકયા નહિ. અને નાસભાગ થઈ રહી. રાણોસંગ ઘાયલ થઈ પાછો ફર્યો. આ પ્રમાણે રાણોસંગ હાર્યો. હિંદુ રાજ્ય સ્થાપવાનો રજપુતોનો આ છેલ્લો જ પ્રયત્ન હતો. પણ તેમાં હાર્યા. બાબરે વિજય પ્રાપ્ત કર્યો ને તેની ખુશાલીમાં સિક્રીને ફત્તેહપુર નામ આપ્યું.

**સિક્રીની લડાઈ**
**ઇ. સ. ૧૫૨૭**

સિક્રીના યુદ્ધ પછી બાબરે ચંદેરીના કિલ્લાપર ચડાઈ કરી આ યુદ્ધમાં રજપુતો કેસરિયાં કરી મરણ પામ્યા. ઇ.સ ૧૫૨૮.

**ચંદેરી પર ચડાઈ**

આગ્રામાં તેનો વહાલો પુત્ર હુમાયુ માંદો પડયો. તેની બિમારી વધી પડી અને બચવાની આશા છોડી. તે વખતે પાસે બેઠેલા એક મોલવીએ બાબરને કહ્યું કે ખુદાને પોતાની વહાલામાં વહાલી પુત્ર પ્રેમ અને મરણ ચીજ અર્પણ કરવાથી હુમાયુની જિંદગી બચી




બાબરના સમયનું હિંદ

શકશે. બાબર બોલી ઊઠયો 'હુમાયુના જાનને બદલે હું મારી જિંદગી અર્પણ કરુ છું'. તે દિવસથી હુમાયુ સાજો થતો ગયો અને બાબરની માંદગી વધતી ગઈ. બાબર ઇ. સ. ૧૫૩૦માં મરણ પામ્યો. તેના શબને કાબુલ લઈ જઈ એક સુંદર બાગમાં દાટવામાં આવ્યું.

**ઇતિહાસમાં**

તે મહાન યોદ્ધો અને વિજેતા હતો. હિંદુસ્તાનમાં જીત મેળવી તેણે એક મોટી સલ્તનતનો પાયો નાંખ્યો. ફક્ત ચાર જ વર્ષમાં સામ્રાજ્યનો માલીક બન્યો. તેની જિંદગી નાનપણથી લડાઈઓ લડવામાં ગઈ હતી. હારેલા શત્રુ તરફ તે ક્રૂર બનતો નહિ. પોતે લીધેલી પ્રતિજ્ઞા દૃઢ મનથી પાળતો. ગાદીએ બેઠા પછી ચાર જ વરસમાં તેનું મૃત્યુ થવાથી તે રાજ્યની વ્યવસ્થા બરાબર કરી શકયો નહિ. તેણે પોતાની આત્મકથા પોતે જ લખી છે. કાબુલમાં અને જમના નદીના કિનારા પર સુંદર બગીચા બનાવી ગુલાબના છોડ રોપાવતો.

## — પ્રશ્નો —

૧. **બાબર** હિંદનો બાદશાહ થયો તે પહેલાંના તેના જીવન વિષે જાણતા હો તે લખો.
૨. બાબર દિલ્હીની ગાદીએ બેઠો ત્યાર પછી તેને જે જે વિઘ્નો નડયાં અને તેમાંથી તે શી રીતે પાર ઊતર્યો તે જણાવો.
૩. બાબરના સ્વભાવ તથા ગુણદોષ વિષે જે જાણતા હો તે લખો.

## ૨. ભલો હુમાયુ

[ ઇ. સ. ૧૫૩૦ થી ૧૫૪૦ અને ૧૫૫૫ થી ૧૫૫૬. ]

**ભલમનસાઇ**

બાબરને ચાર પુત્રો હતાઃ **હુમાયુ, કામરાન, હિંદાલ** અને **મીરઝા અસ્કરી.** સૌથી મોટો હુમાયુ બાબર પછી ગાદીએ બેઠો. બાબરે મરતી વખતે તેના ભાઈઓ સાથે ભલાઇથી વર્તવા તેને કહ્યું હતું. હુમાયુએ તે આજ્ઞા પાળી. તેણે પોતાના ભાઈ કામરાનને અફઘાનિસ્તાન અને પંજાબ, હિંદાલને બિહાર પ્રાંત અને અસ્કરીને

મેવાડ પ્રાંત આપી બાકીનું રાજ્ય પોતે રાખ્યું. પિતાના વચનનો અર્થ સમજ્યા વગર ભલા હુમાયુએ રાજ્યના ભાગ પાડી નાખ્યા, તે તેની ગંભીર ભૂલ હતી.

**મુશ્કેલીઓ**

હુમાયુને ઘણી મુશ્કેલીઓ ઊભી થઈ. (૧) અફઘાન સરદારો ખોએલું રાજ્ય મેળવવા પ્રયત્ન કરતા હતા. (૨) ગૂજરાતનો બાદશાહ બહાદુરશાહ દિલ્હી લેવાની તૈયારી કરતો હતો. (૩) હુમાયુના સગા ભાઈઓ પણ દિલ્હીની ગાદી લેવાના પ્રપંચો રમતા હતા.

**બળવા**

હુમાયુ પ્રથમ અફઘાન સરદારોને વશ કરવા સારુ બિહાર તરફ ગયો. તેણે મહમદ લોદીને હરાવી શેરખાનના ચુનારગઢ કિલ્લાને ઘેરો ઘાલ્યો. શેરખાન વખત વિચારી હુમાયુને તાબે થયો. હુમાયુ ત્યાં રોકાયો હતો તે દરમિયાન ગૂજરાતનો બાદશાહ દિલ્હી જીતવા આવે છે એવા સમાચાર સાંભળી અફઘાનોને પૂરેપૂરા હરાવ્યા સિવાય તે દિલ્હી જવા નીકળ્યો.



હુમાયુ

**ગૂજરાત પર સ્વારી**

ગૂજરાતમાં બહાદુરશાહ બળવાન બાદશાહ હતો. તેણે હુમાયુના સાળાને આશરો આપ્યો હતો. તેથી હુમાયુને તેની સાથે વેર હતું. દરમિયાન બહાદુરશાહે ચિતોડ પર ચડાઈ કરી. ચિતોડનો સંગરાણો મરણ પામ્યો હતો. અને તેની રાણી **કર્ણાવતીએ**

હુમાયુને ભાઈ ગણી બહેન તરીકે રાખડી મોકલી મદદ માગી. આથી હુમાયુ લશ્કર લઈ ચિતોડ આવવા નીકળ્યો. બહાદુરશાહ ચિતોડ જીતી મંદીસર આગળ પડયો હતો. ત્યાં હુમાયુએ તેને હરાવ્યો. બહાદુરશાહ નાસીને ચાંપાનેરના ડુંગરી કિલ્લામાં ભરાયો. હુમાયુએ ચાંપાનેરને ઘેરો ઘાલી કિલ્લો તાબે કર્યો. બહાદુરશાહ ત્યાંથી નાસી ખંભાત થઈ દીવ જતો રહ્યો. હુમાયુએ ગૂજરાત કબજે લીધું. અહીં હુમાયુને **શેરશાહે** બળવો કર્યાના સમાચાર મળ્યા. તેથી ગૂજરાતમાં પોતાના ભાઇ અસ્કરીને સુબો નીમી તે દિલ્હી ગયો. હુમાયુના ગયા પછી બહાદુરશાહે પોર્ટુગીઝોની મદદથી ગૂજરાત પાછું લીધું.

**શેરખાનનું બંડ તથા બકસરનું યુદ્ધ**

હુમાયુ ગૂજરાતમાં હતો તે દરમિયાન શેરશાહે ચુનારનો કિલ્લો જીતી બિહાર તાબે કર્યું. પછી બંગાળાની રાજધાની ગૌડ પર ચડાઈ કરી. તેથી બંગાળાના રાજાએ હુમાયુની મદદ માગી. ત્યારે હુમાયુએ આવી ચુનારને ઘેર્યું. ૭ માસ ઘેરો રહ્યા પછી ચુનાર તાબે થયું. ત્યાંથી હુમાયુ બંગાળા ગયો. શેરશાહ સામે થયો નહિ, પણ પાછો હઠતો ગયો. અને હુમાયુને ગૌડમાં દાખલ થવા દીધો. હુમાયુએ વગર મુશ્કેલીએ ગૌડ જીત્યું. પછી ત્યાં મોજમઝામાં પડયો. આ તકનો લાભ લઈ શેરખાને બનારસથી કનોજ સુધીનો મુલક કબજે કરી હુમાયુને મળતી મદદ અટકાવી તેથી હુમાયુએ આગ્રા જવા વિચાર કર્યો. શેરશાહે તેને બકસર આગળ રોકયો. તેણે દિલ્હીથી લશ્કરી મદદ મંગાવી. પણ દિલ્હીમાંથી તેના ભાઈ હિંદાલે મદદ મોકલી નહિ. અને ગાદી પચાવી પડયો. આ સમાચાર સાંભળી હુમાયુએ શેરશાહને સુલેહનું કહેણ મોકલ્યું. સુલેહની આશામાં મોગલ લશ્કર પડયું હતું. ત્યાં શેરશાહે રાત્રે ઓચિંતો છાપો માર્યો. હુમાયુ ગભરાયો અને જીવ બચાવવા ગંગા નદીમાં પડયો ઇ. સ. ૧૫૩૯. નદીમાં તે ડૂબી જાત, પણ એક ભિસ્તીની મદદથી તે બચ્યો. ત્યાંથી મહામુશ્કેલીએ તે આગ્રા પહોંચ્યો. આગ્રામાં તેના ભાઈ હિંદાલ સાથે માયાળુપણે વર્તી સુલેહ

**ભિસ્તીને આપેલો બદલો**

કરી તેમની ભૂલોની માફી આપી. પછી પોતાને બચાવનાર **ભિસ્તી મહમદ સક્કાને** ૩ કલાક ગાદીએ બેસાડી ઉપકારનો બદલો વાળી આપ્યો. ભિસ્તીએ ૩ કલાકના અમલમાં પોતાનાં સગાં-વહાલાંને ઘણી બક્ષિસો આપી હતી.

**હુમાયુની હાર**

આગ્રાથી નવું લશ્કર લઈ હુમાયુ શેરશાહ સામે ગયો. ગંગા નદીના કિનારે કનોજ પાસે બન્ને વચ્ચે ભારે યુદ્ધ થયું તેમાં હુમાયુ હાર્યો અને નાઠો. શેરશાહ દિલ્હી જઈ રાજ્ય કબજે કરી ગાદી પર બેઠો. ઈ. સ. ૧૫૪૦.

**નાસભાગ**

કનોજની હાર પછી હુમાયુ લાહોર ગયો પણ તેના ભાઈ કામરાને મદદ કરી નહિ. આથી તે સિંધ તરફ ગયો. રસ્તામાં ઘણાં દુઃખ પડયાં. ભૂખ અને તરસ વેઠતો પોતાના થોડા માણસો સાથે તે ઉમરકોટ જઈ પહોંચ્યો. **ઉમરકોટ**માં હમીદા બેગમે **અકબર**ને જન્મ આપ્યો. ઈ. સ. ૧૫૪૨. પુત્ર જન્મની ખુશાલીમાં વહેંચવાને તેની પાસે કંઈજ નહોતું. એટલે પોતાની પાસે થોડી **કસ્તુરી** હતી તે વહેંચી અને કહ્યું કે '**કસ્તુરીની સુવાસની જેમ મારા પુત્રની સુવાસ ફેલાજો.**' આ સમયે તેની પાસે માત્ર ૭ માણસો હતા. તેમાં તેનો બનેવી **બહેરામખાન** મુખ્ય હતો.

ઉમરકોટથી હુમાયુ મદદ માટે પોતાના ભાઈ અસ્કરી પાસે કંદહાર ગયો. પણ તેણે હુમાયુને મદદ કરવાને બદલે કેદ કરવાનો વિચાર કર્યો. અકબર અને હમીદા કેદ પકડાયાં, પણ હુમાયુ નાસી છૂટયો. આમ હુમાયુ ભમતો ભમતો ઈરાન જઈ પહોંચ્યો.

**ઇરાનની મદદ**

ઈરાનના **શાહ તમસ્પે** તેનો સત્કાર કર્યો. હુમાયુએ તેની પાસે મદદ માગી. શાહે શિઆ પંથનો સ્વીકાર કરવાની શરતે મદદ આપવાનું વચન આપ્યું. હુમાયુએ

**શિઆપંથનો** સ્વીકાર કર્યો. પછી ૧૫૦૦૦ માણસની મદદ લઈ પ્રથમ કંદહાર ગયો અને કંદહાર જીતી અકબર અને હમીદાને છોડાવ્યાં. ઇ. સ. ૧૫૪૫. ત્યારબાદ કામરાન પાસેથી કાબુલ લીધું.



**ઈરાનનો શાહ તમસ્પ**

**પુનઃ રાજ્યપ્રાપ્તિ**

દિલ્હીમાં શેરશાહનો વંશજ રાજ્ય કરતો હતો. તેના ખરાબ અમલથી સરદારોએ બળવા કર્યા હતા. આ સમાચાર જાણી હુમાયુ તથા બહેરામખાન લશ્કર સાથે હિંદ આવ્યા. તેમણે પ્રથમ પંજાબ જીત્યું ત્યાંથી દિલ્હી જવા નીકળ્યા. રસ્તામાં સરહિંદ પાસે દિલ્હીનો પાદશાહ સિકંદર સુરનો ભેટો થયો. બન્ને વચ્ચે ભારે યુદ્ધ થયું. તેમાં સિકંદર હાર્યો અને હિમાલય તરફ નાસી ગયો. હુમાયુએ દિલ્હી અને આગ્રા પાછાં મેળવ્યાં. પંદર વરસે ફરીથી ગાદીએ બેસી હુમાયુએ મોગલ રાજ્યની પુનઃસ્થાપના કરી. ઇ. સ. ૧૫૫૫.

**હુમાયુની ભૂલો**

બાબરે મેળવેલું રાજ્ય હુમાયુએ પોતાની રાજ્યનીતિની ખામીને લીધે જ ગુમાવ્યું હતું. (૧) પોતાના ભાઈઓને રાજ્ય વહેંચી આપવામાં મોટી ભૂલ કરી હતી. તેમાં પણ લશ્કરની ભરતી થાય તેવો મુલક કામરાનને સોંપ્યો હતો, જેથી લશ્કરમાં નવી ભરતી થઈ શકતી નહિ. (૨) તે એક કામ પૂરું કર્યા વિના બીજું કામ હાથપર લેતો, એટલે પ્રથમ કરેલું કામ નિષ્ફળ જતું. (૩) જીતને અંતે જીતેલા પ્રદેશની વ્યવસ્થા કરવાને બદલે મોજશોખમાં પડી જતો, તેથી દુશ્મનો બચાવની તૈયારી ફરીથી કરી શકતા. દિલ્હીની ગાદી પાછી મેળવ્યા પછી

**મરણ**

તે વધારે જીવી શકયો નહિ. એક દિવસ સાંજે આરસની સીડીપરથી ઊતરતો હતો. તેવામાં

મસ્જીદમાંથી મુલ્લાંની બાંગ સાંભળી નમાઝ પડવા થોભ્યો. પણ લપસી જવાથી તે નીચે ગબડી પડયો. અને તે જ દુઃખમાં મરણ પામ્યો. ઇ. સ. ૧૫૫૬.

**ગુણદોષ**

હુમાયુ માયાળુ, ઉદાર, અને બહાદુર હતો. ભાઈઓ પ્રત્યે તેને અગાધ પ્રેમ હતો. તેનામાં આવા સદ્‌ગુણો હતા છતાં તે મોજીલો, આળસુ અને અસ્થિર મનનો હોવાથી રાજ્ય ગુમાવી બેઠો. તેણે જિંદગીનો ઘણો ભાગ દુઃખમાં જ વીતાવ્યો છે. હુમાયુ શબ્દનો અર્થ ભાગ્યવાન થાય છે. પણ ખરી રીતે તે ભાગ્યહીન હતો.

## — પ્રશ્નો —

૧. હુમાયુએ રાજ્ય વધારવા શું શું પ્રયત્નો કર્યા ?
૨. તેમાં તેને કેમ નિષ્ફળતા મળી ? આખર પરિણામ શું આવ્યું ?
૩. હુમાયુએ રાજ્ય ખોયું અને પાછું મેળવ્યું તે વચ્ચેના વખતમાં તેની કેવી સ્થિતિ હતી ?
૪. હુમાયુની ભૂલો તથા ગુણદોષ વિષે જે જાણતા હો તે લખો.

# ૩ સુરવંશ

[ ૧૫૪૦-૧૫૫૫ ]

## ૧. શેરશાહ

અફઘાનિસ્તાનના ઘોર પ્રાંતમાં સુરજાતિના સરદાર હસનને ત્યાં શેરશાહનો જન્મ થયો હતો. તેનું બીજું નામ **ફરીદખાન** હતું. એક દિવસ સુલતાનની સાથે તે શિકારે ગયો ત્યાં તેણે વાઘને એક જ ઝટકાથી માર્યો. તે ઉપરથી તેનું નામ **શેરખાન** પડયું. કેટલાક અફઘાન સરદારોની મદદથી કેટલોક મુલક તાબે કરી તેણે પોતાની સત્તા મજબુત કરી અને મોગલ બાદશાહ હુમાયુની નબળાઈનો લાભ લઈ હુમાયુને બકસર અને કનોજની લડાઈમાં હરાવી પોતે દિલ્હીની ગાદીએ બેઠો. ઇ. સ. ૧૫૪૦.

**પૂર્વજીવન**



શેરશાહ

દિલ્હીની ગાદીએ બેઠા પછી જોધપુરના રાજા માલદેવપર ચડાઇ કરી તેને હરાવ્યો. તેમ આસપાસના રજપુત રાજાઓને હરાવી તેમને ખંડણી આપવાની ફરજ પાડી. ત્યાંથી માળવામાં આવેલા રાયસેનના કિલ્લાને ઘેરો ઘાલ્યો. રજપુતોએ છ માસ સુધી બચાવ કર્યો. તેમના કુટુંબોને સહીસલામત રહેવા દેવાની શરતે તેઓ શરણે થયા. રજપુતો કિલ્લો છોડી બહાર નીકળ્યા તે વખતે અફઘાનો તેમના પર તૂટી પડયા અને વિશ્વાસઘાત કરી તેમને મારી નાખ્યા. પછી તેણે ચિતોડ અને રણથંભોર જીત્યાં. ત્યાર બાદ કલીંજરનો કિલ્લો લેવા ગયો. આ કિલ્લો ઘણો મજબુત હતો. તેથી સુરંગ ખોદી તેને નાશ કરવાની યુક્તિ રચી. પણ

**રાજ્ય વિસ્તાર**

તેવામાં તેનું દારૂખાનું સળગી ઊડવાથી તેના માણસો સાથે તે મરણ પામ્યો. ઇ. સ. ૧૫૪૫.

**રાજકીય સુધારા**

તે સારો રાજકર્તા થઇ ગયો છે. (૧) તેણે રાજ્યના ભાગ પાડી દરેક પર એકેક સુબો નીમ્યો. (૨) દરેક ભાગમાં દિવાની તથા ફોજદારી અધિકારીઓ નીમ્યા. (૩) રાજ્યની સઘળી જમીન ટોડરમલ પાસે મપાવી જમીનના વર્ગ પાડી મહેસુલ પેટે ઉપજનો ચોથો ભાગ લેવાનું નક્કી કર્યું. (૪) લશ્કરમાં પણ રોકડ પગાર આપતો. (૫) સૈન્યનો અર્ધો ભાગ નવા મુલકો જીતવામાં અને અર્ધો ભાગ જીતેલા મુલકોની દેખરેખ રાખવા રોકતો.

**સાર્વજનિક સુધારા**

શેરશાહે રૈયતને ઉપયોગી કેટલાક સુધારા કર્યા હતા. (૧) સિંધુથી બંગાળા સુધી પાકો ધોરી રસ્તો બંધાવ્યો. તે પર ઝાડો રોપાવ્યાં. બબ્બે માઇલને અંતરે કૂવા ખોદાવી ધર્મશાળાઓ બંધાવી. (૨) ટપાલ લાવવા લઈ જવા માટે ઘોડાઓની વ્યવસ્થા કરી. (૩) ચાંદીના રૂપિયા દાખલ કર્યા. (૪) ગરીબ મુસાફરોને ખાવા આપવાની ગોઠવણ કરી. (૫) ગુન્હેગારોને યોગ્ય શિક્ષા કરવામાં આવતી; (૬) તેના રાજ્યમાં કોઇથી પક્ષપાત થઈ શકતો નહિ.

**ઈતિહાસમાં સ્થાન**

શેરશાહ બહાદુર લડવૈયો, કુશળ સેનાપતિ અને ઉત્તમ રાજ્યકર્તા હતો. તે તેના રાજ્યઅમલથી પુરવાર કરી આપ્યું છે. તે પોતાના આપબળથી દિલ્હીનો પાદશાહ થયો. તેણે ટૂંકા સમયમાં રાજ્યવિસ્તાર વધાર્યો અને રાજ્યવહીવટ સુધાર્યો. આ માટે તે વખણાયો છે. પણ શરણે આવેલા પ્રત્યે તે વિશ્વાસઘાત કરતો તે કાર્ય તેની કીર્તિને કલંકરૂપ છે.

**શેરશાહના વારસો**

શેરશાહ પછી તેનો દીકરો સલીમશાહ ગાદીએ આવ્યો. તેની પછી તેનો પુત્ર ફિરોજશાહ ગાદીએ આવ્યો. પણ તેના મામાએ તેનું ખૂન કર્યું અને પોતે આદીલશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

તેના વખતમાં બધી સત્તા હેમુ નામના વાણીઆ પાસે હતી. પઠાણ પાદશાહોના સમયમાં હિંદુઓમાંથી હેમુ જ માત્ર ઊંચા હોદ્દે ચડયો હતો. તે સમયે શેરશાહના ભત્રીજા સિકંદરસુરે આદીલશાહ પાસેથી ગાદી લઇ લીધી. હુમાયુએ સિકંદરસુરને હરાવી દિલ્હીની ગાદી પાછી મેળવી. ઇ.સ. ૧૫૫૪.

## પ્રશ્નો

૧. **સુરવંશની** સ્થાપના કરનાર પુરુષ વિષે શું જાણો છો? તેણે શું શું રાજકીય તથા સાર્વજનિક સુધારા કર્યા?

૨. શેરશાહનું ઈતિહાસમાં શું સ્થાન છે?

૩. **સુરવંશનો અંત** કેમ આવ્યો?

## ૪. મહાન અકબર

[ઇ. સ. ૧૫૫૬થી ૧૬૦૫]

**આરંભની સ્થિતિ**

હુમાયુના મરણ પછી અકબર ગાદી પર આવ્યો. તે વખતે તેનું વય ૧૩ વરસનું હતું. તે તેના ફુવા સાથે પંજાબ તરફ હતો. આથી સુરવંશના પ્રધાન **હેમુએ** દિલ્હી અને આગ્રા જીતી લીધાં. તે ખબર મળતાં અકબરે દિલ્હી તરફ કુચ કરી.

**હેમુ અને પાણીપતનું યુદ્ધ**

હેમુએ પોતાના સુલતાનથી છૂટા થઈ આગ્રા અને દિલ્હી તાબે કરી વિક્રમાજીત નામ ધારણ કર્યું. અને બળવાન ફોજ લઈ અકબર અને બહેરામખાનની સામે લાહોર તરફ ચાલ્યો. રસ્તામાં પાણીપતના મેદાનમાં બન્ને સૈન્યો વચ્ચે ભારે યુદ્ધ થયું. હેમુનું લશ્કર ઘણા શૌર્યથી લડયું. તેવામાં હેમુની આંખમાં તીર વાગવાથી તે બેભાન થયો, તેથી લશ્કરમાં નાસભાગ થઇ. હેમુ હાર્યો અને કેદ પકડાયો, ઇ. સ. ૧૫૫૬.

હેમુને પકડી બહેરામખાન પાસે લાવવામાં આવ્યો. બહેરામે અકબરને હેમુનો શિરચ્છેદ કરવાની સલાહ આપી પણ ઉદાર હૃદયના

નાના બાદશાહે કેદ પકડાયલા શત્રુને મારવાની ચોકખી ના કહી છતાં બહેરામખાને હેમુનો શિરચ્છેદ કર્યો.

**બહેરામખાન**

બહેરામખાન અકબરનો પુઓ થતો હતો. હુમાયુના મરણ પછી તે અકબરનો રક્ષક બની હેમુ સાથે લડયો અને મોગલાઈનું રક્ષણ કર્યું.

**બહેરામખાનનો બળવો**

આખા રાજ્યમાં તે સર્વ સત્તાધીશ હતો. તેણે અકબરના ગુરુને દેશપાર કર્યા. અકબરે ના કહ્યા છતાં હેમુનો શિરચ્છેદ કર્યો. દિલ્હીના સુબા તાર્તરબેગને વિના કારણે મારી નાંખ્યો. તેનાં આ વર્તનથી અકબરને માઠું લાગ્યું. તે હવે પુખ્ત ઉંમરનો થયો હતો અને તેના કારભાર-માંથી છૂટવા મથતો હતો. તેથી તેણે કેટલાક સરદારોની સલાહથી રાજ્યમાં જાહેર કર્યું કે "હું પુખ્ત ઉંમરનો થયો છું અને મેં રાજ્યની લગામ હાથમાં લીધી છે. મારા સિવાય બીજો કોઈનો હુકમ માનવો નહિ." આથી બહેરામને ખોટું લાગ્યું અને અપમાન થયું સમજી પંજાબ જઈ બળવો કર્યો. અકબર લશ્કર લઈ પંજાબ ગયો. યુદ્ધમાં બહેરામ હાર્યો અને કેદ પકડાયો. અકબરે તેની જિંદગીભરની સેવા ધ્યાનમાં લઈ માફી બક્ષી અને કહ્યું કે "હવે તમે વૃદ્ધ થયા છો તો જાગીર લઈને રહો, કે મક્કા હજ કરવા જાઓ." બહેરામે મક્કા જવાનું પસંદ કર્યું. તે હજ કરવા મક્કા જવા નીકળ્યો. પરંતુ પટણામાં કોઈ પઠાણે તેનું ખૂન કર્યું.



**બહેરામખાન**

અકબરે રાજકારભાર પોતાના હાથમાં લીધો. પણ તે ઘણા દુશ્મનોથી વીંટળાએલો હતો. તોફાને ચડેલા

**અકબરની મુશ્કેલીઓ** સરદારોને, સ્વતંત્ર અફઘાન રાજ્યોને અને રજપુત રાજ્યોને વશ કરી મોગલાઇને જમાવવાની મુશ્કેલીઓ ઓછી નહોતી. તેને મોગલ રાજ્યને સર્વોપરી બનાવવું હતું. તે માટે તેણે ત્રણ સિદ્ધાંતો નક્કી કર્યાં. (૧) સઘળી પ્રજા તરફ સમાનભાવ. (૨) ધર્મની બાબતમાં તટસ્થતા. (૩) જીતાએલા દુશ્મનો તરફ ઉદારતા. અકબરે એ નિયમો પ્રમાણે વર્તી મુસ્કેલીઓ દૂર કરી.



અકબર

શરૂઆતમાં કેટલાક મોગલ સરદારોએ સ્વતંત્ર થવા સારુ બળવા કર્યા. તેમાં જુઆનપુરનો ખાન જમાન મુખ્ય હતો. અકબરે ઓચિંતો છાપો મારી

**સરદારો વશ કર્યા** તેને હરાવ્યો. એ જ રીતે બીજા પ્રાંતોના બળવા હિંમતથી સમાવી સરદારો પર દાબ બેસાડયો.

## રજપુતોને પક્ષમાં લીધા

રજપુતોને પોતાના પક્ષમાં લેવા માટે તેણે જજીઆવેરો બંધ કર્યો. તેમજ તેણે જાહેર કર્યું, કે 'જે રાજ્યો

**રજપુતો સાથે મૈત્રી સંબંધ** મોગલોનું ઉપરીપણું સ્વીકારશે તેમને મિત્ર રાજ્યો ગણવામાં આવશે અને તેમના રાજ્યમાં સ્વતંત્રતા કાયમ રહેશે." એ રીતે સમજાવીને, તેમજ પોતાનું બળ બતાવીને કેટલાંક રજપુત રાજ્યોને પોતાના પક્ષમાં લીધાં. તથા તેમની સાથે સગાઇનો સંબંધ પણ બાંધ્યો. જયપુરના રાજા

**લગ્ન સંબંધ**

બિહારીમલ્લે પોતાની કુંવરી તેની સાથે પરણાવી હતી. રજપુતો સત્તાના તથા માનના ભૂખ્યા હતા. તે અકબર સમજી શકયો તેથી બિહારી-મલ્લના દીકરા ભગવાનદાસને પંજાબનો સુબો નીમ્યો અને ભગવાન-દાસના દત્તક પુત્ર માનસિંહને સેનાપતિની જગા આપી. એ રીતે જયપુર, જોધપુર, બિકાનેર, અંબર વગેરે રજપુત રાજ્યોએ પોતાની કન્યાઓ અકબર અને તેના શાહજાદાઓને આપી તથા મોગલ રાજ્યનું સર્વોપરીપણું સ્વીકાર્યું.

**ચિતોડ પર ચડાઈ**

રજપુત રાજાઓમાં આગેવાન ગણાતો મેવાડનો રાણો અકબરની આ યોજનાને તાબે થયો નહિ. તેમજ પોતાની કન્યા આપી નહિ. આથી અકબરે ચિતોડ પર ચડાઈ કરી. ચિતોડમાં સંઘરાણાનો પુત્ર ઉદે-સિંગ રાજ્ય કરતો હતો. અકબર આવ્યાના સમાચાર સાંભળી તે ડુંગરોમાં નાસી ગયો. ચિતોડના રક્ષણનું કામ જયમલ નામના સરદારે કર્યું. અકબરે ચિતોડને ઘેરો ઘાલ્યો. સુરંગ ફોડી કિલ્લો તોડવા પ્રયત્ન કર્યો. સુરંગથી પડેલું બાકોરૂં રાત્રે મશાલના અજવાળે જયમલ પુરાવતો હતો. તે અકબરની દૃષ્ટિએ પડયો. તેથી તેને પોતાની સીધાચોટવાળી બંદુકથી મારી નાખ્યો. પોતાનો સરદાર મરાયો જાણી રજપુતોએ બૈરાં છોકરાંને અગ્નિમાં હોમી કેસરિયાં કર્યાં. રજપુતો મરાયા પછી ચિતોડ અકબરના હાથમાં આવ્યું. ઇ. સ. ૧૫૬૭.

**ઉદેપુર વસાવ્યું**

ઉદેસિંગે અરવલ્લીની તળેટીમાં નવું શહેર વસાવી તેને ઉદેપુર નામ આપ્યું અને ત્યાં રાજ્ય કરવા લાગ્યો. થોડા વરસ પછી તે મરણ પામ્યો. તે પછી તેનો પરાક્રમી પુત્ર પ્રતાપ ગાદીએ બેઠો.

પ્રતાપે ચિતોડગઢ પાછું મેળવવાનો નિશ્ચય કરી તેણે પ્રતિજ્ઞા લીધી


રાણા પ્રતાપસિંહ

કે "જ્યાં સુધી મેવાડને સ્વતંત્ર કરું નહિ, ત્યાં સુધી મહેલમાં રહેવું નહિ, મૂછ આમળવી નહિ, સોના ચાંદીના વાસણમાં જમવું નહિ અને પલંગ પર સૂવું નહિ." આ પ્રતિજ્ઞા લઈ તેણે ચિતોડ પાછું મેળવવા લડાઈની તૈયારી કરી. અકબરે પોતાના સલીમ તથા માનસિંહની સરદારી નીચે મોટું સૈન્ય મોકલ્યું.

પ્રતાપ પોતાના ૨૨૦૦૦ શૂરા સૈનિકોને લઈ હલદીઘાટની ખીણમાં શત્રુઓનો માર્ગ રોકી ઊભો. ખીણમાં બન્ને સૈન્ય વચ્ચે ભારે યુદ્ધ થયું, ૨૨૦૦૦ સૈનિકોમાંથી ૧૪૦૦૦ ખપી ગયા. પ્રતાપ પણ મહા મુસ્કેલીથી બચ્યો. પ્રતાપ અરવલ્લીમાં ભરાયો. ત્યાં તેને ઘણાં સંકટો વેઠવાં પડયાં, છતાં એ ટેકીલો રજપુત નમ્યો નહિ.

**હલદીઘાટનું યુદ્ધ, ૧૫૭૬**

છેવટે હતાશ થઈ સિંધ તરફ ચાલ્યા જવાનો તેણે નિશ્ચય કર્યો. તે સમયે તેના જૂના પ્રધાન ભામાશાએ તેને નાણાંની ઘણી મદદ કરી. તે વડે તેણે માણસો એકઠાં કરી ચિતોડ સિવાય મેવાડનો ઘણો ભાગ પાછો મેળવ્યો. તે ઇ. સ. ૧૫૯૭માં મરણ પામ્યો. તેણે અને તેની પછીના મેવાડના રાજાઓએ પોતાની કન્યાઓ મોગલોને આપી નહિ, તેથી આજે પણ ઉદેપુરના રાણાઓ નિષ્કલંક અને રજપુતોના શિરોમણી ગણાય છે.

## અફઘાન રાજ્યો જીત્યાં

**ગૂજરાત જીત્યું, ઇ. સ. ૧૫૭૨**

ચિતોડ સાથે યુદ્ધ ચાલતું હતું તે સમયે ગૂજરાતના સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાના કારભારી ઇતિમાદખાને ગૂજરાત જીતી લેવા અકબરને આમંત્રણ આપ્યું. આથી અકબરે ત્યાં જઈ ગૂજરાત તાબે કર્યું

પણ તે આગ્રા પહોંચ્યો કે તરત જ મુઝફ્ફરશાહે બળવો કર્યો. અકબર નવદિવસમાં જ અમદાવાદ આવ્યો. તેણે ગૂજરાત સંપૂર્ણ જીતી મોગલ રાજ્યમાં જોડી દીધું.

અફઘાન સુબા દાઉદખાને અકબરની સત્તા સ્વીકારી નહિ. તેથી અકબરે રાજા ટોડરમલને લશ્કર આપી મોકલ્યો.

**બંગાળા અને બિહાર જીત્યાં**

રાજમહાલના યુદ્ધમાં દાઉદખાન હાર્યો અને મરાયો. તેથી બંગાળા અને બિહાર મોગલ રાજ્ય સાથે જોડી દીધાં ઈ. સ. ૧૫૭૬.

ત્યાર પછી રાજા માનસિંહે બાકીનો ઓરિસ્સા પ્રાંત જીતી ખાલસા કર્યો. ઈ. સ. ૧૫૯૨. કાબુલના રાજા અને

**કાબુલ જીત્યું**

અકબરના ઓરમાનભાઈ મિરઝા હકીમે બળવો કરી પંજાબ જીત્યું. તેથી અકબરે તેને શિક્ષા કરવા જાતે ચડાઈ કરી. મિરઝા હાર્યો અને તાબે થયો. કાબુલ ખાલસા કર્યું. ઈ. સ. ૧૫૮૨.

ત્યાર પછી અકબરે કાશ્મીર, સિંધ, બલુચિસ્તાન અને કંદહાર જીતી પોતાના રાજ્ય સાથે જોડી દીધાં. એ રીતે રજપુત રાજાઓને પોતાના પક્ષમાં લઈને તેમની મદદથી વીસ વરસમાં અકબરે આખા હિંદુસ્તાન પોતાની સત્તા નીચે આણ્યો.

ઉત્તર હિંદનું કામ પૂર્ણ કરી અકબરે દક્ષિણ તરફ નજર ફેરવી. દક્ષિણમાં ખાનદેશ, અહમદનગર, ગોવળકોંડા

**દક્ષિણ હિંદ**

અને બીજાપુરનાં બ્રાહ્મણી રાજ્યોની એકસંપી તૂટી ગઈ હતી. અકબરે પોતાનું સર્વોપરીપણું કબૂલ કરાવવા ત્યાં પોતાના એલચી મોકલ્યા, પણ ખાનદેશ સિવાય કોઈએ તેનો સ્વીકાર કર્યો નહિ.

અહમદનગરના સુલતાનના મરણ પછી ગાદી માટે ઝઘડા ઉત્પન્ન

**અહમદનગર પર ચડાઈ**

થયો. તેમાંના એક પક્ષે બાળરાજાને ગાદીએ બેસાડયો. તેથી બીજા પક્ષે અકબરની મદદ માગી. તેણે શાહજાદા મુરાદને અહમદનગર મોકલ્યો.

**ચાંદબીબી**

અહમદનગરના બાળ રાજાના પક્ષમાં રહી તેની કાકી ચાંદબીબી રાજ્યકારભાર ચલાવતી હતી. તેણે મોગલ સૈન્ય સામે બચાવ કર્યો. હાથમાં તરવાર લઈ બખ્તર પહેરી કિલ્લાની દિવાલ પર ઊભા રહી પોતાના સૈનિકોને ઉત્સાહ આપતી હતી. પણ સરદારોમાં ફાટફુટ પડે એમ લાગવાથી મોગલોને વરાડ પ્રાંત આપી ચાંદબીબીએ સલાહ કરી. ઇ. સ. ૧૫૯૬.



ચાંદબીબી.

પણ રાજ્યની હદ માટે તકરાર ઊઠતાં અકબર જાતે દક્ષિણ આવ્યો. ચાંદબીબીએ આ વખતે ફરી પણ અહમદનગરનું રક્ષણ કર્યું, પણ

માહોમાંહેના કુસંપમાં કોઇ દુષ્ટે તેનું ખૂન કર્યું. આથી અહમદનગર અકબરના હાથમાં ગયું. ઇ. સ. ૧૬૦૦.




**સલીમનો બળવો** અકબરને સલીમ મુરાદ, અને દાનીઆલ એ ત્રણ પુત્રો હતા. મુરાદ અને દાનીઆલ શરાબના વ્યસનમાં મરણ પામ્યા હતા. પાટવી કુંવર સલીમ પણ

દારૂના વ્યસનમાં સપડાયો હતો. તેની આ વર્તણુકથી અકબરને ઘણું જ દુ:ખ થતું. તેવામાં અકબરના લાંબા રાજ્ય અમલથી કંટાળી રાજ્યગાદી લેવા સલીમે બળવો કર્યો. પણ આખરે અકબરે તેને માફી આપી.

અકબરની આખર અવસ્થા દુ:ખ અને ચિંતામાં ગઈ છે. મોટા પુત્ર સલીમે બળવો કર્યો એટલું જ નહિ, પણ તેના માનીતા વિદ્વાન મિત્ર અબુલ ફઝલનું ખૂન કરાવ્યું. આ સમાચારથી અકબરને ઘણો આઘાત થયો. તેનો વિચાર સલીમને ગાદી આપવાનો નહોતો

**અકબરનું મરણ**

પણ રાજ્યમાં ટંટો ન થાય માટે સરદારો પાસે સલીમને વફાદાર રહેવાના સોગંદ લેવરાવ્યા. આ મહાન બાદશાહ ૬૩ વરસની ઉંમરે મરણ પામ્યો. ઈ. સ. ૧૬૦૫.

**ચારિત્ર્ય**

અકબર બાળપથી જ લશ્કરી છાવણીમાં ઊછર્યો હતો. તેણે દુ:ખો પણ વેઠયાં હતાં. નિશાન તાકવામાં એક્કો હતો. તે બહુ મહત્વાકાંક્ષી હતો, તેણે મોગલ સામ્રાજ્ય સ્થાપ્યું. તે નિરક્ષર હતો, છતાં વિદ્વાનોના સહવાસથી ઘણા વિષયોનું જ્ઞાન મેળવી શક્યો હતો, તેનામાં એક મહાન બાદશાહને શોભે તેવા ઊંચા ગુણો હતા. તેને અફીણનું વ્યસન હતું.

તેણે કરેલા ઉત્તમ સુધારા, રાજ્યવ્યવસ્થા, પ્રજાહિતની લાગણી, અને સદ્‌ગુણો જોતાં હિંદમાં થએલા મુસલમાન બાદશાહોમાં '**મહાન અકબર**'ની પદવી મેળવી શકયો હતો. આથી કેટલાક તેના સમયને '**સુવર્ણયુગ**' કહે છે, તે ખોટું નથી.

**રાજ્યનીતિ**

તેની રાજનીતિ ઉત્તમ હતી. મોગલ સામ્રાજ્ય વધારવા અને તેનું સર્વોપરીપણું સ્થાપવા માટે હિંદુ પ્રજાનો પ્રેમ મેળવવો જોઈએ એવું તે સમજ્યો હતો. આથી તે ઉદાર રાજનીતિ ગ્રહણ કરી સર્વે ધર્મો પ્રત્યે તટસ્થ રહેતો. હારેલા શત્રુ સાથે માનપૂર્વક વર્તતો. જાતિભેદ ગણ્યા સિવાય લાયક માણસોને મોટા હોદ્દા આપી રાજ્યના સ્થંભ બનાવતો. એ જ એની રાજ્યનીતિનાં મુખ્ય સૂત્રો હતાં.

લડાઈને: મેદાનમાં તે ઉત્તમ વ્યૂહરચના કરી જાણતો. તે જાતે સેનાપતિ થઈને જતો અને જરૂર પડયે સેનાપતિને સૂચના

**યુદ્ધનીતિ** આપી પાછો ફરતો. દૂરના સ્થળે પણ એકદમ જઈ ઓચિંતો છાપો મારતો અને દુશ્મનોના ગભરાટનો લાભ લેતો.

તે ઉત્તમ રાજ્યવ્યવસ્થા પણ કરી જાણતો. તેણે પોતાના રાજ્યના ૧૮ **પ્રાંત** પાડયા હતા. તે દરેક પ્રાંત પર એક **સુબો** નીમાતો. સુબા તરીકે અમીર ઉમરાવોને નીમવામાં આવતા. પ્રાંતના

**રાજ્યવહીવટ** વિભાગોને **જિલ્લો** કહેતા. જિલ્લાના નાના ભાગોને **પરગણાં** કહેતાં. લશ્કરનાં પણ દસ દસ હજારના સૈન્યના ઉપરીને **મનસબદાર** કહેતા. તે જગા પણ શાહજાદા કે રજપૂત કુંવરોને મળતી.

મુખ્ય ન્યાયાધીશને **મીરઆદિલ** કહેતા. તે અને કાજી મળી સઘળા કજીઆનો નિકાલ કરતા. કાજીઓ કાયદાનો આધાર બનાવતા અને મીર-આદિલ ફેંસલા આપતો.

તેની મહેસુલ પદ્ધતિ ઘણી ઉત્તમ હતી. રાજ્યની સઘળી જમીન મપાવી તેના વર્ગ પાડી ઉપજનો ⅓ ભાગ લેવાનો ઠરાવ્યો

**જમાબંધી** હતો. ઉપજનો ભાગ રોકડ લેવામાં આવતો. તેની મહેસુલી આવક સાડાસાત કરોડ રૂપિયા થતી. જમાબંધીનું આ કામ રાજા ટોડરમલ્લે કર્યું હતું. તેજ પદ્ધતિ બ્રિટિશ રાજ્યમાં પણ થોડે ઘણે અંશે આજે ચાલુ છે.

અકબરે લોકોપયોગી સુધારા કર્યા હતા. (૧) હિંદુ મુસલમાન આંતર લગ્નની પ્રથા તેણે પ્રથમ દાખલ કરી. (૨) વિધવા વિવાહની છૂટ આપી. (૩) સતી થવાનો ક્રૂર રિવાજને અટકાવવા બનતી કોશિષ

**સુધારા** કરી. (૪) બાળલગ્નની બંધી કરી; (૫) બીન ઇસ્લામીઓ પાસેથી લેવાતો જજીઆવેરો બંધ કર્યો. (૬) દરેકને પોતાનો ધર્મ પાળવાની છૂટ આપી. (૭) લશ્કરી અધિકારીઓને જાગીરને

બદલે રોકડ પગાર આપતો. (૮) યુદ્ધમાં પકડાયલા કેદીઓને ગુલામ બનાવવાનો અતિનિંદ્ય ચાલ તેણે બંધ કર્યો. (૯) જમીનની માપણી કરાવી ઉપજનો ૧/૩ ભાગ લેવાનું નક્કી કર્યું. (૧૦) ગૌવધ અટકાવી હિંદુઓનો પ્રેમ મેળવ્યો, (૧૧) ન્યાય ખાતામાં સુધારો કર્યો.

**નવો ધર્મ દીન-ઇ-ઈલાહી**

અકબર જાતે વિદ્વાન નહોતો. છતાં તેના દરબારમાં હિંદુ, મુસલમાન, જૈન, ખ્રિસ્તિ અને પારસી ધર્મના આચાર્યોને નોતરતો અને દરેક ધર્મનું રહસ્ય જાણતો. દર શુક્રવારે સાંજે દરેક ધર્મના આચાર્યો તેની સમક્ષ વાદવિવાદ કરતા. સઘળા ધર્મોનું સત્વ ખેંચી **દીન-ઈ-ઈલાહી** ( દૈવીધર્મ ) નામે નવો ધર્મ તેણે સ્થાપ્યો હતો. તેમાં સમજાવ્યું કે "ઇશ્વર એક જ છે. અકબર તેનો પ્રતિનિધિ છે." તેના મરણ પછી આ ધર્મનો લોપ થયો.

અકબરનું ચારિત્ર્ય, અને ઉત્તમ રાજ્યવહીવટ એ બધું તેનાં દરબારી રત્નોને આભારી છે. (૧) રાજા માનસિંહ (૨) ટોડરમલ (૩) રાજા બીરબલ (૪) રાજા ભગવાનદાસ (૫) અબુલ ફઝલ (૬) અબુલ ફૈઝી (૭) તાનસેન ગવૈયો (૮) જગન્નાથ પંડિત વગેરે અનેક રત્નો તેના દરબારમાં એકઠાં થયાં હતાં.

**રાજા માનસિંહ**

જયપુરના રાજા ભગવાનદાસનો માનસિંહ દત્તક પુત્ર હતો. તે મોગલ રાજ્યનો સેનાપતિ હતો. તેની મદદથી અકબરે કંદહાર, ગૂજરાત અને રજપુતાના જીત્યાં હતાં. માનસિંહ પોતાના જાતભાઈઓ સામે અકબરના પક્ષમાં રહી લડયો હતો, તેટલો જ તેણે જાતિદ્રોહ કર્યો હતો.

**ટોડરમલ**

ટોડરમલ જાતે ખત્રી હતો. પ્રથમ શેરશાહને ત્યાં નોકર હતો. તે સમયે તેણે મહેસુલી પદ્ધતિ રચી હતી. અકબરના સમયમાં તેનું માન અને હોદ્દો વધ્યાં. અકબર તેને લડાઈમાં સરદારી આપતો, જમાબંધીની રીત

અંગ્રેજી રાજ્યમાં પણ થોડે ઘણે અંશે ચાલુ છે.



રાજા ટોડરમલ

**બીરબલ** તેનું મૂળ નામ શિવદાસ હતું. તે જાતે બારોટ હતો, તેથી તેનામાં હાજરજવાબીપણું બુદ્ધિચાતુર્ય ઉત્તમ હતાં. બાદશાહ તેનું બુદ્ધિચાતુર્ય જોઈ ઘણો ખુશ થતો.

અબુલ ફઝલ સમર્થ વિદ્વાન હતો. તે અકબરનો મુખ્ય સલાહકાર અને મિત્ર હતો. તેણે **આઈની-અકબરી** નામે ગ્રંથ લખ્યો છે. તેમાં અકબરના રાજ્યવહીવટની હકીકત આપેલી છે, અકબરને નવો ધર્મ સ્થાપવામાં તેણે મદદ કરી હતી. સલીમે તેનું ખૂન કરાવ્યું. આ સમાચારથી અકબરને ઘણો શોક થયો હતો.



અબુલ ફઝલ

**ફૈઝી** અબુલ ફઝલનો ભાઈ હતો. **ફૈઝી** ફારસી અને સંસ્કૃત ભાષાનું તેને સારૂં જ્ઞાન હતું. દરેક ધર્મનાં ધર્મપુસ્તકોના ફારસીમાં તરજુમા કરી તે અકબરને વાંચી સંભળાવતો.

**તાનસેન** તાનસેન ઉત્તમ ગવૈયો હતો. ભગવાનદાસ તેનો મુખ્ય સરદાર અને સંબંધી હતો. તેના સમયમાં કાશીમાં મહા કવિ તુલસીદાસ થઈ ગયા. તેમણે હિંદીમાં તુલસીકૃત રામાયણ લખ્યું છે.

## પ્રશ્નો

૧. બહેરામખાન કોણ હતો ? તેણે અકબરને કઇ રીતે મદદ કરી હતી ? તેને અને અકબરને શા માટે અણબનાવ થયો ?
૨. અકબરને તેના રાજ્યની શરૂઆતમાં શી મુશ્કેલીઓ નડી?
૩. અકબરે પોતાના સામ્રાજ્યને દૃઢ કરવા કઇ જાતની રાજ્યનીતિ ગ્રહણ કરી?
૪. અકબરને કયા મહાપુરુષે હંફાવ્યો ? તેના તરફ અકબર કેવી રીતે વર્ત્યો?
૫. રાણા પ્રતાપ વિષે જે જાણતા હો તે લખો.
૬. દક્ષિણ જીતવામાં અકબરને કેવી સફળતા મળી ?
૭. અકબરને પોતાની જિંદગીમાં કઈ બાબતથી અસંતોષ હતો ? તે શા માટે ?
૮. અકબરના ગુણદોષનું વર્ણન કરો ?
૯. અકબરની રાજ્યનીતિ વિષે શું જાણો છો ? તેણે રાજ્યના વહીવટ માટે શી યોજના કરી હતી ?
૧૦. રાજા ટોડરમલ કોણ હતો ? તેણે હિંદુસ્તાનની શી સેવા બજાવી છે ?
૧૧. અકબરે રાજ્યમાં જે સુધારા કર્યા હતા તે ટુંકાણમાં કહી બતાવો.
૧૨. અકબરના નવા ધર્મ વિષે શું જાણો છો ? તે ધર્મ કેમ ચાલ્યો નહિ ?
૧૩. અકબરના રાજ્યરત્નો વિષે જે જાણતા હો તે લખો.



## ૫. મોજીલો જહાંગીર

### [ ઈ. સ. ૧૬૦૫ થી ૧૬૨૭ ]

**રાજ્યારોહણ**

અકબરના મરણ પછી તેનો પુત્ર સલીમ **જહાંગીર** એટલે 'દુનિયા જીતનાર' એવું નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેનો દારુડીઓ અને મોજીલો સ્વભાવ જાણી કેટલાક સરદારો અકબરના સમયમાં તેના મોટા પુત્ર ખુશરુને ગાદી આપવાના વિચારમાં હતા. છતાં અકબરે તેને રાજ્યનો હકદાર ઠરાવ્યો હતો, તે આપણે જાણીએ છીએ.



જહાંગીર

**ખુશરૂનો બળવો**

જહાંગીર ગાદીએ આવવાથી તેના પુત્ર ખુશરુને ગાદી મળી નહિ. તેથી તેણે પંજાબ જઈ બળવો કર્યો. જહાંગીરે બળવો સમાવી ખુશરુને કેદ પકડયો. ખુશરુની આંખો ફોડી કેદમાં નાખ્યો. કેટલાક સમય પછી તેના ભાઈ ખુર્રમે તેને મારી નાંખ્યો. ઈ. સ. ૧૬૨૧.

**નૂરજહાં**

જહાંગીરે **નૂરજહાં** નામે એક ઈરાની બાઈ સાથે લગ્ન કર્યું હતું, નૂરજહાંએ બેગમ થયા પછી બાદશાહ પર કાબુ મેળવ્યો, તેણે પોતાના બાપ તથા ભાઈ આસફ-ખાનને રાજ્યમાં મોટા હોદ્દા આપ્યા. જહાંગીર પણ તેની સલાહ મુજબ વર્તતો. રાજ્યનો સઘળો કારભાર નૂરજહાં ચલાવતી. તેણે શાહજાદા ખુર્રમને લશ્કર આપી મેવાડ જીતવા મોકલ્યો. પ્રતાપસિંહના મરણ પછી તેનો પુત્ર

અમરસિંહ રાજ્ય કરતો હતો. તેણે મેવાડને બચાવવા ઘણા પ્રયત્ન કર્યા. પણ મેવાડ સૈન્ય સામે ટકી શકાયું નહિ. આખરે રાણો શાહજાદા ખુર્રમને તાબે થયો. પણ મેવાડની કોઈ કન્યા બાદશાહી કુટુંબમાં આપવી નહિ અને મેવાડનો પાટવી કુંવર માત્ર મોગલ દરબારમાં નોકરી કરે એ શરતે રાણાએ જહાંગીરનું સર્વોપરીપણું સ્વીકાર્યું. ઇ. સ. ૧૬૧૪. મેવાડપતન કરનાર ખુર્રમનું માન વધ્યું અને તેને 'શાહ' નો ખિતાબ આપવામાં આવ્યો.

**મેવાડ ઉપર ચડાઈ**

અહમદનગર મોગલોના તાબામાં હતું. તે ત્યાંના **મલીકંબર** નામે એક સરદારે જીતી લીધું અને ઔરંગાબાદ નામે નવું શહેર વસાવી ત્યાં પોતાનો અમલ જમાવ્યો. આથી જહાંગીરે શાહજાદા ખુર્રમને દક્ષિણમાં મોકલ્યો. તેણે મલીકંબરને બે વખત હરાવી અહમદનગર પાછું મેળવ્યું. ઈ. સ. ૧૬૧૭.

**મલીકંબરનો બળવો**

જહાંગીરને ખુશરુ, ખુર્રમ, શહેરીઆર અને પરવીઝ એમ ચાર પુત્ર હતા. ખુશરુ મરણ પામ્યો હતો. રાજ્યનો હકદાર ખુર્રમ હતો. નૂરજહાંએ પોતાના આગલા ધણીની દીકરી શહેરીઆર સાથે પરણાવી હતી. તેથી પોતાનો જમાઈ શહેરીઆર ગાદી પર આવે એવાં કાવતરાં નૂરજહાં રચવા લાગી. નૂરજહાંના ભાઈ **આસફખાને** પોતાની દીકરી ખુર્રમ સાથે પરણાવી હતી, તેથી આસફખાન ખુર્રમના પક્ષમાં હતો. નૂરજહાંએ ખુર્રમને દૂર ખસેડવા કંદહાર પર ચડાઈ લઈ જવાનો બાદશાહ પાસે હુકમ કરાવ્યો. નૂરજહાંના દાવપેચ ખુર્રમ સમજી ગયો. તેથી તેણે હુકમનો અમલ કર્યો નહિ. આથી ખુર્રમની જાગીર જપ્ત કરવામાં આવી. એટલે ખુર્રમે બળવો કર્યો. નૂરજહાંએ સેનાપતિ મહોબતખાનને મોકલી બળવો સમાવ્યો, ખુર્રમ તાબે થયો. તેને જહાંગીરે માફી આપી.

**ખુર્રમનો બળવો**

મહોબતખાન એક બહાદુર સરદાર હતો. ખુર્રમને હરાવ્યા પછી મહોબતખાનની સત્તા વધી. નૂરજહાંએ તેની સત્તા તોડી

**મહોબતખાનનો બળવો** પાડવાની યુક્તિ રચી તેના પર સરકારી નાણું ઉચાપત કરવાનું આળ મૂકી તેનો ખુલાસો કરવા પાદશાહ પાસે હાજર થવા હુકમ કર્યો. મહોબતખાન તે પ્રપંચ જાણી ગયો હતો, તેથી ૫૦૦૦ વફાદાર રજપુતોને સાથે લઈ બાદશાહને મળવા ચાલ્યો. જહાંગીર અને નૂરજહાં કાશ્મીર તરફ જતાં હતાં, ત્યાં યુક્તિથી બંનેને કેદ કર્યા. નૂરજહાંએ અનેક ટૂકડીઓ કરી બાદશાહને છોડાવ્યો. આથી મહોબતખાન ભયનો માર્યો દક્ષિણમાં જઈ શાહજાદા ખુર્‌રમના પક્ષમાં ભળી ગયો. ઈ. સ. ૧૬૨૭.

**મરણ** ગરમીના દિવસો તે કાશ્મીરમાં જ ગાળતો ત્યાંથી પાછા ફરતાં લાહોર મુકામે મરણ પામ્યો. ઈ. સ. ૧૬૨૭, તેની કબર લાહોરમાં છે.

**ગુણદોષ** જહાંગીરે પોતાની આત્મકથા લખી છે. તે વાંચતાં આપણુને તે મોજીલો, વ્યસની અને ભોગવિલાસમાં મશગુલ રહેનારો લાગે છે. તે છતાં તે ઘણો બળવાન, ઉદાર દીલનો, ન્યાયી હતો. તેના સારા ગુણો દારૂના બુરા વ્યસનમાં ઢંકાઈ ગયા. પોતે ન્યાયી છે તેવું બતાવવા તથા સર્વ પ્રજાને સાચો ઈન્સાફ મળે તે માટે તેણે પોતાના મહેલમાં એક ઘંટ રાખ્યો હતો. આ ઘંટને ૬૦ ફૂટ સોનાની સાંકળ બાંધી હતી. સાંકળ ખેંચી ઘંટ વગાડી ન્યાય મેળવવાની સર્વને છૂટ હતી. નૂરજહાંના સમાગમ પછી તે કાંઈક સુધર્યો હતો.

**અંગ્રેજ એલચીઓ** હિંદમાં વેપાર કરવા સારૂ કેટલાક પરદેશી વેપારીઓ પંદરમી સદીમાં આવ્યા હતા. તેમાં પોર્ટુગીઝ, ફ્રેન્ચ, વલંદા અને અંગ્રેજો મુખ્ય હતા. અગ્રેજો ઈંગ્લાંડના રહેવાશી હતા. ત્યાંના રાજા જેમ્સે જહાંગીરના દરબારમાં **વિલિયમ હૉકીન્સ** નામે પ્રથમ એલચી મોકલ્યો હતો. ઈ. સ. ૧૬૦૮. જહાંગીરે અંગ્રેજોને વેપાર કરવાની પરવાનગી આપી હતી. ત્યારબાદ જેમ્સ

રાજાના બીજા એલચી તરીકે **સર ટૉમસ રો** આવ્યો હતો. અંગ્રેજ વેપારીઓને વધારે હકો મળે તે માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ ધારેલી ફત્તેહ મળી નહિ. તેણે જહાંગીરના દરબારનું વર્ણન લખ્યું છે. જહાંગીર સાથે તેને સારો મેળ હતો પણ નૂરજહાંના કારભારમાં તેનું કાંઈ વળ્યું નહિ. છતાં બાદશાહ પાસેથી સુરતના સુબા ઉપર એક ફરમાન મેળવ્યું હતું.



સર ટૉમસ રો

## ૬. નૂરજહાં

અકબરના સમયમાં મીરઝા ગ્યાસુદ્દીન નામે ઈરાની વેપારી દુઃખનો **પૂર્વજીવન** માર્યો હિંદમાં આવ્યો અને અકબરના દરબારમાં નોકરીએ રહ્યો. ઈરાનથી આવતાં રસ્તામાં નૂરજહાંનો જન્મ થયો. તેનું મૂળ નામ **મહેર-ઉન્-નિસા** હતું. જેમ જેમ તે મોટી થતી ગઈ તેમ તેમ તેનું રૂપ વધતું ગયું. તેની મા સાથે તે અકબરના જનાનખાનામાં જતી આવતી, ત્યાં સલીમના જોવામાં આવી.



નૂરજહાં

સલીમ તેના પર મોહિત થયો અને તેની સાથે લગ્ન કરવાની ઈચ્છા કરી. પણ તે વાત અકબરને ગમી નહિ. તેથી તેણે **શેર અફઘાન** નામના એક સરદાર સાથે તેને પરણાવી દીધી અને બંગાળામાં જાગીર આપી ત્યાં બંનેને મોકલાવી દીધાં.

**જહાંગીર સાથે લગ્ન**

અકબરના મરણ પછી જહાંગીર ગાદીએ બેઠો. તે નૂરજહાંને હજી ભૂલી ગયો નહોતો. તેથી તેને પાછી મેળવવા પ્રયત્ન કર્યો. છેવટે તેણે શેર અફઘાનનું ખૂન કરાવી મહેર-ઉન્-નિસાને દિલ્હી આણી. પોતાના ધણીનું ખૂન કરાવનાર જહાંગીર સાથે પાંચ વરસ સુધી તેણે કોઇપણ પ્રકારનો સંબંધ રાખ્યો નહિ. છેવટે કંટાળી તેણે જહાંગીર સાથે લગ્ન કરવા હા પાડી. બંનેના લગ્ન ઘણી ધામધુમથી થયાં. ઇ. સ. ૧૬૧૦. આ સમયે નૂરજહાંની ઉમર ૪૫ વરસની હતી, છતાં તેનું સૌન્દર્ય ઓછું થયું ન હતું તેથી તેનું નામ બદલીને નૂરજહાં એટલે દુનિયાનું તેજ રાખવામાં આવ્યું.

**રાજ્યકારભાર**

નૂરજહાં કાવાદાવામાં નિપુણ હતી. લગ્ન પછી બાદશાહ ઉપર કાબુ રાખતી હતી. રાજ્યકાર્યમાં તેની ચતુરાઈ જોઈ જહાંગીરે તેને પૂર્ણ સત્તા આપી હતી. તે ઘણીવાર બાદશાહની સાથે ગાદીએ બેસતી. તે બાદશાહના નામના હુકમો છોડતી. તેમજ સિક્કાઓ પર બન્નેની છાપ પાડવામાં આવતી. તે રાજ્યના હકદારોની ખટપટમાં પડી હતી. જહાંગીરના મરણ પછી તેની સર્વ ખટપટો અને સત્તા નાશ પામ્યાં.

તેને વાર્ષિક ૨૫ લાખનું વર્ષાસન મળતું, તે લઈને લાહોરમાં રહેતી. ત્યાં પોતાનો વખત બંદગી કરવામાં અને ગરીબોને ખેરાત કરવામાં ગાળતી. તે ઇ. સ. ૧૬૪૫માં મરણ પામી. તેના શબને લાહોરમાં જહાંગીરની કબરમાં દફનાવવામાં આવ્યું હતું.

## પ્રશ્નો

૧. મલીકંબર, મહોબતખાં અને નૂરજહાં વિષે શું જાણો છો ?
૨. નૂરજહાંની જહાંગીર પર કેવી સત્તા હતી, અને તેનાં શાં શાં પરિણામ આવ્યાં ?
૩. ખુશરુ અને શાહજહાંએ શા માટે બળવો કર્યો હતો ?
૪. સર ટોમસ રો કોણ હતો અને હિંદમાં શા માટે આવ્યો હતો ?



# ૭ શાહજહાં

## [ ઇ. સ. ૧૬૨૭થી ૧૬૫૮ ]

**રાજ્યારોહણ**

જહાંગીરના મરણ પછી રાજ્યનો ખરો હકદાર ખુશરુનો પુત્ર **દાવરબક્ષ** હતો. જહાંગીરને બે પુત્રો હયાત હતા. તેમાંનો ખુર્‌રમ દક્ષિણમાં હતો. પણ તે લાયકાત વગરનો હોવાથી ગાદીએ બેસી શકયો નહિ. જહાંગીરના મરણના સમાચાર સાંભળી ખુર્‌રમ દિલ્હી આવી પહોંચ્યો અને પોતાના સસરા આસફ્ખાન તથા મહોબતખાનની મદદથી સઘળા કુટુંબીઓનો નાશ કરાવ્યો. દાવરબક્ષ ઇરાન નાસી છૂટયો તેથી બચી ગયો. એ રીતે નિર્ભય થઈ શાહજહાં નામ ધારણ કરી તે ગાદી પર બેઠો.



**શાહજહાં**

**ખાનજહાં લોદીનો બળવો**

ખાનજહાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા ઇચ્છતો હતો. તેથી દક્ષિણમાં જઈ અહમદનગરના સુલતાનની મદદ મેળવી તેણે બળવો કર્યો. આથી શાહજહાં લશ્કર લઈ દક્ષિણમાં ગયો. ખાનજહાં બહાદુરીથી લડતાં મરણ પામ્યો.

**દક્ષિણ હિંદપર ચઢાઈ**

અહમદનગરના સરદારે ખાનજહાંને મદદ કરી હતી, આથી શાહજહાંએ અહમદનગર જીતી મોગલ રાજ્યમાં જોડી દીધું. ઇ. સ. ૧૬૩૭. અને ત્યાં શાહજાદા ઔરંગઝેબને સુબો નીમ્યો. પાસે આવેલા બીજાપુર અને

ગોવળકોંડાના સુલતાનોએ અહમદનગરનો કેટલોક ભાગ જીતી કબજે કર્યો હતો. તેથી તેમને હરાવવા મોટું લશ્કર મોકલ્યું. એટલે બન્નેએ ખંડણી આપવાનું કબૂલ કર્યું. ઇ. સ. ૧૬૩૭.

**કંદહાર ગુમાવ્યું** કંદહારને ઇરાની લશ્કરે જીતી લીધું; ઇરાન અને હિંદુસ્તાન વચ્ચેના રાજમાર્ગ પર કંદહાર આવેલું હતું. વેપાર દ્રષ્ટિએ **તે હિંદનો દરવાજો** ગણાતું. તેને પાછું મેળવવા પ્રયત્ન કર્યો. પણ નિષ્ફળતા મળી. ઇ. સ. ૧૬૫૩.

**પોર્ટુગીઝોનો નાશ** યૂરોપથી આવેલા પોર્ટુગીઝો હિંદમાં વેપાર કરી પુષ્કળ કમાણી કરતા હતા. તેઓ હિંદની પ્રજાને જોર જુલમથી ખ્રિસ્તિ બનાવતા અને ગુલામો કરી વેચતા. શાહજહાં જહાંગીરના સમયમાં બળવો કરી બંગાળામાં નાસી ગયો હતો તે વખતે પોર્ટુગીઝોએ તેને કાંઈ મદદ કરી નહોતી. આ અત્યાચારોથી ક્રોધે ભરાઈ બાદશાહી ફોજે હુગલી કબજે કર્યું, તેથી પોર્ટુગીઝો ત્યાંથી નાસી ગયા.

**સત્તાસીઓ દુકાળ** આપણા લોકો જેને સત્તાસીઓ કાળ કહે છે તે ભયંકર દુકાળ સંવત ૧૬૮૭ એટલે ઇ. સ. ૧૬૩૧માં ગૂજરાતમાં પડયો હતો. તે વરસે વરસાદ નહિ વરસવાથી ઢોર અને લોકોનો નાશ થયો. તે સમયે બાદશાહે કેટલીક મદદ આપી હતી.

**રાજ્યની આબાદી** શાહજહાંના સમયમાં દક્ષિણની લડાઈઓ સિવાય આખા રાજ્યમાં શાંતિ હતી. અકબરની મહેસુલી પદ્ધતિને લીધે રાજ્યની તીજોરી નાણાંથી ભરપૂર હતી, તેમજ લોકો પણ આબાદ હતા. ખેતીનો પાક સારો થતો, ચોર લૂંટારાનો ભય ન હતો તેથી વેપાર સારો ચાલતો.

શાહજહાંને મકાનો બાંધવાનો અનહદ શોખ હતો. તેથી શાહજહાં

મહેલો બાંધનાર તરીકે જાણીતો છે. ગૂજરાતમાં **શાહજહાંનો શોખ** સુબો હતો ત્યારે અમદાવાદમાં બંધાવેલો **શાહી-બાગનો મહેલ** હજુ હયાત છે.



દિવાને ખાસ

તેણે નવું દિલ્હી વસાવી તેનું નામ **શાહજહાનાબાદ** રાખ્યું. તેમાં જુમા મસીદ, દિવાને આમ અને દિવાને ખાસ

**બાંધકામો**

બંધાવી પુષ્કળ નાણાં ખર્ચ્યાં. દિવાને ખાસ ભવ્ય વિલાસગૃહ હતું. તેની અંદર સોનેરી અક્ષરે લખ્યું છે કે "જો આ દુનિયા ઉપર ક્યાંયે સ્વર્ગ હોય તો તે અહીં છે". એવું સ્વર્ગ સમાન તે સુંદર હતું. આગ્રામાં તેણે જુમા મસીદ, મોતી મસીદ અને તાજમહાલ બંધાવ્યાં. સાડા છ કરોડ રૂપિઆ ખર્ચી **મયૂરાસન** બનાવ્યું હતું. આવા સિંહાસન પર ભાગ્યે જ બીજો કોઈ રાજા બેઠો હશે.

તેણે બંધાવેલી ઇમારતોમાં સૌથી પ્રખ્યાત ઇમારત તેની માનીતી બેગમ **મુમતાઝમહાલ**ની કબર છે. તે ઘણી રૂપાળી

**તાજમહાલ**

હતી. શાહજહાં તેને અત્યંત ચાહતો હતો. બેગમે મરતી વખતે બાદશાહ પાસેથી બીજી સ્ત્રી નહિ

પરણવાનું તથા પોતાનું નામ અમર રહે તેવું સુંદર બાંધકામ કરવાનું વચન લીધું હતું. પોતાની વહાલી બેગમની છેવટની માગણી મુજબ તેણે આગ્રામાં તેની કબર પર સુંદર રોજો બંધાવ્યો. તે **તાજમહાલને** નામે મશહુર છે. તાજમહાલ જમના નદીને કિનારે આવેલો છે. તે સફેદ આરસનો બાંધેલો છે. તેના બાંધકામ માટે દરરોજ ૨૦૦૦૦ માણસ કામે લગાડ્યાં હતાં. તો પણ બંધાઈ રહેતાં ૨૨ વરસ લાગ્યાં હતાં. આજે પણ દુનિયાની સૌથી સુંદર ઇમારતોમાં તેની ગણત્રી થાય છે.



**મુમતાઝ બેગમ**

"શરદ પુનમની રાત્રે તાજને જોવો એ ભાગ્યમાં હોય તો જ બને" એ ખરેખર સાચું છે.

**શાહજહાંના પુત્રો**

શાહજહાંને **દારા, સુજા, ઔરંગઝેબ** અને **મુરાદ** એ ચાર પુત્રો હતા. દારાને ઇસ્લામ ધર્મ પર શ્રદ્ધા હતી. તે ગાદીનો હકદાર હોવાથી પાદશાહની પાસે રહેતો. સુજા બંગાળાનો, મુરાદ ગૂજરાતનો અને ઔરંગઝેબ દક્ષિણનો સુબો હતો.

**ગાદી મેળવવા પુત્રોનાં બંડ.**

ઈ. સ. ૧૬૫૭માં શાહજહાં ભયંકર માંદગીમાં પડયો. તે સમાચાર જાણી ચારે પુત્રોએ ગાદી મેળવવા પ્રયત્ન કર્યા. ઔરંગઝેબ દક્ષિણમાં હતો. ત્યાં બીજાપૂરના પાદશાહ સાથે વિગ્રહ ચાલતો હતો. તે બંધ રાખી દિલ્હી આવવા નિકળ્યો. ઔરંગઝેબ શૂરવીર પણ કપટી હતો. તેણે મુરાદને જણાવ્યું કે "હું તો ફક્ત શાંત જીવન ગાળવા ઇચ્છું છું, પણ જો તારે ગાદીની ઇચ્છા હોય તો હું તને મદદ કરીશ. એ પ્રમાણે કહેવરાવી મુરાદને ભોળવી પોતાના પક્ષમાં લીધો અને બન્નેનાં લશ્કર એકઠાં થઇ દિલ્હી તરફ ચાલ્યાં.

દરમિયાન સુજાએ પણ પોતાને બાદશાહ તરીકે જાહેર કરી બંગાળાથી દિલ્હી તરફ આવવા નીકળ્યો. તેની સામે દારાએ પોતાના પુત્ર સુલેમાન તથા રાજા જયસિંહને મોકલ્યા. તેમણે બનારસ પાસે સુજાના લશ્કરને હરાવ્યું. સુજા બંગાળા તરફ નાસી ગયો. પાછળથી ઔરંગઝેબે તેને મારી નંખાવ્યો હતો.

દારાએ જસવંતસિંહને બીજું સૈન્ય આપી મુરાદ પર હુમલો કરવા મોકલ્યો. તે પહોંચે તે પહેલાં મુરાદ અને ઔરંગઝેબના લશ્કરો એકઠાં મળ્યાં હતાં. તેમણે જસવંતસિંહને હરાવ્યો. છેવટે દારા પોતે લશ્કર લઈ લડવા નીકળ્યો. આગ્રા પાસે લડાઈ થઈ તેમાં દારા હાર્યો અને નાઠો.

એ રીતે ઔરંગઝેબ અને મુરાદ વિજય મેળવી આગ્રામાં પેઠા. ત્યાં જઈ શાહજહાંને કેદ કર્યો. પછી ઔરંગઝેબે જીતની ખુશાલીમાં મુરાદને મીજબાની આપવા તેડાવ્યો. તેને ખૂબ દારૂ પાઇ બેભાન બનાવી ગ્વાલિયરના કિલ્લામાં કેદ કર્યો. ત્યાં થોડાં વરસ પછી તેને મારી નાંખવામાં આવ્યો.

મુરાદને કેદ કર્યા પછી ઔરંગઝેબ દારાની પાછળ પડયો. દારા ઈરાન તરફ નાસતાં પકડાયો. તેને દિલ્હી લાવી તેને તથા તેના પુત્રને ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યા. ઇ. સ. ૧૬૫૯.

પિતાને કેદ કરી, ભાઈઓનાં ખૂન કરી ઔરંગઝેબે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. ઈ. સ. ૧૬૫૮.

**રાજ્યવ્યવસ્થા**

શાહજહાંની રાજ્યવ્યવસ્થા ઘણી ઉત્તમ હતી. તેના વઝીરોમાં આસફખાન અને સાદુલ્લાખાન ઘણા બાહોશ હતા. મુર્શિદકુલીખાને ટોડરમલ જેવી જમાબંધી દક્ષિણમાં દાખલ કરી હતી. આથી તેનો ખજાનો તર થયો. તેના સમયમાં શાંતિ અને સંપૂર્ણ આબાદી હતી આથી તેના સમયને આબાદીનો સમય કહે છે. મોગલ સલ્તનત તેના વખતમાં પૂર્ણ કળાએ પહોંચી હતી.

શાહજહાં બહાદુર, ન્યાયી અને ભલો હતો; પણ લોભી અને
ઘાતકી હતો. તે ધર્મની બાબતમાં ચુસ્ત મુસલમાન હતો,
**ગુણદોષ** તેણે ઘણાં મંદિરો તોડાવી હિંદુઓની લાગણી દુખાવી હતી.
છતાં એકંદરે તેણે પ્રજાપ્રેમ સારો મેળવ્યો હતો. જિંદગીનાં
બાકીનાં આઠ વરસ તેણે આગ્રાના મહેલમાં કેદી તરીકે ગાળ્યાં હતાં. તેના
મરણ પછી તેના શબને તાજમહાલમાં જ દફનાવવામાં આવ્યું હતું.
ઈ. સ. ૧૬૬૬.

## પ્રશ્નો.

૧. શાહજહાંએ કેવી રીતે રાજ્ય મેળવ્યું ?
૨. શાહજહાંના સમયમાં હિંદ કેવું હતું ?
૩. શાહજહાંને મહેલો બાંધનાર, કહે છે. તેનું શું કારણ ?
૪. શાહજહાંના પુત્રોએ ગાદી મેળવવા માટે કરેલા વિગ્રહનું વર્ણન કરો.
૫. મુમતાઝમહાલ, ખાનજહાં લોદી, તાજમહાલ અને પોર્ટુગીઝો વિષે શું જાણો છો ?



## ૮. ઔરંગઝેબ.

[ ઇ. સ. ૧૬૫૮ થી ૧૭૦૭. ]

**રાજ્યારોહણ** ઔરંગઝેબ પોતાના બાપને કપટથી કેદ કરી, ભાઈઓનો નાશ કરી **આલમગીર** નામ ધારણ કરી ગાદીએ બેઠો. ઇ. સ. ૧૬૫૮.

**ઔરંગઝેબની ઇચ્છા** અગાઉ થઈ ગએલા બધા મોગલ બાદશાહો કરતાં તેનું ધ્યેય જુદા જ પ્રકારનું હતું. (૧) અકબરની ચાલતી રાજ્યનીતિમાં ફેરફાર કરવો, (૨) ઇસ્લામનો પ્રચાર કરવો, (૩) દક્ષિણ હિંદ જીતવું. છતાં તેને સફળતા મળી નહીં. તેણે હિંદુઓ પર પ્રથમ જજીઆવેરો નાખ્યો તથા હિંદુધર્મનાં દેવાલયોનો નાશ કરાવ્યો. મૂર્તિઓ ભાંગી દેવળોને અપવિત્ર બનાવ્યાં. કાશી વિશ્વનાથનું મંદિર તેણે જાતે તોડ્યું અને ત્યાં મસ્જીદ બંધાવી. આથી કેટલાક હિંદુઓ વિનંતિ કરવા



ઔરંગઝેબ

**હિંદુ પ્રજા પ્રત્યે શત્રુતા** ગયા ત્યારે તેમના પર હાથીઓ ચલાવી કચરાવી નાખ્યા. મેવાડના રજપુત શિરોમણી રાજા રાજસિંહે સમસ્ત હિંદુઓ તરફથી એક વિનંતિ પત્ર લખ્યો. તેનો પણ તેણે તિરસ્કાર કર્યો. આ વર્તનથી સમસ્ત હિંદુપ્રજા કમકમી ઉઠી. મોગલાઈની પડતીનું પ્રથમ પગથિયું આ તેણે રચ્યું.



ઔરંગઝેબની મસ્જીદ–બનારસ

**રજપુતો પ્રત્યે શત્રુતા**

મોટા હોદ્દા ઉપર રજપુતો હતા. તેમને ખસેડી ઔરંગઝેબે મુસલમાનો નીમ્યા. વળી જોધપુરનો રાજા જસવંતસિંહ કાબુલમાં મરણ પામ્યો. તેથી જોધપુરનું રાજ્ય ખાલસા કરી તેના બાળકુંવરને પકડાવી મુસલમાન બનાવવાનો પ્રયાસ કર્યો. આથી રજપુત રાજાઓ વિરુદ્ધ ગયા. બાળકુંવર અજીતસિંહનું રક્ષણ રાઠોડ સેનાપતિ દૂર્ગાદાસે કર્યું, તેમાં ઘણા રજપુતોએ સહાય કરી. ઔરંગઝેબ રજપુતો સામે લડવા નીકળ્યો. પ્રચંડ મોગલ સૈન્ય સામે મુઠ્ઠીભર રજપુતોએ ખુલ્લા મેદાનમાં લડી પાદશાહને

ચકવ્યો. ઔરંગઝેબના પુત્રને દિલ્હીની ગાદી આપવાનું વચન આપી રજપુતોએ તેને પોતાના પક્ષમાં લીધો. આખરે થાકીને રજપુતો સાથે તેણે સુલેહ કરી. ઈ. સ. ૧૬૮૧. છતાં રજપુતોનાં દીલ શાંત થયાં નહિ.



**ગુરુ નાનક**

મોગલ બાદશાહ બાબરના સમયમાં ગુરુ નાનકે હિંદુ મુસલમાન સિદ્ધાંતોની એકતા કરી નવો પંથ ચલાવ્યો હતો. તે પંથના લોકો **શીખ** કહેવાતા. ઔરંગઝેબના જુલ્મી અમલથી શીખ લોકોએ બળવો કર્યો. તેમના ગુરુ તેજબહાદુરને ઘણી ઘાતકી રીતે મારવાથી ઔરંગઝેબને તે કોમ સાથે કાયમનું વેર બંધાયું અને ઔરંગઝેબે મહા મુશ્કેલીએ તે બળવો સમાવ્યો.

**દક્ષિણ હિંદની સ્થિતિ**

આ સમયે બ્રાહ્મણી રાજ્યો પૈકી, ગોવળકોંડા અને બીજાપુર એ બે રાજ્યો સ્વતંત્ર રહ્યાં હતાં. એક નવું મરાઠી હિંદુ રાજ્ય સ્થપાયું હતું. એ રીતે દક્ષિણમાં ઔરંગઝેબને ત્રણ દુશ્મનો સામે લડવાનું હતું.

**મરાઠાનો**

નવા હિંદુ રાજ્યનો સ્થાપનાર શિવાજી હતો. ઔરંગઝેબની ધર્માંધ-નીતિના પરિણામે હિંદુ ધર્મના રક્ષણ માટે મહારાષ્ટ્રના માવલી લોકોનું બળવાન લશ્કર એકઠું કરી મોગલોના તાબાનો કિલ્લો કબજે

**ઉદય** કર્યો. ઔરંગઝેબે શિવાજીને પકડવા પોતાના મામા સાઇસ્તખાનને મોકલ્યો, પણ તે હારીને પાછો આવ્યો. છેવટે જયસિંહને દક્ષિણમાં મોકલ્યો. તેણે શિવાજીને સુલેહને બહાને મોગલ દરબારમાં મોકલ્યો. પણ ઔરંગઝેબે દિલ્હી દરબારમાં તેનું અપમાન કરી તેને તથા તેના પુત્ર શંભાજીને કેદ કર્યા. ત્યાંથી બાપદીકરો મિઠાઈના ટોપલામાં બેસી છટકી ગયા. દક્ષિણમાં જઈ ઔરંગઝેબને હંફાવવા દક્ષિણનો ઘણો મુલક જીતી એક મજબુત રાજ્ય સ્થાપ્યું અને રાયગઢના કિલ્લામાં શિવાજી ગાદીએ બેઠો. ઈ. સ. ૧૬૭૪.

**મરાઠી રાજ્યની સ્થાપના**



શિવાજી

**ઔરંગઝેબ દક્ષિણ તરફ**

દક્ષિણમાં મરાઠાની સત્તા વધતી હતી અને પોતાના સરદારો કંઈ કરી શક્યા નહિ. તેથી ઔરંગઝેબે જાતે દક્ષિણમાં જવાનો નિશ્ચય કર્યો. આ સમયે શિવાજી મરણ પામ્યો હતો અને તેનો પુત્ર શંભાજી ગાદી પર હતો.



સાઇસ્તખાન

પુરપર પ્રથમ ચડાઈ કરી અને બીજાપુરને ઘેરો ઘાલ્યો. પંદર માસના સખત ઘેરા પછી બીજાપુર જીતી ખાલસા કર્યું. પછી તેણે ગોવળકોંડા જીતી ખાલસા કર્યું ઈ. સ. ૧૬૮૬.

**બીજાપુર અને ગોવળકોંડા જીત્યાં.**



**મરાઠાઓ સાથે લડાઈ**

એ રીતે દક્ષિણનાં મુસલમાની રાજ્યોનો નાશ કરી ઔરંગઝેબે મરાઠાઓ સાથે લડાઇ આરંભી. મરાઠી રાજા શંભાજી દારુનો વ્યસની હતો. તે એક સમયે દારુના ઘેનમાં પડયો હતો ત્યારે એક મોગલ સરદારે તેને પકડી લીધો અને ઔરંગઝેબની પાસે મોકલ્યો. ત્યાં ઔરંગઝેબે તેનો શિરચ્છેદ કરાવ્યો. ઈ. સ. ૧૬૮૯. આ બનાવ બન્યા છતાં મરાઠાઓ નરમ પડયા નહિ અને વધુ જોરમાં લડાઇ કરવા લાગ્યા. મરાઠાઓ સામે ઔરંગઝેબ ફાવ્યો નહિ. પરિણામે કંટાળીને વીસવીસ વરસની મહેનતપર પાણી ફેરવી મરાઠાઓને ચોથ ઉઘરાવવાનો હક્ક આપી તે અહમદનગર પાછો ફર્યો. તે થોડા સમય પછી અહમદનગરમાં મરણ પામ્યો. ઇ. સ. ૧૭૦૭.



શંભાજી

**ઔરંગઝેબના સમયનું હિંદ**

ઔરંગઝેબ મરાઠાઓ સાથેના યુદ્ધમાં નિષ્ફળ નીવડયો તેનાં કારણ તપાસીએ તો નીચે પ્રમાણે જણાય છે: (૧) મોગલ સૈન્ય વિશાળ હતું, તેથી તે ધીમી કૂચ કરી શકતું. (૨) વિશાળ સૈન્યને જોઇતી સાધનસામગ્રીઓની મરાઠાઓએ તાણ પાડી હતી. (૩) લશ્કરમાં નવી ભરતી બંધ થઈ હતી. તેથી મુખ્ય લશ્કર આળસુ અને સત્ત્વહીન બન્યું હતું. (૪) દક્ષિણનો પ્રદેશ ડુંગરાળ હતો તેમજ અજાણ્યો હતો, તેથી તેમાં લશ્કરની હીલચાલ ધીમી થતી. (૫) બાદશાહ સ્વભાવે વહેમી હોવાથી વારંવાર સેનાપતિઓ બદલતો. (૬) ઔરંગઝેબની મોટામાં મોટી ભૂલ એ હતી કે દક્ષિણનાં મુસલમાની રાજ્યોને પક્ષમાં લેવાને બદલે તેમનો નાશ કરી ખાલસા કર્યાં, જેથી તે રાજ્યોનું લશ્કર મરાઠાઓને મદદગાર બન્યું.

**મરાઠા સાથે નિષ્ફળતાનાં કારણો**

ઔરંગઝેબને વારસામાં વિશાળ સામ્રાજ્ય મળ્યું હતું. તેમાં તેણે દક્ષિણનાં બીજાપુર અને ગોવળકોંડા તથા પૂર્વમાં આસામ અને આરાકાન જીતી વધારો કર્યો હતો.

**રાજ્યવિસ્તાર**

તેથી તેના મરણ સમયે હિમાલયથી કાવેરી અને આસામથી સિંધુ સુધી રાજ્યનો વિસ્તાર હતો. ગાદીએ બેઠા પછી તેણે અકબરની ઉદાર રાજનીતિ તજી દઈ ધર્માંધ અને ખાસા નીતિનો અમલ કર્યો. પરિણામે મોગલ રાજ્ય વિસ્તાર પામ્યું પણ તેની પડતીનાં બીજ રોપાયાં.

**રાજ્યનીતિ**

તેનું જીવન સાદું અને પવિત્ર હતું. તે કુરાનની નકલો કરતો અને ટોપીઓ ભરતો. તેમાંથી મળેલા પૈસા ધર્મકાર્યમાં વાપરતો. તે કદી મદ્યપાન કરતો નહિ. ધર્માંધતા ત્થા વહેમી સ્વભાવથી પ્રજામાં, પુત્રોમાં અને સરદારોમાં અપ્રિય બન્યો હતો. તે ધીમે ધીમે ચોમેર શત્રુઓ પેદા કરતો ગયો. જેથી તેના મરણ પછી આખું સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું.

**ગુણદોષ**

હવે આપણે મહાન અકબર અને સામ્રાજ્યની પડતીનાં બીજ વાવનાર ઔરંગઝેબ બન્નેની સરખામણી કરીએ.

**અકબર અને ઔરંગઝેબની સરખામણી**

(૧) બાહોશી અને બહાદુરીમાં બન્ને સરખા હતા. (૨) અકબર ગાદીએ આવ્યો ત્યારે હિંદુ અને મુસલમાન શત્રુઓથી ઘેરાએલો હતો, તેમ નાનાં રાજ્યોનો માલિક હતો. ત્યારે ઔરંગઝેબને સંપૂર્ણ જાહોજલાલીવાળું વિશાળ રાજ્ય વારસામાં મળ્યું હતું. તેમને કોઈ દુશ્મન નહોતાં. (૩) અકબરે ઉદાર હૃદયથી અને વિશ્વાસુ સ્વભાવથી સઘળી પ્રજાનાં મન જીતી લીધાં, ત્યારે ઔરંગઝેબે કપટી અને વહેમી સ્વભાવથી સઘળાને દુશ્મન બનાવ્યા. (૫) અકબર બધા ધર્મ તરફ સમભાવ રાખતો અને રાજ્યના હોદ્દા આપવામાં ભેદભાવ રાખતો નહિ. ત્યારે ઔરંગઝેબ ચુસ્ત મુસલમાન હતો, તેથી હિંદુઓ ઉપર જુલમ કરતો અને હિંદુઓને નોકરીમાંથી દૂર કરતો. (૫) અકબરે ઉદાર રાજનીતિથી મોગલ રાજ્ય દૃઢ

ફરી હિંદમાં સર્વોપરી બનાવ્યું. ત્યારે ઔરંગઝેબે ધર્માંધ અને ખાલસા રાજનીતિથી પોતાના સામ્રાજ્યના નાશનાં બીજ રોપ્યાં.

## પ્રશ્નો

૧. ઔરંગઝેબે રાજ્ય મેળવવા માટે કેવાં કામો કર્યાં ?
૨. ઔરંગઝેબે રજપુતો પ્રત્યે કેવું વર્તન રાખ્યું ? તેનું શું પરિણામ આવ્યું ?
૩. ઔરંગઝેબને કયા મહાપુરુષે હંફાવ્યો ? તેના જીવન વિષે જે જાણુતા હો તે લખો.
૪. ઔરંગઝેબ મરાઠાઓ સાથે કેમ ફાવ્યો નહિ તેનાં કારણો લખો.
૫. ઔરંગઝેબની રાજ્યનીતિ તમે કેવી ગણો છો ?
૬. ઔરંગઝેબના ગુણદોષનું વર્ણન કરો.
૭. અકબર અને ઔરંગઝેબની સરખામણી કરો.

---

## ૯ બહાદુરશાહ

[ ઈ. સ. ૧૭૦૭ થી ૧૭૧૨ ]

ઔરંગઝેબના મરણ પછી મોટો પુત્ર **મોઆઝીમ** બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો, ઈ. સ. ૧૭૦૭.

**શીખોનો બળવો** તેણે રજપુતોનો પ્રેમ સંપાદન કરવા પ્રથમ જજીઆવેરો કાઢી નાખ્યો, અને મેવાડ તથા મારવાડની સ્વતંત્રતા કબૂલ રાખી. મરાઠા રાજા શંભાજીનો પુત્ર **શાહુ** કેદમાં હતો તેને છૂટો કરી મરાઠાઓનો પ્રેમ મેળવ્યો તથા તેમને દક્ષિણમાં ચોથ ઉઘરાવવાની છૂટ આપી. પંજાબમાં શીખોનું જોર વધ્યું હતું. તેમના નેતા **ગુરુબંદાની** સરદારી નીચે તેમણે મુગલાઈ સામે બળવો કર્યો. તેઓ મસીદો તોડતા. શહેરો લૂંટતા દિલ્હી આવવા નીકળ્યા. આખરે બહાદુરશાહ તેમની સામે ગયો, શીખો હાર્યા અને પહાડમાં ભરાઈ ગયા. ઈ. સ. ૧૭૧૨. ત્યાંથી ફરતાં લાહોર મુકામે તે મરણ પામ્યો. ઈ. સ. ૧૭૧૨.

[બહાદુરશાહ પછી તેનો પુત્ર **જહાંદારશાહ** પાદશાહ થયો. તે એશઆરામ અને મોજ મજાહ ભોગવતો. આથી રાજ્યમાં અંધાધુંધી

થઈ. તેથી **સૈયદભાઇઓએ** તેને મારી નાખી ફરૂખશીઅરને ગાદી આપી. ઈ. સ. ૧૭૧૩].

**ફરૂખશીઅર** માત્ર નામનો બાદશાહ હતો. સઘળી સત્તા તેને ગાદી અપાવનાર હુસેન **અબ્દુલ્લા** નામે સૈયદ ભાઈઓના હાથમાં હતી. બાદશાહ પણ તેમના હાથમાંથી છૂટવા ખટપટ કરવા લાગ્યો. તેથી તેને પદભ્રષ્ટ કરી નાંખવામાં આવ્યો. ઈ. સ. ૧૭૧૯.

આ સૈયદભાઇઓએ એક પછી એક બે છોકરાને ગાદીએ બેસાડયા. પણ તે મરણ પામ્યા. છેવટે બહાદુરશાહના પૌત્ર **મહમદશાહને** ગાદીપર બેસાડવામાં આવ્યો. ઈ. સ. ૧૭૧૯.

## ૧૦. મહમદશાહ

[ઈ. સ. ૧૭૧૯ થી ૧૭૪૮]

**સૈયદ ભાઈઓનો નાશ.**

સૈયદ ભાઈઓ બળવાન સત્તાધારી હતા. તે **બાદશાહ બનાવનાર** તરીકે ઓળખાતા. મોગલ રાજ્યમાં તેમના ઘણા દુશ્મનો હતા. મહમદશાહે સૈયદ હુસેનને દક્ષિણમાં નિઝામ પર ચડાઈ કરવા મોકલ્યો, ત્યાં તેનું ખૂન થયું. બીજા ભાઈ અબ્દુલ્લાનો બાદશાહે નાશ કરાવ્યો. તેમના નાશથી લોકો ઘણા ખુશી થયા.

**નીઝામના રાજ્યની સ્થાપના**

ઔરંગઝેબના રાજ્યમાં **કમરૂદ્દીનખાન** નામે એક મુત્સદ્દી હતો તેને **આસફજા** અથવા **નિઝામ-ઉલ્મુલ્કની** પદવી મળી હતી. તે મહમદશાહનો વઝીર હતો. મોગલ રાજ્યના સંરક્ષણ માટે તેણે તનતોડ પ્રયત્નો કર્યા, પણ મહમદશાહ મોજીલો હોવાથી તેના પ્રયત્નો સફળ થયા નહિ. તેથી તેણે દક્ષિણની સુબેદારી સ્વીકારી. ત્યાં જઈ તેણે પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને હૈદ્રાબાદમાં રાજધાની કરી. ઈ. સ. ૧૭૨૩. તે અત્યારે **નિઝામના રાજ્ય** તરીકે પ્રસિદ્ધ છે.



મહમદશાહ

આ સમયમાં ઘણા સુબાઓ સ્વતંત્ર થઈ જવાથી મોગલાઇ રાજ્ય તૂટી ગયું. અને તેની સત્તા માત્ર દિલ્હીની આસપાસમાં જ રહી હતી. તેમાં **નાદીરશાહની** સ્વારીએ સલ્તનતની છેક પડતી આણી.



**નાદીરશાહ**

નાદીરશાહ ઇરાનનો રાજા હતો. તેનું મૂળ નામ **અલીકુલીખાન** હતું. તે ગરીબ કુટુંબમાં જન્મ્યો હતો. તે ખોરાસાનમાં ઘેટાં ચારતો હતો. પણ લડાઈના કામમાં હોશિયાર હતો, તેથી ઇરાનના શાહને ત્યાં નોકર રહ્યો અને ઊંચા હોદ્દા પર ચડયો છેવટે ઇરાનની ગાદી પર બેઠો. ઈ. સ. ૧૭૩૬. તેણે અફઘાનિસ્તાન જીતી પોતાની સત્તા વધારી હતી. ત્યાંથી પંજાબ જીતી દિલ્હી પર ચડી આવ્યો. મહમદશાહ નાદીરશાહની સામો થયો. મોગલ લશ્કર **કરનાલ** પાસે હાર્યું. નાદીરશાહે દિલ્હી શહેરને આખો દિવસ લૂટયું, બાળ્યું અને લાખો માણસોની કતલ કરી. શહેરમાં લોહીની નીકો વહેવા લાગી. શહેરમાં ઠેકાણે ઠેકાણે મડદાંઓના ઢગલા થયા હતા. આ નિર્દય કૃત્ય અને શહેરની દુર્દશા જોઈ મહમદશાહ નાદીરશાહ પાસે કરગર્યો, અને કતલ બંધ કરવા વિનતિ કરી, ત્યારે જ નાદીરશાહે કતલ બંધ કરાવી. ત્યારપછી નાદીરશાહે રાજ્યનો તમામ ખજાનો, મયૂરાસન, રાજમુગટ અને કોહીનુર હીરો કબજે કરી ૨૦ થી ૩૦ કરોડની દોલત પોતાની સાથે લઈ ગયો.

**નાદીરશાહની સ્વારી–૧૭૩૯**

નાદીરશાહની સ્વારી પછી મહમદશાહ નવ વરસ સુધી દિલ્હીના તખ્ત પર રહ્યો અને પોતાની સત્તા જમાવવા પ્રયત્ન કર્યા પણ તે નિષ્ફળ ગયા. તેવામાં દુરાની લોકોનો નાયક **અહમદશાહ અબદલ્લી** નાદીરશાહનું ખૂન કરી ઇરાનનો બાદશાહ બન્યો

**અહમદ દુરાનીની સ્વારી**

હતો. તેણે હિંદ પર ચઢાઈ કરી. પણ શાહજાદા અહમદે સર હિંદ આગળ તેને પાછો કાઢયો. ઈ. સ. ૧૭૪૮. મોગલોની આ છેલ્લી જીત હતી. એ જ સાલમાં મહમદશાહ મરણ પામ્યો. ઈ. સ. ૧૭૪૮.

૧. ઔરંગઝેબ પછીના મુસલમાન બાદશાહો વિષે શું જાણો છો? તેમની સત્તા કેવી હતી? તે સત્તા કેમ નબળી પડી ગઈ?

૨. આ બાદશાહોના વખતમાં હિંદ પર કોણે કોણે સ્વારીઓ કરી? નાદીરશાહની સ્વારી વિષે જાણતા હો તે લખો.



[ મહમદશાહના મરણ પછી **અહમદશાહ** ગાદી પર આવ્યો. તેના સમયમાં **અહમદશાહ અબ્દલ્લીએ** બે વાર ચડાઈ કરી. તેને પંજાબ, મુલતાન અને સિંધ આપી સંતોષવો પડયો. ઉત્તરમાં **રોહીલા લોકોએ** બળવો કર્યો. તે મરાઠાની મદદ લઈ સમાવ્યો. તેના બદલામાં મરાઠાઓને બંગાળા તથા બિહારની ચોથ ઉઘરાવવાની સનંદ આપી. આ સમયે નિઝામના પુત્ર **ગાઝીઉદ્દીને** વઝીરાતની ખટપટમાં બાદશાહને આંધળો કરી પદભ્રષ્ટ કર્યો અને જહાંદારશાના પુત્રને બીજા **આલમગીર** તરીકે ગાદીએ બેસાડયો.

રોહીલા સરદારે અહમદશાહ અબ્દલ્લીને હિંદ પર ચડાઈ કરવા આમંત્રણ મોકલ્યું. અબ્દલ્લીએ ચોથીવાર હિંદમાં આવી દિલ્હી કબજે કર્યું. અને દિલ્હીની વ્યવસ્થા રોહીલા સરદારને સોંપી તે પાછો ગયો. ઇ.સ. ૧૭૫૭.

[ અબ્દલ્લી ગયા પછી ગાઝીઉદ્દીને મરાઠાઓની મદદથી દિલ્હી કબજે કર્યું. પાછળથી ગાઝીઉદ્દીનના પુત્રે આલમગીરનું ખૂન કરી **શાહઆલમને** ગાદીએ બેસાડયો. ઇ. સ. ૧૭૫૯.]

## ૧૧. શાહઆલમ

### (ઇ. સ. ૧૭૫૯થી ૧૮૦૬.)

શાહઆલમ પણ નામનો જ બાદશાહ હતો. તે સમયે મરાઠી સત્તા પૂર્ણ કળાએ પહોંચી હતી. મરાઠાઓએ અબ્દલ્લીના પુત્રને પંજાબમાંથી હાંકી

કાઢયો હતો. તેનું વેર લેવા તે પાંચમી વાર હિંદ પર ચડી આવ્યો. પાણીપતના મેદાનમાં મરાઠાઓની સખ્ત હાર થઈ. ઇ. સ. ૧૭૬૧. અને અહમદશાહે દિલ્હી લૂંટયું.

કેટલાક સરદારો શાહઆલમની સામે થયા. તેથી તે મરાઠાઓને શરણે ગયો. મરાઠાઓની મદદથી તે દિલ્હી આવ્યો. તેને ગુલામકાદરે આંધળો બનાવ્યો. મરાઠા અને અંગ્રેજોના યુદ્ધ પછી તે અંગ્રેજોના આશ્રય નીચે ગયો. ઇ. સ. ૧૮૦૩. તેને અંગ્રેજોએ પેન્શન આપી પાળ્યો. તે ઇ. સ. ૧૮૦૬માં મરણ પામ્યો. ત્યારથી મોગલાઈ સત્તાનો અંત આવ્યો.



શાહઆલમ

શાહઆલમ પછી મોગલવંશના ત્રણ બાદશાહો થયા. તે અંગ્રેજોનું પેન્શન ખાતા હતા. છેલ્લો બાદશાહ **બહાદુરશાહ જફર** હતો. ઇ. સ. ૧૮૫૭ના બળવામાં ભાગ લેવાનો વહેમ આવવાથી અંગ્રેજોએ તેને કેદ કરી રંગુન મોકલ્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૧માં મરણ પામ્યો. એ રીતે દિલ્હીની ગાદીએથી મોગલ વંશનો અંત આવ્યો. ઇ. સ. ૧૮૫૭.

## ૧૨ મોગલાઈ યુગની સમાલોચના

**મોગલાઈનો સુવર્ણ યુગ**

પાણીપતના મેદાનમાં લોદી વંશનો નાશ કરી બહાદૂર બાબરે મોગલવંશની સ્થાપના કરી. ઈ. સ. ૧૫૨૬. તેની પછી હુમાયુ ગાદી પર આવ્યો. તેણે ભૂલથી મોગલાઈ ગુમાવી ખરી, પણ દિલ્હીની ગાદી પાછી મેળવી. તેના પુત્ર મહાન અકબરે મોગલ રાજ્યને હિંદમાં સર્વોપરી બનાવ્યું. તેની પછીના જહાંગીર અને શાહજહાંના સમયમાં

હિંદુસ્તાન આબાદ થયો. તે સમય સુવર્ણયુગ તરીકે ગણાયો. ઔરંગઝેબે મોગલ સામ્રાજ્યની પડતીનાં બીજ રોપ્યાં.

**મોગલાઈની પડતી**

ઔરંગઝેબ પછીના બાદશાહો રાજ્ય સાચવી શકે તેવા નહોતા. તેથી સામ્રાજ્યના સુબાઓ સ્વતંત્ર થઈ બેઠા. તેમાં નાદીરશાહ અને અબ્દલ્લીની ચઢાઇઓએ મોગલ સલ્તનતને નામની બનાવી મૂકી.

**મોગલાઇનો અંત**

મહમદશાહ પછીના છેલ્લા બાદશાહો ફક્ત નામના જ હતા. તેઓ મરાઠા અને અંગ્રેજોના હાથમાં રમકડાં જેવા થઈ ગયા હતા. છેલ્લો બાદશાહ બહાદુરશાહ કેદી બની મરણ પામ્યો. પ્રથમના છ બાદશાહોના સમયમાં આપણો દેશ સમૃદ્ધિવાન અને વૈભવશાળી બન્યો. તેમજ આપણા લોકોને બીજા પરદેશી લોકોના સહવાસમાં આવવાનો સુયોગ મળ્યો. નાતજાતનાં બંધનો દઢ થયાં. ધંધાને અંગે ઘણી પેટા જાતો ઉત્પન્ન થઈ. હિંદુ મુસલમાનોનો ધાર્મિક વિરોધ કમી થઈ એકસંપી થઇ.

**હિંદની સંસ્કૃતિપર મોગલાઇની અસર**

**મોગલાઈમાં લોક સ્થિતિ**

મોગલોના ઉત્તમ રાજ્યવહીવટને લીધે પ્રજા એકંદરે સુખી હતી. વેપાર અને હુન્નરઉદ્યોગોને ઉત્તેજન મળ્યું. દેશમાં સુતરાઉ, રેશમી, અને ગરમ કાપડ તૈયાર થતું અને પરદેશ જતું. ઢાકાની મલમલ, કાશ્મીરની શાલો અને ગૂજરાતનો કિનખાબ છેક યૂરોપ સુધી વખણાતા. રાજ્યના કડક અમલથી ચોર, લૂટારાનો ભય રહ્યો ન હતો. ધોરી રસ્તાઓ નિર્ભય હતા. દૂર દૂરના લોકો હિંદ આવવા લલચાતા અને વેપાર ખેડતા. આથી કારીગરોને ઉત્તેજન મળ્યું. ખેતીવાડી ખીલેલી હતી. તેમાં પાક પુષ્કળ થતો. તેથી અનાજની સોંઘવારી હતી.

**વિદ્યા કળા**

ઔરંગઝેબ સિવાય પ્રથમના બાદશાહોએ વિદ્યા અને કળાને ઉત્તેજન આપ્યું છે. મુસલમાનોની કેળવણી માટે રાજ્ય તરફથી ખાસ ઉત્તેજન મળતું. ભાષા ફારસી

હોવાથી તેનો પણ સારો પ્રચાર થયો. આ વિશાળ સામ્રાજ્યની પડતીનાં કારણો જોઇએ.

**મોગલાઈની પડતીનાં કારણો**

(૧) મોગલો હિંદમાં રહ્યાથી તેમનું બળ ઘટતું ગયું. (૨) ઔરંગઝેબ પછીના બાદશાહો નબળા નીકળ્યા. તેમની નબળાઈનો લાભ લઈ સુબાઓ સ્વતંત્ર બન્યા. (૩) ઔરંગઝેબની ધર્માંધ રાજ્યનીતિથી તેણે હિંદુ પ્રજાનો પ્રેમ ગુમાવ્યો. (૪) નાદીરશાહ અને અહમદશાહની ચડાઇઓથી મોગલ સત્તા તૂટી ગઈ. (૫) મરાઠા સત્તાએ મોગલ સત્તાને ખોખરી કરી. (૬) અંગ્રેજોની વધતી જતી સત્તાએ મોગલ સત્તાનો અંત આણ્યો.

---

## પ્રશ્નો

૧. મહમદશાહ પછી જે બાદશાહો ગાદીએ આવ્યા તેઓ કેવા હતા?
૨. મોગલાઈ સત્તાનો અંત કેવી રીતે આવ્યો?
૩. મોગલાઈની હિંદી સંસ્કૃતિ પર શી અસર થઇ હતી?
૪. મોગલાઈથી હિંદને શા લાભ થયા છે એમ તમે માનો છો?
૫. મોગલાઈની પડતીનાં કારણો કહો.

## અગત્યની તવારીખ

| ઈ. સ, | બનાવ |
| --- | --- |
| ૧૫૨૬ | **બાબર** હિંદનો પહેલો મોગલ બાદશાહ થયો. |
| ૧૫૨૭ | **સિક્રીનું યુદ્ધ.** બાબરે **સંગરાણાને** હરાવ્યો. |
| ૧૫૩૦ | બાબરનું મરણ. **હુમાયુ** ગાદીએ આવ્યો. |
| ૧૫૩૪ | હુમાયુની ગૂજરાત પર ચડાઈ. મંદિસર પાસે યુદ્ધ. |
| ૧૫૩૯ | **શેરશાહે** હુમાયુને બકસર પાસે હરાવ્યો. |
| ૧૫૪૦ | શેરશાહે હુમાયુને કનોજ પાસે હરાવી નસાડયો. |
| ૧૫૪૨ | **ઉમરકોટ**માં હમીદા બેગમે **અકબરને જન્મ** આપ્યો. |
| ૧૫૪૫ | **હુમાયુ**એ ઈરાનના રાજા **શાહ તમસ્પ** પાસેથી મદદ મેળવી. |

| ઈ. સ. | બનાવ |
|---|---|
| ૧૫૫૫ | હુમાયુએ દિલ્હીનું રાજ્ય પાછું મેળવ્યું. |
| ૧૫૫૬ | પાણીપતનું યુદ્ધ-**બહેરામે હેમુને** હરાવ્યો. અકબર ગાદીએ બેઠો. |
| ૧૫૬૮ | અકબરે **ચિતોડ** જીત્યું. |
| ૧૫૭૨ | અકબરે ગૂજરાત જીત્યું |
| ૧૫૭૬ | **હલદીઘાટ**નું યુદ્ધ |
| ૧૫૦૫ | **ચાંદબીબી**એ અહમદનગરનો બચાવ કર્યો. |
| ૧૬૦૮ | અંગ્રેજ એલચી **હૉકીન્સ** સૂરત આવ્યો. |
| ૧૬૧૨ | સૂરતમાં અંગ્રેજોએ કોઠી નાંખી. |
| ૧૬૧૪ | શાહજાદા **ખુર્રમે ઉદેપુર** તાબે કર્યું. |
| ૧૬૧૫ | **સર ટૉમસ રો** જહાંગીરના દરબારમાં આવ્યો. |
| ૧૬૩૧ | ગૂજરાતમાં સત્યાસીનો દુકાળ. |
| ૧૬૫૭ | શાહજહાંની માંદગી. ગાદી માટે લડાઈ. |
| ૧૬૬૬ | શાહજહાંનું કેદખાનામાં મૃત્યુ. |
| ૧૬૭૪ | **શિવાજી**નો રાજ્યાભિષેક. |
| ૧૬૮૬ | બીજાપુર જીત્યું અને મોગલ રાજ્ય સાથે જોડી દીધું. |
| ૧૬૮૭ | ગોવળકોંડા જીતી ખાલસા કર્યું. |
| ૧૬૮૯ | **શંભાજી**નો શિરચ્છેદ. |
| ૧૭૦૭ | ઔરંગઝેબનું અહમદનગરમાં મરણ. |
| ૧૭૨૪ | દક્ષિણમાં નિઝામના રાજ્યની સ્થાપના. |
| ૧૭૩૯ | **નાદીરશાહ**ની હિંદ પર ચડાઈ. |
| ૧૭૬૧ | પાણીપતનું છેલ્લું યુદ્ધ, મરાઠાઓની હાર અને **અહમદશાહ અબ્દલ્લી**નો વિજય. |
| ૧૭૬૫ | શાહઆલમે અંગ્રેજ કંપનીને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની આપી. |
| ૧૮૦૩ | મોગલ સલ્તનતનો અંત |
| ૧૮૦૬ | મોગલ બાદશાહો પેન્શનર થયા. |
| ૧૮૧૮ | છેલ્લો મોગલ બાદશાહ **બહાદુરશાહ** પદભ્રષ્ટ થઈ રંગુનમાં કેદ. |

# ૧ મરાઠા યુગ.

## મરાઠા રાજ્યની સ્થાપના.

### ૧. મરાઠા પ્રજાનો ઉદય.

**દક્ષિણ હિંદ**

હિંદુસ્તાનની કુદરતી રચના જોતાં તેના બે ભાગો પડે છે: (૧) ઉત્તર હિંદ અને (૨) દક્ષિણ હિંદ. દક્ષિણ હિંદ ત્રિકોણાકાર અને ઉચ્ચ પ્રદેશ છે. તેમાં મહારાષ્ટ્ર ડુંગરાળ પ્રદેશ છે. ત્યાંના લોકો **મરાઠા** કહેવાય છે. તેઓ રજપુતમાંથી ઉતરી આવેલા મનાય છે.

**મરાઠાઓના ઉદયનાં કારણો**

મરાઠાઓના ઉદયનાં કારણો: (૧) તેઓ બ્રાહ્મણી રાજ્યમાં નોકરી કરતા, તેથી રાજકાજના અનુભવથી પ્રવીણ હતા. (૨) દક્ષિણનાં મુસલમાની રાજ્યો મોગલોની ચડાઈથી નબળાં પડવાથી મરાઠા રાજ્ય માટે ભૂમિકા તૈયાર હતી. (૩) દક્ષિણમાં બ્રાહ્મણ ધર્મને બદલે ભક્તિમાર્ગનો પ્રચાર વધારે હોવાથી નાત જાતનો ભેદભાવ બહુ ઓછો હતો. (૪) જ્ઞાનદેવ, તુકારામ, રામદાસે હિંદુ ધર્મના રક્ષણનો જુસ્સો ઉત્પન્ન કર્યો હતો. વીર પુરુષની ખામી ઈશ્વર કૃપાથી **શિવાજી મહારાજે** પૂરી પાડી અને દક્ષિણમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના થઈ.

### ૨. છત્રપતિ શિવાજી

**શિવાજીનું કુટુંબ**

માલોજી ભોંસલે કુળનો હતો તે ઉદેપુરના સિસોદીઆ કુળમાંથી ઉતરી આવેલો હતો. તેને **શાહજી** નામે પુત્ર હતો. તે બીજાપુર રાજ્યમાં લશ્કરી હોદ્દા પર હતો. તે માટે તેને પુના, સતારા અને સુપાની જાગીર મળી હતી. શાહજીનું લગ્ન જીજીબાઈ સાથે થયું હતું. જીજીબાઈ શિવાનેરના કિલ્લામાં રહેતાં હતાં ત્યાં શિવાજીનો જન્મ થયો, ઇ. સ. ૧૬૨૭. બચપણમાં તેમને

**શિવાજીનું બચપણ અને કેળવણી**

પિતાનું સુખ મળ્યું નહોતું. પણ જીજાબાઈએ તેમને ઉછેરી મોટા કર્યા. તેમણે નાનપણથી જ શિવાજીને રામાયણ તથા મહાભારતની કથાઓ કહી સંભળાવી અને હિંદુ ધર્મનું રક્ષણ કરવાનો જુસ્સો ઉત્પન્ન કર્યો. આ કામમાં તેમના કારભારી દાદાજી કોંડદેવે ઘણી સહાય કરી હતી. તેમણે શિવાજીને ઘોડે બેસવાની, ભાલો અને તરવાર વાપરવાની તેમજ મહાન યોદ્ધાને લાયકની તાલીમ આપી હિંદુ ધર્મનું રક્ષણ કરવા આસપાસના લોકોને એકઠા કર્યા. તેમને તાલીમ આપીને હિંદુ ધર્મનું રક્ષણ કરવાનો અને હિંદુ મહારાજ્ય સ્થાપવાનો જુસ્સો પેદા કર્યો.



**છત્રપતિ શિવાજી**

શરૂઆતમાં તેણે બીજાપુર તાબાનો તોરણનો કિલ્લો કબજે લીધો. અને ત્યાં સ્વરાજ્યનું પહેલું તોરણ બાંધ્યું. તે કિલ્લો સમરાવતાં પુષ્કળ દ્રવ્ય મળ્યું. ઈ. સ, ૧૬૪૬. તે દ્રવ્ય વડે લડાયક શસ્ત્રો ખરીદ્યાં અને રાયગઢ નામે નવો કિલ્લો બાંધ્યો. પછી બીજાપુરનો કિલ્લો કોંડાણા કબજે કરી તેનું નામ સિંહગઢ પાડ્યું. તે પછી પુરંધરનો કિલ્લો લીધો.

**મેળવેલી લૂંટ**

પુરંધરનો કિલ્લો લીધા પછી તેમને નાણાંની ઘણી તંગી પડવાથી કલ્યાણનો સૂબો મહેસુલ લઈ બીજાપુર જતો હતો. તેણે નાણાં ભરેલાં ગાડાં કબજે કર્યાં અને કલ્યાણના સુબેદારને કેદ પકડ્યો.

બિજાપુરના સુલતાને શિવાજીને વશ કરવા માટે શાહજીને કેદમાં નાખ્યા. આથી શિવાજીએ મોગલ બાદશાહ શાહજહાંની મદદ માગી.

**શાહજી કેદમાં** શાહજહાંના દબાણથી શાહજી છૂટયા. તે પછી શિવાજીએ જાવળીનો કિલ્લો કબજે કર્યો.

**અફઝલખાનનો વધ**

બિજાપુરના સુલતાને શિવાજીનું નિકંદન કાઢવાનો નિશ્ચય કરી પોતાના સેનાપતિ અફઝલખાનને મોટા લશ્કર સાથે શિવાજી સામે મોકલ્યો. શિવાજીને લાગ્યું કે ખાનની સામે મેદાનમાં ટકી શકાશે નહિ. આથી સલાહનું કહેણુ મોકલ્યું. બંનેએ એકલા જ મળવા નક્કી કર્યું. મળતી વખતે ખાને શિવાજીને પકડવા માટે બે હાથ પહોળાકરી શિવાજીને ભેટી બગલમાં ઘાલી તેનું ગળું દાબ્યું. એટલે શિવાજીએ વાઘનખ ખાનના પેટમાં મારી આંતરડાં બહાર કાઢી નાંખીને ભવાની તરવાર વડે તેને મારી નાંખ્યો. પછી કરી રાખેલી ગોઠવણુ મુજબ શિવાજીનું લશ્કર ખાનના લશ્કર પર તૂટી પડયું અને તેને નસાડયું. ઈ. સ. ૧૬૫૯. ખાનનાં મરણથી બીજાપુરના સુલતાનની આશા નિષ્ફળ નીવડી.

**સાહિસ્તખાન-ની નાસભાગ**

પછી શિવાજીએ મોગલ તાબાના કિલ્લા લેવા માંડયા તેથી ઔરંગઝેબે પોતાના મામા સાહિસ્તખાનને જંગી લશ્કર આપી મોકલ્યો. ખાને પૂનામાં મુકામ નાંખ્યો. તેણે પૂનાનો સજ્જડ બંદોબસ્ત રાખ્યો હતો અને કોઇપણ મરાઠો પૂનામાં પરવાનગી વિના દાખલ થઈ શકતો નહિ. શિવાજી મોગલ સૈન્ય સાથે યુદ્ધમાં ફાવી શકે તેમ નહોતું. તેથી એક રાત્રે પોતાના વફાદાર સૈનિકોને સાથે લઈ પૂરતી તૈયારી કરી એક વરઘોડાની ધામધુમ ભેગો તે પૂના શહેરમાં દાખલ થઈ ખાનના મહેલમાં ઘુસ્યો. સાહિસ્તખાન ભર નિદ્રામાંથી જાગીને ગભરાઇને એક બારીએથી નાસવા લાગ્યો, ત્યાં શિવાજીની તલવારથી તેના હાથની આંગળીઓ કપાઈ ગઈ. ખાન નાઠો પણ તેના લશ્કરનો ઘાણ વાળી ગયો. આથી મોગલ સલ્તનતને ઘણો ફટકો પડયો. ઈ. સ. ૧૬૬૨.

આ સમયે સૂરતમાં અઢળક દ્રવ્યસંપત્તિ હતી. સૂરતમાં અંગ્રેજ

**સૂરતની લૂંટ** વેપારીની પણ મોટી કોઠી હતી. તેથી શહેર પર છાપો મારી ૭ દિવસ સુધી પુષ્કળ લૂંટ કરી. અંગ્રેજ કંપનીએ પોતાની વખારનો બચાવ કર્યો. જેથી ત્યાંથી કાંઈ મળ્યું નહોતું.

**શિવાજી મોગલ દરબારમાં** સૂરત લૂંટી શિવાજીએ 'રાજા' તરીકેની પદવી ધારણ કરી સિક્કા પડાવ્યા. આથી ઔરંગઝેબ ક્રોધે ભરાયો. તેણે શિવાજી સામે જયસિંહને ભારે લશ્કર સાથે મોકલ્યો. તેથી શિવાજીએ સુલેહનું કહેણ મોકલ્યું. તેમાં (૧) મોગલ બાદશાહના જાગીરદાર તરીકે રહેવાનું, (૨) મોગલોને કેટલાક કિલ્લા પાછા આપવાનું, (૩) બીજાપુરના સુલતાન પર મોગલ ચડાઈ કરે ત્યારે મદદ કરવાનું અને (૪) બીજાપુરના મુલક પર ચોથ અને સર-દેશમુખી ઉઘરાવવાનું ઠરાવ્યું. ત્યારબાદ જયસિંહે શિવાજીને મોગલ બાદશાહ મોટી પદવી અને જાગીર આપશે એમ આગ્રહપૂર્વક જણાવી મોગલ દર-બારમાં મોકલ્યો.

**આગ્રામાં કેદ** શિવાજી તથા તેનો પુત્ર શંભાજી પોતાના માણસો સાથે દિલ્હી ગયા. ઔરંગઝેબ આગ્રા હતો, તેથી શિવાજીને ત્યાં બોલાવ્યો અને દરબાર વચ્ચે તેનું અપમાન કરવામાં આવ્યું. અને બાપ દીકરાને કેદ કર્યા.

**કેદમાંથી નાસી છૂટવું** ઔરંગઝેબે તેના પર પૂરતો જાપ્તો મૂકયો. પણ શિવાજી હિંમત ન હારતાં મોગલ સૈન્ય અને ચોકીદારોને ભૂલથાપ આપી મિઠાઈના ટોપલામાં બેસી નાસી છૂટયો. ઔરંગઝેબની બધી જ યુક્તિઓ ધૂળમાં મળી અને શિવાજી સહીસલામત દક્ષિણ જઈ પહોંચ્યો.

**મોગલો સામે ફરીથી** દક્ષિણમાં પાછા આવી શિવાજીએ પોતાના બધા જ કિલ્લા મોગલો પાસેથી પડાવી લીધા. આથી શિવાજીને 'રાજા' તરીકેનો ખિતાબ અને વરાડની જાગીર ઔરંગઝેબે આપી સુલેહ કરી.

શિવાજીએ સૂરત બીજીવાર લૂટયું, ઈ. સ. ૧૬૭૦. શિવાજીએ રાયગઢમાં સ્વતંત્ર રાજા તરીકે પૂરતા ઠાઠમાઠથી રાજ્યાભિષેક

**રાજ્યાભિષેક**

કરાવ્યો, ઇ. સ. ૧૬૭૪. તે પ્રસંગે વિદ્વાનોને બ્રાહ્મણોને અને ફકીરોને પુષ્કળ દાન આપ્યું. તે પછી રાજ્યચિહ્નો ધારણ કરી '**છત્રપતિ શિવાજી મહારાજ**' બન્યા. તેમણે પોતાના ગુરુ રામદાસ સ્વામીના માનમાં વાવટાનો રંગ ભગવો રાખ્યો. તેને આજે પણ 'ભગવો ઝંડો' કહે છે. છત્રપતિ શિવાજી મહારાજ સ્વર્ગવાસ પામ્યા, ઈ. સ. ૧૬૮૦.

**શિવાજીની રાજ્ય વ્યવસ્થા**

શિવાજીની રાજ્યવ્યવસ્થા ઉત્તમ હતી. તેણે પોતાના રાજ્યના બે ભાગ પાડ્યા હતા. (૧) સ્વરાજ અને (૨) મોગલાઈ પ્રદેશ. સ્વરાજ વિભાગના ૧૪ ભાગ પાડયા હતા. દરેક પ્રાંતમાં મુખ્ય અધિકારી નીમ્યો હતો. એક પ્રધાનમંડળ રચ્યું હતું. પ્રધાન **પેશ્વા** બધા પ્રધાનોના કામકાજ પર દેખરેખ રાખતો, શિવાજી પોતે આ પ્રધાનોનો ઉપરી ગણાતો. તેમની સલાહ મુજબ તે રાજ્યકારભાર કરતો

**મહેસુલ પદ્ધતિ**

જમીનની મહેસુલના ઇજારા અપાતા. તે બંધ કરી જમીનની માપણી કરાવી ઉપજના $\frac{2}{5}$ સરકાર ધારો લેવાનું ઠરાવ્યું. આને મળતી પદ્ધતિ અંગ્રેજી રાજ્યમાં અદ્યાપિપર્યંત ચાલે છે. મુગલાઈ પ્રદેશમાંથી ઉપજનો ચોથો ભાગ 'ચોથ' અને દસમો ભાગ 'સરદેશમુખી' તરીકે લેવામાં આવતા.

**લશ્કરી વ્યવસ્થા**

સૈન્યના બે વિભાગ હતા. (૧) પાયદળ અને (૨) હયદળ. દરેક અધિકારીને જાગીરને બદલે રોકડ પગાર મળતો. તેનું સૈન્ય સાદું જીવન ગાળનાર પહાડી લોકોનું હતું. તેથી એક જગ્યાએથી બીજી જગ્યાએ ઘણી ત્વરાથી કૂચ કરી શકતું. આ ઉપરાંત નૌકા સૈન્ય પર તેણે ખાસ ધ્યાન આપ્યું હતું. કોલાબાના મુખ્ય મથકમાં તેનો કાફલો રહેતો.

**યુધ્ધ નીતિ**

શિવાજી બાહોશ લડવૈયો હતો. દક્ષિણની ભૂમિરચના ધ્યાનમાં લઇ તેણે ખુલ્લા મેદાનમાં લડાઈ કરી નથી. દુશ્મનના લશ્કર પર ઓચિંતો છાપો મારી પહાડી પ્રદેશમાં અદ્રશ્ય થઈ જવાની તેની રીત અજબ હતી. ઉપરાંત દુશ્મનની સાધન સામગ્રી અટકાવવી, તેમની ટુકડીઓ પર હલ્લો કરવો, તથા કાવા દાવા કરી ફસાવી મૂંઝવવા, એ યુદ્ધનીતિ વડે જ મોગલો અને બીજાપુર જેવા સમર્થ શત્રુને તે હંફાવતો.

**ઇતિહાસમાં તેનું સ્થાન**

ઇતિહાસમાં શિવાજીનું સ્થાન અદ્વિતીય છે. તે એક જાગીરદારનો પુત્ર હતો. તેણે પહાડી લોકોનું સૈન્ય તૈયાર કરી સ્વરાજની ભાવના પેદા કરી અને તેમની જ મદદથી એક મહા-રાજ્યની સ્થાપના કરી. તે ઇસ્લામની જુલ્મી સત્તાનો દુશ્મન હતો; પણ મુસલમાન પ્રજાનો દુશ્મન નહોતો. તેથી શિવાજીએ હિંદુધર્મનું રક્ષણ કર્યું. તેથી જ કહેવાય છે કે "કાશીજીકી કળા જાતી, મથુરાં મસ્જીદ હોતી, શિવાજી ન હોત તો સુન્નત હોતી સબકી."

**ઔરંગઝેબ અને શિવાજીની તુલના**

બંને બળવાન, બુદ્ધિશાળી અને મહત્ત્વાકાંક્ષી હતા. દુશ્મનની બાજી પારખવામાં બંને ચાલાક અને મુત્સદ્દી હતા. નૈતિક ચાલચલગત બંનેની વખાણવા જોગ હતી. ઝીણવટથી કામ લેવામાં બંને પાવરધા હતા. બંને વચ્ચે ફેર પણ બહુ હતો. શિવાજી વધારે સાહસિક અને ઔરંગઝેબ વધારે ખુન્નસવાળો હતો. ઔરંગઝેબે ધર્માંધપણાથી મોગલાઈ પડતીનો આરંભ કર્યો. ત્યારે ધર્માભિમાનથી શિવાજીએ મરાઠા હિંદુ રાજ્ય સ્થાપ્યું. ઔરંગઝેબ અવિશ્વાસુ અને વહેમી હતો. ત્યારે શિવાજી પોતાના છેલ્લામાં છેલ્લા સિપાઈ પર પણ પૂર્ણ વિશ્વાસ મૂકતો. ઔરંગઝેબ ધર્માંધ મુસલમાન ગણાયો ત્યારે શિવાજી હિંદુધર્મનો તારણહાર ગણાયો. બીજા ધર્મનો ઉચ્છેદ કરવામાં ઇસ્લામની સાચી સેવા થાય છે એમ ઔરંગઝેબની માન્યતા હતી, ત્યારે બીજા ધર્મનું અપમાન કદી પણ ન કરવું એવો શિવાજીનો નિશ્ચય હતો. આથી ઔરંગઝેબ કરતાં શિવાજી ચડે તેવા હતા.

## — પ્રશ્નો —

૧. મરાઠાઓના ઉદયનાં કારણો જણાવો, તેમાં દક્ષિણની કુદરતી રચનાએ કેવી રીતે મદદ કરી ?
૨. શિવાજીની બાલ્યાવસ્થા અને કેળવણી સંબંધી તમે શું જાણો છો ?
૩. શિવાજીએ પોતાનું રાજ્ય કેવી રીતે જમાવ્યું તે ટૂંકમાં લખો.
૪. બીજાપુર અને મોગલો સાથેના વિગ્રહમાં શિવાજીને કેમ જીત મળતી ?
૫. શિવાજી અને ઔરંગઝેબની તુલના કરો.
૧. નીચેની બાબતો પર ટૂંક નોંધ લખો.
अ. શિવાજીની યુદ્ધનીતિ. ब. અફઝલખાન क. અષ્ટ પ્રધાનમંડળ.

## ૩ છત્રપતિ સંભાજી

શિવાજીને બે પુત્રો હતા. **સંભાજી અને રાજારામ.** સંભાજી વ્યસની, ઘાતકી અને રંડીબાજ હતો. શિવાજીના મરણ **રાજ્યાભિષેક** પછી કેટલાક સરદારોએ રાજારામને ગાદી આપવાનો નિર્ણય કર્યો. પણ મરાઠા લશ્કર શંભાજીના પક્ષમાં હોવાથી તેણે એકદમ રાયગઢ આવી ગાદી કબજે કરી ઈ. સ. ૧૬૮૦. તે પછી રાજારામને કેદ કર્યો. અને તેના પક્ષનાં ઘણાં માણસોને મારી નંખાવ્યાં.



છત્રપતિ શંભાજી

શિવાજીના સમયમાં પોર્ટુગીઝો મોગલ બાદશાહને મળી જઇને ઉપદ્રવ કરવા લાગ્યા. **પોર્ટુગીઝોને** આથી શંભાજીએ **વશ કર્યા** તેમને સખત હરાવ્યા અને ગોવાથી વસઈ સુધીનો મુલક જીતી લીધો.

શિવાજીના મરણ પછી ઔરંગઝેબે દક્ષિણ જીતવાની આશા રાખી હતી. તે માટે તે પૂરતા સૈન્ય સાથે જાતે દક્ષિણમાં આવ્યો. પ્રથમ

**કેદ પકડાયો** તેણે બીજાપુર અને ગોવળકોંડાના મુસલમાની રાજ્યો જીતવા તરફ લક્ષ આપ્યું. આ વખતે શંભાજી દારુના વ્યસનમાં પડી **કલુષા** નામે બ્રાહ્મણને રાજકાજ સોંપી સંગમેશ્વરના કિલ્લામાં મોજમઝા ભોગવી :રહ્યો હતો. આ બાતમી એક મોગલ સરદારને મળતાં તેણે સંગમેશ્વરને ઓચિંતો ઘેરો ઘાલ્યો. સંભાજી નાસી જતાં કેદ પકડાયો.

ઔરંગઝેબે તેનું અપમાન કરીને ઇસ્લામ ધર્મ સ્વીકારવાની શરતે છોડવાનું કહ્યું. પણ શંભાજીએ ઇસ્લામની નિંદા કરવાથી ઔરંગઝેબે તેને ઘાતકી રીતે મારી નંખાવ્યો. ઇ. સ. ૧૬૮૯.

## ૪. રાજારામ

શંભાજીનો પુત્ર શિવાજી (શાહુ) માત્ર નવ વરસની ઉંમરનો હતો. તેને ગાદીપર બેસાડી રાજારામનો તેનો કારભારી નીમ્યો.

**શાહુ કેદ પકડાયો** પણ શિવાજી અને તેની મા યેસુબાઈ એક મરાઠા સરદારના દગાથી મોગલોને હાથે કેદ પકડાયાં. તેમને દિલ્હી મોકલી આપવામાં આવ્યાં.

રાજારામ હવે વહીવટ કરવા લાગ્યો. તેણે રાજ્યનું મુખ્ય મથક જીંજીગઢમાં રાખ્યું હતું. ઔરંગઝેબે પોતાના બાહોશ સેનાપતિ

**મોગલોના હુમલા** ઝુલ્ફ્કારખાનને જીંજીગઢને ઘેરો ઘાલવા મોકલ્યો. મોગલોએ મહા મહેનતે કિલ્લો હાથ કર્યો. પણ તે દરમિયાન રાજારામ નાસી છૂટયો હતો. ઈ. સ. ૧૬૯૮.

હવે સતારાને મુખ્ય મથક રાખી રાજારામે લડાઇની તૈયારી કરી.

ઔરંગઝેબે સતારા ઘેર્યું અને જીત્યું. એટલે રાજારામ ત્યાંથી સિંહગઢ નાસી ગયો. તે ત્યાંજ મરણ પામ્યો. ઈ. સ. ૧૭૦૦.

## ૫. તારાબાઈ (રાજ્ય પ્રતિનિધિ)

રાજારામની વિધવા સ્ત્રી તારાબાઈ બહાદુર અને કુનેહબાજ હતી. તેણે બાળપુત્રને ગાદીએ બેસાડી રાજ્યનો કારભાર પોતાના હાથમાં લીધો.

**બાળપુત્રને ગાદીએ બેસાડયો** રાજારામના મરણ પછી ઔરંગઝેબે ખૂબ જોરથી મરાઠાઓ સામે યુદ્ધ આદર્યું. તે સામે મરાઠા સરદારોએ બહાદુરીથી બચાવ કર્યો. મોગલો જે કિલ્લા કબજે કરતા તે મરાઠા પાછળથી જીતી લેતા. એ યુધ્ધમાં મરાઠાઓ ખાનદેશ, વરાડ અને ગૂજરાત સુધી પહોંચી જઈ લૂંટફાટ કરતા અને ચોથ અને સરદેશમુખી ઉઘરાવી લાવતા. પોતાની સઘળી મહેનત નકામી થતી જોઈ ઔરંગઝેબને કંટાળો આવ્યો. તે થાક ઉતારવા અહમદનગર ગયો. ત્યાં તે મરણ પામ્યો. ઈ. સ. ૧૭૦૭.

ઔરંગઝેબના મરણ પછી મોગલ ફરમાનથી શાહુ છૂટો થયો. તેણે દક્ષિણમાં જઈ ગાદી પરનો પોતાનો હકક જાહેર કર્યો. તારાબાઈએ હકક નહિ સ્વીકારવાથી લડાઈ થઈ. શાહુ ભલો, ઉદાર અને મીઠા સ્વભાવનો હોવાથી ઘણા સરદારોએ તેનો પક્ષ લીધો. આથી તારાબાઈ નિષ્ફળ નીવડી. શાહુ સતારાની ગાદીએ બેઠો અને તારાબાઈએ કોલ્હાપુર જઈ નવું રાજ્ય સ્થાપ્યું. ઈ. સ. ૧૭૦૮.

## ૬. છત્રપતિ શાહુ

શંભાજીના નાના પુત્ર શિવાજીને મોગલ દરબારમાં 'શાહુ' કહેતા. તે મોગલ દરબારમાં રહેવાથી મોજીલો બની ગયો હતો.

**રાજયપદ્ધતિ** તેણે ઈ. સ. ૧૭૧૪માં બાલાજી વિશ્વનાથને મુખ્ય પેશ્વા બનાવ્યો અને રાજ્યની તમામ સત્તા તેને સોંપી દીધી.

શાહુ ઈ. સ. ૧૭૪૮માં મરણ પામ્યો. તેને પુત્ર નહોતો. તેથી મુખ્ય પ્રધાન બાજીરાવ પેશ્વાએ રાજારામના પૌત્ર રામરાજાને ગાદી આપી. રામરાજા એ પેશ્વાથી સ્વતંત્ર થવા ફાવ્યો નહિ. જેથી સતારાની આસપાસનો મુલક પોતે રાખી બાકીનો ભાગ પેશ્વાને સોંપ્યો. ઈ. સ. ૧૭૫૧.

રામરાજા પછી બે ત્રણ નામના છત્રપતિ ગાદી પર આવ્યા. પણ તે અંગ્રેજ સરકારની સત્તા નીચે રમકડાં જેવા બની ગયા હતા. ઈ. સ.

**સતારા શાખાનો અંત**

૧૮૪૯માં આપા સાહેબ અપુત્ર મરણ પામવાથી અંગ્રેજ સરકારે સતારા ખાલસા કર્યું. આ પ્રમાણે શિવાજી મહારાજે સ્થાપેલાં રાજ્યની એક શાખાનો અંત આવ્યો. બીજી શાખાનું રાજ્ય કોલ્હાપુરમાં હજુ ચાલે છે.

### પ્રશ્નો

૧. શંભાજીની કારકીર્દિનું વર્ણન કરો. શિવાજી અને શંભાજીની તુલના કરો.
૨. શંભાજી નાલાયક અને નબળો રાજ્યકર્તા હતો, તે શા પરથી કહો છો ?
૩. શંભાજીએ કરેલી ગંભીર ભૂલથી મરાઠા પ્રજાની સ્થિતિ કેવી થઈ ?
૪. રાજારામે મરાઠી રાજ્ય કેવી રીતે જાળવ્યું તે સમજાવો.
૫. વીરાંગના તારાબાઇનું જીવન ચરિત્ર લખો. તેણે શી ભૂલ કરી હતી ?
૬. મરાઠાઓ સામે ઔરંગઝેબ કેમ ફાવ્યો નહિ ? વગર નાયકે મરાઠાઓ મોગલો સામે કેમ લડતા હતા.
૭. છત્રપતિ શાહુરાજાએ કેવું રાજ્ય ચલાવ્યું ? તેનું શું પરિણામ આવ્યું.

---

# ૨. મરાઠા રાજ્યનો નવો યુગ—પેશ્વાઈ

## ૧. બાલાજી વિશ્વનાથ

### [ ઈ. સ. ૧૭૧૪ થી ૧૭૨૦ ]

**પેશ્વાઇની સ્થાપના**

શિવાજીની યોજના પ્રમાણે પેશ્વા મુખ્ય દિવાન હતો. શાહુને મોજમઝા જોઈતી હતી. તેથી તેણે પેશ્વાને બધી સત્તા સોંપી દીધી. તે સમયે બાલાજી વિશ્વનાથ નામે પેશ્વા હતો. શાહુ મહારાજાની નબળાઈનો લાભ લઈ તેણે પેશ્વાઈ વંશપરંપરા કરી લીધી. આથી તે **પેશ્વાઇનો સ્થાપનાર** કહેવાય છે.

**રાજ્યવ્યવસ્થા**

શાહુ મહારાજા જીવતાં પેશ્વા તેનું માન જાળવીને તેના નામથી રાજકારભાર ચલાવતા. બાલાજીએ મરાઠાઓના ઝઘડા બંધ કરાવ્યા. સરદારોને મોગલ મુલકમાંથી ચોથ ઉઘરાવવાનું કામ સોંપી શાંતિ સ્થાપી મહેસુલી સુધારાથી આવક વધારી. સૈન્યને વ્યવસ્થિત કરી નવી ભરતી કરી. આથી બાલાજી કુશળ લડવૈયા કરતાં રાજ્ય બંધારણ ઘડનાર તરીકે નિપુણ ગણાયો.

**મરાઠા સત્તામાં વધારો**

દિલ્હીમાં આ વખતે સૈયદ ભાઈઓનું જોર હતું. ફરુખશિયર બાદશાહને સૈયદ ભાઈઓ પદભ્રષ્ટ કરવા ઇચ્છતા હતા. તેથી બાલાજી તેમની મદદે દિલ્હી ગયો. તે બદલ બાદશાહ પાસે શાહુની સ્વતંત્રતાનો સ્વીકાર કરાવ્યો. ઉપરાંત દક્ષિણના પ્રદેશમાંથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો હક મળ્યો. બાલાજી દિલ્હીથી આવી બીજે વરસે મરણ પામ્યો.

**ગુણદોષ**

બાલાજી જાતે કોંકણનો બ્રાહ્મણ હતો. તે રાજ્યમાં તલાટીની નાની પાયરી પરથી પેશ્વાના મોટા હોદ્દા સુધી પહોંચ્યો. તે મુત્સદ્દી અને દીર્ઘદૃષ્ટિવાળો હતો.

## ૨. બાજીરાવ પહેલો (બીજો પેશ્વા)

### ઈ. સ. ૧૭૨૦ થી ૧૭૪૦

બાલાજી વિશ્વનાથને **બાજીરાવ** અને **ચીમનાજી** એમ બે પુત્ર હતા. તેમાં મોટા પુત્ર બાજીરાવને શાહુ રાજાએ પેશ્વા તરીકે નીમ્યો. તે તેના પિતા કરતાં ચતુરાઈમાં ચડે તેવો તથા શૂરો યોદ્ધો અને કુશળ સેનાપતિ હતો. તેણે જોયું કે મોગલાઈની પડતીથી મહાન રાજ્ય સ્થાપવા માટે બધા સંજોગો તૈયાર હતા. પણ તે વખતે શાહુ મહારાજાની મહેરબાની મેળવી મલ્હારરાવ હોલ્કર, રાણોજી સિંધિઆ, પીલાજીરાવ ગાયકવાડ અને

પરસાજી ભોંસલેઃ એ બધા સરદારોની સત્તા ઘણી જામી ગઈ હતી. ચતુર બાજીરાવે આ બધા સરદારોને એકત્ર કરી સૌ સૌને લાયકની કામગીરી સોંપી મરાઠી સત્તા વધારવા દૂરના પ્રદેશમાં રવાના કર્યા. ગાયકવાડે ગૂજરાતમાં, હોલ્કરે ઇંદોરમાં, ભોંસલેએ વરાડમાં અને સિંધિઆએ ગ્વાલિયરમાં પોતાનાં થાણાં જમાવ્યાં. ભવિષ્યમાં તેઓએ પેશ્વાથી જુદા પડી સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં.

રાજ્યના સરદારોએ ગૂજરાત અને માળવા કબજે કર્યાં હતાં. તેમાં ચોથ ઉઘરાવવાની સનંદ મોગલ પાદશાહે આપી નહિ. તેથી બાજીરાવ જાતે લશ્કર લઈ દિલ્હી જઈ મરાઠી સત્તાનું જોર બતાવી ૧૩ લાખ રૂપિયા તથા સનંદ મેળવી પાછો ફર્યો. આ સમયે દક્ષિણનો નિઝામ મોટા સૈન્ય સાથે બાદશાહની મદદે આવતો હતો. બાજીરાવે તેને ભોપાળ પાસે હરાવી તેનો કેટલોક મુલક કબજે કર્યો. ઈ. સ. ૧૭૩૭.

મલબાર કિનારે પોર્ટુગીઝો હિંદુ પ્રજાને ત્રાસ આપતા હતા. તેથી બાજીરાવે પોતાના ભાઇ ચીમનાજીને તેમની સામે મોકલી વસઈ તથા સાષ્ટી જીતી કોંકણ પ્રદેશ કબજે કર્યો. ઈ. સ. ૧૭૩૯. આ સમયે ઉત્તર હિંદમાં દિલ્હી પર ઈરાનનો નાદીરશાહ ચડી આવ્યો હતો. તે દિલ્હી લૂંટી બાળી અને લોકોની કતલ કરી પાછો ગયો. હવે બાજીરાવ દિલ્હીમાં જીર્ણ થએલાં મોગલ વૃક્ષને થડમાંથી ઉખેડી નાખવા પૂરતી તૈયારી કરી દિલ્હી જવા નીકળ્યો, પરંતુ રસ્તામાં મરણ પામ્યો. ઈ. સ. ૧૭૪૦.

**બાજીરાવનું કાર્ય**

બાજીરાવે વીસ વરસની મુદતમાં મરાઠી સત્તા સર્વોપરી બનાવી. તે બ્રાહ્મણ હતો છતાં શૂરો યોદ્ધો અને કુશળ સેનાપતિ હતો. મનુષ્યને પારખવાની શક્તિ તેનામાં સારી હતી. તેણે રાજ્યના સરદારોમાં ઐક્યતા જાળવી સામ્રાજ્યની સીમામાં વધારો કર્યો. આથી બાજીરાવને શ્રેષ્ઠ પેશ્વા ગણવામાં આવે છે. શિવાજી મહારાજ પછી મુત્સદ્દીપણામાં બાજીરાવ બીજે નંબરે આવે છે.

## ૩. બાલાજી બાજીરાવ (ત્રીજો પેશ્વા)

### [ ઈ. સ. ૧૮૪૦થી ઈ. સ. ૧૭૬૧ ]

**પેશ્વાઈની પૂર્ણ કળા**

બાજીરાવ પછી તેના પુત્ર બાલાજીને પેશ્વાનાં વસ્ત્રો અને તરવાર શાહુ મહારાજે આપ્યાં. બાજીરાવ પેશ્વાના સમયમાં સરદારો પોતાની સત્તા વધાર્યે જતા હતા. તેમાં રાઘોજી ભોંસલે પેશ્વાને ગણુતો નહોતો. તેથી બાલાજીએ તેને કાબુમાં લઇને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની ચોથ ઉઘરાવવાનો હક આપ્યો. તે વખતે કલકત્તાના અંગ્રેજ વેપારીઓએ રાઘોજીથી ડરીને શહેરની આસપાસ મોટી ઊંડી ખાઈ ખોદાવી હતી. તે હજી 'મરાઠા ખાઈ' તરીકે જાણીતી છે.



**બાલાજી બાજીરાવ**

ઈ. સ. ૧૭૪૮માં શાહુ અપુત્ર મરણ પામ્યો. તેથી રાજારામના પૌત્ર **રામરાજાને** ગાદી મળી.

**પૂનામાં સ્વતંત્ર ગાદી**

રામરાજાને પેશ્વાની સત્તા નીચે રહેવું ગમ્યું નહિ. તેથી તે સતારામાં રહ્યો. પેશ્વા પૂનામાં જઈ રહ્યા. તેથી હવે ખરી રાજ્યસત્તા સતારાને બદલે પૂના ગઈ.

**ઉદ્‌ગીરનું યુદ્ધ ઇ. સ. ૧૭૬૦**

દક્ષિણનો નિઝામ સત્તાવાન બનતો હતો. તેથી પેશ્વાનો ભત્રીજો સદાશીવરાવ ભાઉ મોટા સૈન્ય સાથે નિઝામ પર ચડયા. ઉદ્‌ગીર પાસે નિઝામની સખત હાર થઈ. તેની પાસેથી સાઠ લાખની ઉપજનો મુલક તથા બીજાપુર, અસીરગઢ અને દોલતાબાદના કિલ્લાઓ મરાઠાઓને મળ્યા. આ યુદ્ધમાં

મળેલી જીતથી સદાશીવભાઉ બહુ અભિમાની બન્યો અને મરાઠાઓ હિંદમાં સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યા.

ઉત્તરમાં પેશ્વાના ભાઈ રઘુનાથરાવે દિલ્હી તાબે કરી અહમદશાહ અબ્દલ્લીના પુત્ર પાસેથી લાહોર કબજે કરી પોતાનો ઝૂંડો અટક સુધી ફરકાવ્યો, એ રીતે બાલાજીના સમયમાં મરાઠા રાજ્યનો વિસ્તાર અને મરાઠા રાજ્યની મહત્તા પૂર્ણ કળાએ પહોંચ્યા. ઈ. સ, ૧૭૬૦,




**પાણીપતનું યુદ્ધ ઇ. સ. ૧૭૬૧**

દિલ્હીનો મોગલ બાદશાહ મરાઠાના કબજામાં ગયો, તેમજ પંજાબનો પોતાનો મુલક મરાઠાઓએ લઇ લીધો તેથી તેમને શિક્ષા કરવા અબદલ્લી હિંદપર ચડી આવ્યો. અયોધ્યાનો નવાબ, રોહીલા સરદારો તથા કેટલાક મુસલમાન સરદારો તેના લશ્કરમાં સામેલ થયા. આથી અબદલ્લી પાસે ૪૨૦૦૦ ઘોડેસ્વાર અને ૩૮૦૦૦ પાયદળ મળી ૮૦૦૦૦નું લશ્કર થયું.

મરાઠાઓએ અહમદશાહની હકીકત જાણી સૈન્યની પૂરતી તૈયારી કરી. સદાશીવરાવભાઉ સૈન્યનો મુખ્ય સેનાપતિ હતો. તમામ મરાઠા સરદારો પોતાના લશ્કર સાથે મદદે આવ્યા હતા. ૫૫૦૦૦ ઘોડેસ્વાર અને ૧૫૦૦૦ પાયદળના લશ્કર સાથે સ્વારી પાણીપત તરફ ઉપડી

સદાશીવરાવે દિલ્હી જઈ સાતેક માસ જમના નદીના કાંઠે પડાવ નાંખ્યો. જમના નદીની સામે કાંઠે અબ્દલ્લીએ પડાવ નાંખ્યો હતો. તેને નદી ઉતરી પાણીપતના મેદાનમાં પડાવ નાખવાનો સમય મળી ગયો. હોલ્કર અને જાટ સરદારોએ શિવાજીની પદ્ધતિ મુજબ લડી દુશ્મનને હંફાવવાની સલાહ આપી પણ ઉદ્ગીરના વિજેતાને તે પસંદ પડી નહિ. આથી સુરજમલ જાટને ખોટું લાગવાથી તે પોતાનાં માણસો લઈ ચાલ્યો ગયો.

સદાશીવરાવને હવે દુશ્મનો પર હુમલો કર્યા સિવાય છુટકો નહોતો. તેથી છેવટે ઇ. સ. ૧૭૬૧ના જાન્યુઆરીની ૧૪મી તારીખે હુકમ છૂટયો. પ્રાતઃકાળથી ઘોર યુદ્ધ આરંભાયું. શરૂઆતમાં મરાઠાની તોપોએ અબ્દલ્લીના સૈન્યનો ઘાણ વાળી નાખ્યો. મરાઠાઓ જીતવાની અણી પર હતા. તે સમયે પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ મરાયાના સમાચાર ફેલાયા. મધ્યમાં લડતો હોલ્કર પાછો હઠી નાસવા લાગ્યો. તે જોઈ સિંધિઆ પણ પાછો હઠયો. ફક્ત સદાશીવરાવ ભાઉ મરણીઓ થઈ આગળ વધ્યે જતો હતો. પરંતુ મદદગારોની પાંખ તૂટી ગઈ હતી.તે કટોકટીના સમયે અબ્દલ્લીએ વીણી કાઢેલા પંદર હજાર માણસો સાથે હુમલો કર્યો. તે તાજા લડવૈયા હતા. મરાઠાઓ આખા દિવસના ભૂખ્યા તથા થાકેલા હતા, તેથી તેમની સામે ટકી શક્યા નહિ. તેમનો કચ્ચરઘાણ વળી ગયો. સદાશીવરાવ મરાયો. મરાઠા જીવ બચાવવા નાસવા લાગ્યા, તેમને અબ્દલ્લીએ ઘેરી લઈ કાપી નાખ્યા. એ રીતે પાણીપતના મેદાનમાં મરાઠા સૈન્ય નાશ પામ્યું. અને **અહમદશાહ વિજયશાળી** થયો. પૂનાથી બાલાજી પેશ્વા કેટલાક સૈન્ય સાથે યુદ્ધમાં ભાગ લેવા આવતો હતો. તેને સંદેશો મળ્યો. તેમાં જણાવ્યું હતું કે "બે અમૂલ્ય મોતી છેદાઈ ગયાં. સત્તાવીશ સોનાના સિક્કા ગુમ થયા. અને રૂપાના તથા તાંબાના સિક્કા કેટલા ગુમ થયા છે તેનો પારજ નથી." આ હારથી મહારાષ્ટ્રના એકે એક ઘરમાં રડારોળ થઇ રહી. બાલાજી આ કારી ઘાથી છ માસમાં જ મરણ પામ્યો. ઇ. સ. ૧૭૬૧.

**પરાજયનાં કારણો**

આ પરાજયનાં કારણો નીચે પ્રમાણે છે: (૧) મરાઠા લશ્કર સામે મોંએ ખુલ્લા મેદાનમાં લડવા ટેવાએલું નહોતું. (૨) રાજ્યના મુખ્ય સરદારોની સલાહ ઉદ્ધત ભાઉએ માની નહિ. તેથી તેમનામાં ફાટફૂટ પડી. (૩) અબ્દલ્લીને જમના નદી ઓળંગી બચાવની તૈયારી કરવાનો વખત મળ્યો. (૫) સેનાપતિમાં વ્યૂહ રચનાની બીન આવડતને લીધે આખું લશ્કર એકી સાથે હોમાયું.

**પાણીપતના યુધ્ધનું મહત્વ**

આ યુદ્ધમાં મળેલા પરાજયથી મરાઠાઓની ચક્રવર્તી રાજ્ય સ્થાપવાની અભિલાષા નષ્ટ થઈ. ઉલટી સત્તા પણ નબળી પડી ગઈ. અહમદશાહ જીત્યો, પણ તેને આ યુદ્ધ ભારે થઇ પડયું. તેના સૈન્યનો ઘાણ વળી જવાથી હિંદમાં સત્તા જમાવવાનું છોડી દઈ તરત પાછો ફર્યો. ઉત્તરમાંથી હિંદ પર ચડી આવનાર તે છેલ્લો જ મુસલમાન હતો. હિંદની મોટી સત્તા છિન્ન ભિન્ન થઈ જવાથી બંગાળામાં વેપાર કરતા અંગ્રેજોને વધવાની સરળતા મળી. સદભાગ્યે મરાઠાઓ જીત્યા હોત તો હિંદનો ઇતિહાસ કાંઈ જુદોજ લખાત. પણ વેપાર કરતા અંગ્રેજો હિંદના ચક્રવર્તી બની બેઠા, તેમાં પાણીપતનું યુદ્ધ કાંઇક કારણભૂત ગણાય.

## — પ્રશ્નો —

૧. પહેલા પેશ્વા સંબંધી તમે શું જાણો છો? તેણે મરાઠા રાજ્ય માટે શું કર્યું? **ચોથ** અને **સરદેશમુખી** વિષે ટુંક નોંધ લખો.

૨. બાજીરાવ પહેલો સૌથી મહાન પેશ્વા શા કારણથી કહેવાય છે?

૩. બાજીરાવના સમયમાં થઈ ગએલા સરદારો વિષે શું જાણો છો?

૪. 'બાલાજી પેશ્વાના વખતમાં મરાઠા રાજ્ય પૂર્ણ કળાએ પહોંચ્યું હતું.' આ વાક્ય સમજાવો.

૫. પાણીપતના યુદ્ધમાં મરાઠાઓની હાર થવાનાં કારણો લખો. તે હારની શી અસર થઈ.

૬. નીચેની બાબતો વિષે ટૂંક નોંધ લખો:

**અ.** ઉદગીરની લડાઈ. **બ.** મરાઠા ખાઈ.

# ૪. પેશ્વા માધવરાવ

## [ ઇ. સ. ૧૭૬૧ થી ઇ. સ. ૧૭૭૨ ]

**રાજકીય સ્થિતિ**

બાલાજીરાવ પછી તેનો સત્તર વરસનો જુવાન પુત્ર માધવરાવ પેશ્વા થયો. પાણીપતના યુદ્ધ પછી હિંદમાં સત્તા માટે ખેંચતાણ થઈ રહી હતી. અયોધ્યા અને બંગાળાના નવાબો, નિઝામ અને હૈદર, ફ્રેંચો અને અંગ્રેજો તૂટી પડેલી મોગલાઈ અને હાર પામેલા મરાઠાઓ પર સત્તા ભોગવવા ઈંતેજાર હતા. આ કટોકટીના સમયે કાચી ઉંમરના પેશ્વાએ માર્ગ સરળ કર્યો અને ગએલી આબરૂ પાછી મેળવી.

**રાઘોબા સાથે ખટપટ**

પેશ્વાનો કાકો રાઘોબા પેશ્વાઈ મેળવવા ખટપટ કરતો હતો તેથી રાઘોબાને પકડી પૂનામાં કેદ કરવો પડ્યો. તરુણ પેશ્વાએ રાઘોબાને દૂર કરી નાના ફડનવીસ જેવા બાહોશ મંત્રીની મદદથી ગાયકવાડ, હોલ્કર, સિંધિઆ અને ભોંસલેને વશ કર્યા ને તેમને ઉત્તર હિંદમાં ચોથ ઉઘરાવવાનું કામ સોંપ્યું. પણ દક્ષિણમાં બે દુશ્મનો તૈયાર હતા : (૧) નિઝામ અને (૨) મ્હૈસુરની ગાદી પચાવી પાડનાર હૈદરઅલી. માધવરાવે પ્રથમ નિઝામ પર ચડાઈ કરી. રાક્ષસ ભુવનના યુદ્ધમાં તેને હરાવી આજ સુધીની ચોથ વસુલ કરી. ઇ. સ. ૧૭૬૩. પછી હૈદર સાથે બે

**નિઝામ અને હૈદર સાથે યુદ્ધ**

વર્ષ લડી તેની પાસેથી સાવનુર અને કેટલોક મુલક પડાવ્યો અને લડાઈના ખર્ચ માટે ૩૨ લાખ રૂપિયા લીધા. થોડા સમય પછી હૈદરે ચડેલી ખંડણી નહિ આપવાથી સેનાપતિ ત્ર્યંબકરાવે ચેરકુલી પાસે તેને હરાવી શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો, ત્યારે તેણે ચડેલી ખંડણી આપી અને સુલેહ કરી ઇ. સ. ૧૭૭૨.

માધવરાવે પાણીપતના યુદ્ધનું વેર લેવા રોહીલખંડ પર ચડાઈ કરી તેમને લૂંટી ઘણું દ્રવ્ય એકઠું કર્યું. મહાદજી સિંધિઆએ દિલ્હી જઈ

મોગલ બાદશાહને અંગ્રેજોના રક્ષણમાંથી ખસેડી પોતાના પક્ષમાં લીધો. એ રીતે ઇ. સ. ૧૭૬૧ પહેલાં જેટલી સત્તા મરાઠાઓની હતી તેટલી જ માધવરાવે પાછી મેળવી પેશ્વાઈને સજીવન કરી. પેશ્વાઈના દુર્ભાગ્યે તે ૨૮ વર્ષની કાચી વયે મરણ પામ્યો. ઇ. સ. ૧૭૭૨.

**મહાન પેશ્વા માધવરાવ**

તેણે નિઝામ અને હૈદર જેવા જબરા શત્રુને વશ કર્યા, તેમની પાસેથી ખંડણી લીધી, ચોથ ઉઘરાવી અને ગએલો મુલક પાછો મેળવ્યો એટલું જ નહિ, પણ સિંધિઆ અને હોલ્કરને વિશ્વાસપૂર્વક મેળવી લીધા. તેની લશ્કરી શક્તિ, કુનેહ અને હિંમત અજબ હતી. તે મનુષ્યની શક્તિ પારખવામાં એક્કો હતો. સખારામ ભાઉ અને નાના ફડનવિસ જેવા મુત્સદ્દીઓની કુનેહથી મરાઠા રાજ્યની ઝાંખી થયેલી કીર્તિ તેજસ્વી બની. તેથી તે **મહાન પેશ્વા** તરીકે પંકાયો. ટૂંક સમયમાં મેળવેલી અજબ કારકીર્દિને લીધે યૂરોપ ઇતિહાસકારો તેને હિંદનો **બ્લૅક પ્રિન્સ** (શ્યામ કુમાર) કહે છે.

— પ્રશ્નો —

૧. માધવરાવ પેશ્વાએ મરાઠા રાજ્યનો પુનરુદ્ધાર કરવા શાં પગલાં ભર્યાં તે લખો.

૨. માધવરાવ **મહાન પેશ્વા** અને **બ્લૅક પ્રિન્સ** શા માટે કહેવાયા ?

## ૫. નારાયણરાવ પેશ્વા

### [ ઇ. સ. ૧૭૭૨ થી ઇ. સ. ૧૭૭૩ ]

માધવરાવ પછી તેનો નાનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો રાઘોબા મૂળથી દુષ્ટ સ્વભાવનો હતો અને તેની સ્ત્રી આનંદી બાઈ તેના કરતાં પણ નીચ સ્વભાવની હતી. નારાયણરાવ પેશ્વા થવાથી તે દુષ્ટ સ્ત્રીએ ઝઘડો લીધો. તેવામાં નારાયણરાવનું ખૂન થયું. ઇ. સ. ૧૭૭૩. આ ખૂન પછી મરાઠા રાજ્યની પડતીની શરૂઆત થઈ.

## ૬. સવાઈ માધવરાવ

### [ ઇ. સ. ૧૭૭૪ થી ઇ. સ. ૧૭૯૫ ]

**રાઘોબા સાથે ખટપટ**

નારાયણરાવના ખૂનથી રાઘોબાએ પેશ્વાનાં વસ્ત્રો ધારણ કરી રાજકારભાર શરૂ કર્યો, પરંતુ કારભારી મંડળે તેને કબૂલ રાખ્યો નહિ. દરમિયાન રાઘોબાને પૂના છોડી નિઝામ સાથેના ઝઘડાની પતાવટ કરવા જવું પડયું. તે સમયે નારાયણરાવની પત્ની ગંગાબાઈને પુત્ર અવતર્યો. એટલે કારભારી મંડળે આ જન્મેલા બાળકને **સવાઈ માધવરાવ** નામ આપી તેના નામથી રાજ્ય કારભાર શરૂ કર્યો. આ કારભારીઓમાં નાના ફડનવિસ મુખ્ય હતો.



**સવાઈ માધવરાવ**

**પહેલો મરાઠા વિગ્રહ**

રાઘોબા હવે કોઈ પણ ઉપાયે પેશ્વાઈ હાથ કરવાના ઈરાદાથી પૂના પર ચડાઈ લાવ્યો. તેમાં તે ફાવ્યો નહિ. તેથી બારોબાર ગૂજરાત તરફ જઈ મુંબઈના અંગ્રેજ ગવર્નરની મદદ માગી. સૂરત મુકામે સંધિ થઈ. તેમાં અંગ્રેજોએ મદદ આપવાનું કબૂલ કર્યું. તે બદલ અંગ્રેજોને (૧) દોઢ લાખ રૂપિયા દર મહિને લશ્કરના ખર્ચ પેટે આપવાનું તથા (૨) વસઈ અને સાષ્ટી બેટ આપવાનું નક્કી કર્યું.

રાઘોબાની સૂરતની સંધિની ખબર નાના ફડનવિસને પડવાથી તેણે બંગાળાના ગવર્નર જનરલ સાથે સીધી સુલેહ કરી. બંગાળાનો ગવર્નર જનરલ રેગ્યુલેટિંગ ઍક્ટ મુજબ ઉપરી ગણાતો હતો. તેણે સૂરતની સંધિ રદ કરી. **પુરંદરનું તહનામું** નાના ફડનવિસ સાથે કર્યું.

ઇ. સ. ૧૭૭૬. તેમાં (૧) રાઘોબાનો પક્ષ અંગ્રેજોએ છોડી દેવો અને તે બદલ સાષ્ટી બેટ અંગ્રેજોને આપવાનો હતો.

આ બે અંગ્રેજી સત્તા વચ્ચે પણ મતભેદ પડવાથી આ હકીકત કંપનીના ડિરેકટરો પાસે ગઈ. તેમણે સૂરતના કરાર મંજૂર રાખ્યા. આથી રાઘોબાને મદદ આપવા વિગ્રહ શરૂ થયો. મુંબઈ સરકારે પૂના તરફ લશ્કર મોકલ્યું. પણ અંગ્રેજો હારવાથી **વારગામ** મુકામે સુલેહ થઈ: (૧) અંગ્રેજોએ મરાઠી મુલક પાછો આપવો. (૨) ભરુચ સિંધિઆને આપવું. (૩) બંગાળી લશ્કર પાછું વાળવું અને (૪) બે અંગ્રેજો મરાઠાને કબજે સોંપવા. પરંતુ કલકત્તા તરફથી બીજું લશ્કર આવતાં પાછી લડાઈ શરૂ થઈ. આખરે બંને પક્ષે **સાલબાઈ** મુકામે સલાહ કરી. ઇ. સ. ૧૭૮૨. તેમાં એવું ઠરાવ્યું કે :(૧) અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો. (૨) રાઘોબાએ ૩ લાખ રૂપિયા પેન્શન લઈ કોપરગામમાં રહેવું. (૩) સવાઈ માધવરાવને પેશ્વા તરીકે કબૂલ રાખવો. (૪) સાષ્ટી બેટ અંગ્રેજોને આપવો. (૫) અંગ્રેજોના દુશ્મનોને મરાઠાઓએ મદદ કરવી નહિ. (૬) ગાયકવાડે પેશ્વાને ખંડણી ભરી ગૂજરાતનો કારભાર કરવો.

સાલબાઈના તહનામામાં નાનાફડવિસની કુનેહથી અંગ્રેજોને ઝાઝો લાભ થયો નહિ.

**ખર્ડાનું યુદ્ધ:** ઇ. સ. ૧૭૯૫ દક્ષિણનો નિઝામ બળવાન થવાથી ચોથ તથા સરદેશમુખી ભરવાની ના પાડતો હતો. તે વસૂલ કરવા તેની સામે યુદ્ધ આરંભ્યું. નાના ફડનવિસે પેશ્વાના વાવટા હેઠળ સિંધિઆ, હોલ્કર, ભોંસલે અને ગાયકવાડને એકત્ર કર્યાં. જુવાન પેશ્વા સવાઈ માધવરાવ પણ ફોજ સાથે ગયો હતો. ખર્ડા (કુર્દલા)ના મેદાનની ભારે લડાઈમાં નિઝામ હાર્યો અને શરણે આવ્યો. તેણે લેણા પેટે ૩ કરોડ રૂપિયા આપ્યા તથા ૩૭ લાખની ઉપજનો મુલક મરાઠાઓને સોંપ્યો. રાજ્યના સઘળા મરાઠા સરદારો ખર્ડાના યુદ્ધમાં છેલ્લી જ વાર એકઠા થયા હતા.

સવાઈ માધવરાવ હવે મોટો થયો હતો. નાના ફડનવિસની સુંદર તાલીમથી રાજ્યકારભાર પણ કરતો હતો. મરાઠા રાજ્યની ઉન્નતિ ફરીથી થશે એવી ઝાંખી થતી હતી, પણ આશા વ્યર્થ ગઈ. રાઘોબાને માધવરાવ નાના ફડનવિસની સત્તામાંથી છૂટવા પ્રયત્ન કરતો હતો. પણ તેમાં નહિ ફાવવાથી એક દિવસ અગાશી પરથી પડી મરણ પામ્યો. ઈ. સ. ૧૭૯૫.

**— પ્રશ્નો —**

૧. પહેલા મરાઠા વિગ્રહનાં કારણો આપો. અંગ્રેજોને તેમાં શો લાભ થયો?
૨. 'સવાઈ માધવરાવનો કારભાર ખરી રીતે નાના ફડનવિસનો જ હતો.' આ વાક્ય કારણો આપી સમજાવો.
૩. કુર્દલાના યુદ્ધમાં મરાઠાઓ શા કારણથી વિજય પામ્યા?

## ૭. બાજીરાવ બીજો

### [ ઈ. સ. ૧૭૯૬ થી ઇ. સ. ૧૮૧૮ ]

**પેશ્વાઈનો અંત**

સવાઈ માધવરાવના આત્મઘાત પછી ગાદીનો હકદાર રાઘોબાનો પુત્ર બાજીરાવ હતો. તે લાયકાત વિનાનો હતો, છતાં રાજ્યમાં કુસંપ ન થાય તે માટે નાના ફડનવિસે બાજીરાવને પેશ્વાપદ આપ્યું. પેશ્વાપદ મળ્યા પછી પોતાના પિતાના શત્રુ નાના ફડનવિસને કેદમાં પૂરવા દોલતરાવ સિંધિઆની મદદ માગી. દોલતરાવે મદદ બદલ ૨ કરોડ રૂપિયા માગ્યા. બાજીરાવ પાસે નાણાં ન હતાં, આથી પૂના લૂંટવાની પરવાનગી આપી નાનાને કેદમાં પુરાવ્યો. મૂર્ખ પેશ્વાએ પડતીનું પ્રથમ પગથિયું શરૂ કર્યું. નાનાને કેદમાં પૂરી દોલતરાવે પૂનાને મનગમતું લૂંટ્યું. પરિણામે ચોતરફ અંધેર અને અવ્યવસ્થા શરૂ થઈ. છેવટે નાનાને છોડયો પણ તે વધારે વખત જીવ્યો નહિ. આ ડાહ્યો, મુત્સદ્દી અને મરાઠી રાજ્યની સ્વતંત્રતા જાળવનાર છેલ્લો સૂત્રધાર ઈ. સ. ૧૮૦૦માં મરણ પામ્યો. તુકાજી હોલ્કર મરણ પામ્યો. તેની ગાદી માટે ઝઘડો ઊભો થયો

**સિંધિઆ અને હોલ્કર**

આ સમયે દોલતરાવ સિંધિઆ પૂનામાં હતો. તેની સલાહથી પેશ્વાએ હોલ્કરને મારી નંખાવ્યો. તેથી તેના ભાઈ યશવંતરાવ હોલ્કરે સિંધિઆને ખસેડવા તેનો મુલક લૂંટવા લશ્કર મોકલ્યું. સિંધિઆ પુનાથી નીકળ્યો એટલે યશવંતરાવ :હોલ્કર પૂના પર ચડયો અને બાજીરાવને નસાડી પૂના કબજે કર્યું. બાજીરાવ નાસીને સિંહગઢ ગયો. ત્યાંથી પાછો ન આવવાથી યશવંતરાય હોલ્કરે રાઘોબાના દત્તક પુત્ર અમૃતરાવને પેશ્વાપદ આપ્યું. હવે બાજીરાવની સ્થિતિ કફોડી થઈ. સિંધિઆ ઉપર તેને ભરોસો નહોતો, તેથી આ મૂર્ખ પેશ્વા ગાદી મેળવવા માટે અંગ્રેજોનું શરણુ શોધવા ગયો.



**બાજીરાવ બીજો**

**વસઈનું તહનામું**

પેશ્વા રક્ષણ માટે વસઈ ગયો અને અંગ્રેજો સાથે ત્યાં કોલકરાર કર્યા, તેને **વસઈનું તહનામું** કહે છે. તેમાં ઠરાવ્યું હતું કેઃ (૧) બાજીરાવને પેશ્વા તરીકે ઠરાવવો. (૨) પોતાના રક્ષણ માટે પેશ્વાએ સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવી. (૩) તેના ખર્ચ બદલ ૨૬ લાખ રૂપિયાની ઉપજનો મુલક અંગ્રેજોને આપવો. (૪) ગાયકવાડ, નિઝામ કે કોઈ પણ સરદાર સાથેના ઝઘડાનો નિકાલ અંગ્રેજો મારફત પતાવવો. (૫) અંગ્રેજો સિવાયની બીજી પરદેશી પ્રજાને પ્રેશ્વાએ પોતાના રાજ્યમાં રહેવા દેવી નહિ.

**તહનામાનું પરિણામ**

ઉપરની શરતો કબૂલ રાખવાથી પેશ્વાપદની મહત્તાનો અને મરાઠી સ્વતંત્રતાનો નાશ થયો. અંગ્રેજો સર્વોપરિ બન્યા ઉપરાંત આ તહનામાથી મરાઠા રાષ્ટ્રસંઘના સઘળા સરદારો પણ અંગ્રેજોના તાબા નીચે આડકતરી રીતે દાખલ થયા. આથી તે સરદારોના અંદર અંદરના ઝઘડાનો લાભ અંગ્રેજોએ લીધો.

વસઈની સલાહ મુજબ અંગ્રેજ સેનાપતિ આર્થર વેલેસ્લીએ પૂના આવી બાજીરાવને ગાદી અપાવી. પણ આ તહનામું બીજા મરાઠા સરદારોને પસંદ ન આવવાથી અંગ્રેજો સાથે બીજા, ત્રીજા અને ચોથા વિગ્રહ થયા. છેવટે મરાઠા સામ્રાજ્યનો અંત આવ્યો.

બાજીરાવે સહાયકારી લશ્કરની યોજના સ્વીકારી તેથી નારાજ થઈ સિંધિઆએ અંગ્રેજ સામે વિગ્રહ શરૂ કર્યો. અંગ્રેજોએ પણ લડાઈની પૂરતી તૈયારી કરી હતી. ઉત્તરમાં સેનાપતિ જનરલ લેકે સિંધિઆના લશ્કરને દિલ્હી તથા લાસવારી પાસે હરાવ્યું.

**મરાઠા બીજો વિગ્રહ**

ઇ. સ. ૧૮૦૩. મોગલ બાદશાહ શાહઆલમને મરાઠાના કબજામાંથી છૂટો કરી અંગ્રેજોએ ગાદીએ બેસાડયો. દક્ષિણમાં ભોંસલેને આર્થર વેલેસ્લીએ આરાગામની લડાઈમાં હરાવી વરાડ પ્રાંત તથા ગાવીલગઢ સર કર્યો. ઇ. સ. ૧૮૦૩.




અંતે થાકીને બંને જણે અંગ્રેજો સાથે સુલેહ કરી. સિંધિઆએ **સુરજીઅંજન** ગામ પાસે કરાર કર્યા. (૧) ગંગા અને જમના વચ્ચેનો સઘળો મુલક અને ભરૂચ અંગ્રેજોને આપવા. (૨) અહમદનગર પેશ્વાને આપવું. (૩) નિઝામ, પેશ્વા અને ગાયકવાડ ઉપરના સઘળા હક સિંધિઆએ ઉઠાવી લેવા. (૪) અંગ્રેજો સિવાયની બીજી યૂરોપી પ્રજાને રાજ્યમાં રાખવી નહિ. અને (૫) ગ્વા-

લિયરમાં બ્રિટિશ રેસિડંટ રાખવો.

ભોંસલેએ **દેવગામ** મુકામે કોલકરાર કર્યાં. તેમાં નીચેની શરતે હતી : (૧) વર્ધા નદીની પશ્ચિમે આવેલો સઘળો મુલક, કટક અને બાલાસોર પ્રાંત અંગ્રેજોને આપવા. (૨) નિઝામ ઉપરનો હક ભોંસલેએ છોડી દેવો. (૩) અંગ્રેજો સિવાયની બીજી પરદેશી પ્રજાને રાજ્યમાં રાખવી નહિ. (૪) નાગપુરમાં એક અંગ્રેજ રેસિડંટ રાખવો.

સિંધિઆ અને ભોંસલેએ અંગ્રેજો સાથેના બીજા વિગ્રહમાં સ્વતંત્રતા ગુમાવી. અંગ્રેજોના મુલકમાં વધારો થયો.

**વિગ્રહનું પરિણામ** હિંદમાં અંગ્રેજોના મુલકમાં વધારો થયો. હિંદમાં અંગ્રેજો હવે સાર્વભૌમ ગણાવા લાગ્યા. મોગલ બાદશાહ શાહઆલમ અંગ્રેજોના કબજામાં આવવાથી તેની સત્તા સ્થપાઈ. બીજી યૂરોપી પ્રજાને મળતો આશરો બંધ થવાથી અંગ્રેજો આખા હિંદમાં રાજ્યકર્તા થઈ શક્યા.

અત્યાર સુધી હોલ્કર તટસ્થ રહી જોયા કરતો હતો. હજી તે પોતાને સ્વતંત્ર માનતો હતો. માળવા તરફ

**મરાઠી ત્રીજો વિગ્રહ** લૂંટફાટ શરૂ કરી. વળી રજપુતાનામાં જઈ ચોથ ઉઘરાવવા લાગ્યો. તેમજ સહાયકારી લશ્કરી યોજના સ્વીકારી નહિ. તેથી તેની સાથે ત્રીજો મરાઠા વિગ્રહ શરૂ થયો. ઈ. સ. ૧૮૦૪. હોલ્કરનું લશ્કર કેળવાએલું અને બળવાન હતું. તેથી કર્નલ મુરને અને મધ્ય હિંદમાંથી કર્નલ મોન્સનને

**યુધ્ધનું વર્ણન** સૈન્યો સાથે મોકલી ત્રણ બાજુથી હુમલો કરવા ઠરાવ્યું. અંગ્રેજોની સુંદર ગોઠવણી હોવા છતાં શરૂઆતમાં હોલ્કર ફાવ્યો અને દિલ્હી કબજે કર્યું. પણ જનરલ લેકે આવી તેને દીગ અને ફરૂકાબાદ આગળ હરાવ્યો. ભરતપુરનો રાજા હોલ્કરને મદદ કરતો હતો. તેથી લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો. પરંતુ એ અભેદ્ય ગઢ જીતી શકાયો નહિ. દરમિયાન ભરતપુરના રાજાએ ૨૦ લાખ રૂપિયા આપી અંગ્રેજો સાથે સુલેહ કરીને હોલ્કરનો પક્ષ છોડ્યો. હવે હોલ્કરને

કચરી નાંખવાની પૂરતી તૈયારી થઇ હતી. પણ ઈ. સ. ૧૮૦૫ માં લૉર્ડ વેલેસ્લીને ઇંગ્લાંડ બોલાવી લેવામાં આવ્યો. તેની પછી આવનાર સર જ્યોર્જ બાર્લોએ તટસ્થ નીતિ સ્વીકારી, હોલ્કર સાથે સુલેહ કરી.



**ભરતપુરનો કિલ્લો**

આથી તે સ્વતંત્ર રહી શકયો અને રજપુતાનામાં ખંડણી વસુલ કરવાનો તેનો હક કાયમ રહ્યો.

**ચોથો મરાઠા વિગ્રહ** (૧) બાજીરાવ અંગ્રેજોના કબજામાંથી છટકવા માટે ભોંસલે સિંધિઆ અને હોલ્કર સાથે એકત્ર થવાનો પત્રવ્યવહાર ચલાવવા લાગ્યો. એ અરસામાં ગૂજરાતના હિસાબનો નિકાલ કરવા ગાયકવાડે અંગ્રેજોની બાંહેધરીથી ગંગાધર શાસ્ત્રીને પેશ્વાના દરબારમાં મોકલ્યો. ત્યાં પેશ્વાએ ત્રંબકજી ડેંગલે પાસે તેનું ખૂન કરાવ્યું. અંગ્રેજોએ ત્રંબકજીને સોંપી દેવા ખૂબ દબાણ કર્યું ત્યારે સોંપ્યો. વળી તેને થાણામાં કેદ પૂર્યો હતો ત્યાંથી નાસી છૂટયો ત્યારે પેશ્વાએ તેને સંઘર્યો અને મદદ કરવા લાગ્યો. એથી અંગ્રેજોએ ખુલાસા માટે એક માસની મુદત આપી. છેવટે તે બદલ પેશ્વાને નવું તહનામું કરવું પડયું. તેને **પુનાનું તહનામું** કહે છે. તેમાં ઠરાવ્યું

હતું કે : (૧) મરાઠા સરદારોનું ઉપરીપણું પેશ્વાએ છોડી દેવું (૨) અહમદનગર અને કોંકણનો મુલક અંગ્રેજોને આપવો (૩) અંગ્રેજ લશ્કર પૂનામાં રહેતું હતું તેમાં વધારો કરવો. ઉપરનાં તહનામાની શરતો પેશ્વાથી માન્ય રખાઇ નહિ. તે અંગ્રેજી સત્તાથી કંટાળ્યો હતો તેથી તેમની સામે છેવટનું લડી લેવા માટે લશ્કરમાં ભરતી કરવા લાગ્યો અને બાપુ ગોખલે નામે બાહોશ સરદારને સૈન્યનો ઉપરી નીમ્યો. પણ બાલાજીરાવના પક્ષમાં જઈ અંગ્રેજો સામે યુદ્ધમાં ભળ્યો.

**યુદ્ધ**

પેશ્વાએ હોલ્કર તથા ભોંસલે તરફથી મદદની આશા રાખી હતી. છતાં તે આવી પહોંચે તે પહેલાં અંગ્રેજો પર હુમલો કર્યો. ખડકી પાસે ભારે યુદ્ધમાં તેનો સરદાર બાપુ ગોખલે હાર્યો અને મરાયો. કર્નલ સ્મિથે ના પૂકબજે કર્યું. તેથી બાજીરાવ પુરંધર નાઠો. તેની પાછળ પડી તેને કોરેગામ અને આષ્ટી આગળ ફરીથી હરાવ્યો. છેવટે બાજીરાવ સરજૉન માલ્કમને શરણે ગયો. ઈ. સ. ૧૮૧૮.

હવે અંગ્રેજોએ પેશ્વાને મદદ કરવા આવતા આપા સાહેબ ભોંસલેના લશ્કરને સીતાબલ્દી આગળ હરાવ્યું અને તેને નાગપુર પાસે તેને તાબે કર્યો. હોલ્કરના કર્નલ માલ્કમે માહીદપુર પાસે હરાવ્યા. ઈ. સ. ૧૮૧૮

**પરિણામ**

બાજીરાવ શરણે આવવાથી તેનો સઘળો મુલક ખાલસા કરી તેને ૮ લાખનું પેન્શન બાંધી આપી કાનપુર નજીક બિથુરમાં રાખ્યો. બાળ હોલ્કરને પણ મંદિસ્સર પાસે તહનામું કરવું પડયું. તેમાં સહાયકારી પધ્ધતિ સ્વીકારી તે અંગ્રેજોનો ખંડિયો રાજા બન્યો. રાઘોજી ભોંસલેના પૌત્રને નાગપુરની ગાદી પર બેસાડયો. તેણે અંગ્રેજોના શરણ નીચે રહેવાનું સ્વીકાર્યું. સિંધિઆ તો ત્યાર પછી વફાદાર મિત્ર બનીને જ રહ્યો. ગાયકવાડ કશી ખટપટમાં ભળ્યા જ નહતા. માત્ર સતારા અને કોલ્હાપુરની શાખા સિવાય પેશ્વાનો સઘળો મુલક અંગ્રેજોએ કબજે કર્યો. આ પ્રમાણે અંગ્રેજી રાજ્ય હિંદમાં ધીમે ધીમે સર્વોપરી બન્યું.

## પ્રશ્નો.

૧. વસઈનું તહનામું કરવામાં બાજીરાવના સંજોગો કેવા હતા ? તે તહનામાથી મરાઠી રાજ્યની પડતી શી રીતે થઈ ?

૨. બીજા અને ત્રીજા મરાઠી વિગ્રહનાં કારણો અને તેનાં પરિણામો જણાવો.

૩. ચોથો મરાઠી વિગ્રહ કોની કોની વચ્ચે અને શા માટે થયો ? તેનું શું પરિણામ આવ્યું ?

૪. 'બાજીરાવ પેશ્વાએ મરાઠી રાજ્યનો અંત આણ્યો.' એમ માનવાને શાં શાં કારણો છે ?

૫. રાઘોબા અને બાજીરાવે મરાઠી રાજ્યને કેવી રીતે નુકશાન કર્યું ?

---

# ૩. મરાઠા રાષ્ટ્રસંઘ યાને શાખા રાજ્યો.

---

**રાષ્ટ્ર સંઘની યોજના**

છત્રપતિ શાહુ મહારાજાના સમયમાં બાજીરાવ પેશ્વાએ મરાઠા સરદારોમાં ઐક્ય જાળવવા, મરાઠી રાજ્ય વધારવા, અને હિંદના જુદા જુદા ભાગોમાં ચોથ અને સરદેશ-ઉઘરાવવા રાષ્ટ્રસંઘની યોજના કરી. આ યોજનાથી હિંદમાં મરાઠી રાજ્યનો વિસ્તાર વધ્યો અને પેશ્વાઈ સત્તા પૂર્ણ કળાએ પહોંચી. પણ પાછળથી મધ્યસ્થ સત્તાની નબળાઈનો લાભ લઈ આ સરદારો સ્વતંત્ર થયા. તેમણે જુદાં રાજ્યો સ્થાપ્યાં અને

માંહો માંહે કુસંપ વડે મરાઠી સત્તાનો નાશ કર્યો. આ સરદારો પૈકી જેના વંશ અદ્યાપિ પર્યંત હયાત છે તેનો ટૂંકો અહેવાલ હવે આપણે જોઈએ.

## ૧. સિંધિઆ

રાણોજી સિંધિઆ નામે એક માણસને પેશ્વાના જોડા ઉંચકવા રાખ્યો હતો. પણ તેણે પોતાની હોશિયારી અને લાયકાતથી આગળ વધી ગ્વાલિયરમાં ગાદી સ્થાપી. ઇ. સ. ૧૭૩૮. રાણોજીને **મહાદજી સિંધિઆ** નામે દાસીપુત્ર હતો. તે પાણીપતના મેદાનમાં મહામુશ્કેલીએ બચ્યો હતો. મહાદજી ઘણો બાહોશ હતો. તેણે પોતાની સત્તા જાળવવા માટે બળવાન કેળવાએલું લશ્કર તૈયાર કર્યું હતું. મોગલ બાદશાહ શાહઆલમને અંગ્રેજોના કબજામાંથી છોડાવી તેણે તેને ફરીથી દિલ્હીની ગાદીએ બેસાડયો હતો. તે ઉત્તર હિંદમાં ઘણો બળવાન થઈ રોહીલા, જાટ અને રજપુતો પર સત્તા ભોગવતો. અંગ્રેજો સાથેના પહેલા વિગ્રહમાં તેણે સાલબાઈ મુકામે સુલેહ કરવામાં ભાગ લીધો હતો. તે લડવૈયો હતો, પણ બાહોશ મુત્સદ્દી નહોતો. પેશ્વાના દરબારમાંથી નાના ફડનવિસને ખસેડી તેણે રહેવા માટે ઘણી ખટપટ કરી. પણ તેનું કાંઈ વળ્યું નહિ. તે ઇ. સ. ૧૭૯૪માં મરણ પામ્યો. અંગ્રેજોને પણ તેના તરફથી ચિંતા હતી. તેના મરણ પછી દોલતરાવ સિંધિઆએ અંગ્રેજોની સહાયકારી યોજના સ્વીકારી હતી. તે પછી તેમના વંશજો ગ્વાલિયરમાં રહી રાજ્ય કરે છે.



**મહાદજી સિંધિઆ**

## ૨. હોલ્કર

આ રાજ્યનો સ્થાપનાર મહા પુરુષ મલ્હારરાવ હોલ્કર હતો. તેણે ઇંદોરમાં પોતાની રાજધાની કરી હતી. પાણીપતના યુદ્ધમાં તે ગયો હતો.

પણ ત્યાં સદાશિવરાવ ભાઉ સાથે તેને ન બનવાથી લડાઈ થઈ અને મરાઠાઓ જીતવાની તૈયારીમાં હતા તે વખતે દગાથી તેણે નાસવા માંડયું. તેને પ્રતાપે મરાઠાઓ હાર પામ્યા. મધ્ય હિંદમાં સત્તા જમાવી



**અહલ્યાબાઈ**

તે ઇ. સ. ૧૭૬૬ માં મરણ પામ્યો.

**અહલ્યાબાઈ હોલ્કર** તેના પછી ખંડેરાવની વિધવા **અહલ્યાબાઈ હોલ્કરે** માધવરાવ પેશ્વાની પરવાનગીથી તુકાજીરાવ નામે પુત્રને દત્તક લઈ તેના વતી રાજ્યનો કારભાર કર્યો. આ બાઈ બહુ ધાર્મિક વિચારની અને પવિત્ર હતી. તેણે આખા હિંદમાં ઠેકાણે ઠેકાણે મંદિરો અને ધર્મશાળાઓ બંધાવી છે. તેનાં પુણ્યદાન અને પ્રજા પ્રેમને માટે તે જાણીતી છે. તે કેળવણી પામેલી હતી. તે રાજ્ય દરબારમાં બુરખા સિવાય બેસીને રાજ્યનું કામ કરતી. તેના ડહાપણભર્યા અમલથી તે દેવી તરીકે પુજાતી. તેના સુંદર રાજ્ય કારભાર માટે તે આખા હિંદમાં પંકાતી.

તુકાજીના મરણ પછી જસવંતરાવ ગાદીએ બેઠો. તેને સિંધિઆ સાથે બનતું નહિ. તેણે પૂના જીતી લેવાથી બાજીરાવને નાસી જવું પડયું અને અંગ્રેજો સાથે વસઈના કોલકરાર કરવા પડયા. છેવટે હોલ્કરને પણ અંગ્રેજો સાથે લડાઈ થઈ. પણ આખરે સુલેહ કરવી પડી. મરાઠી ચોથા વિગ્રહને અંતે તેણે અંગ્રેજોનું સર્વોપરીપણું સ્વીકારી સહાયક લશ્કરી યોજના કબૂલ રાખી. તેના વંશજો ઇંદોરમાં રાજ્ય કરે છે.

## ૩. ગાયકવાડ

ગૂજરાતમાં ગાયકવાડનું મોટું દેશી રાજ્ય છે. તેના મૂળ સ્થાપનાર પિલાજીરાવ શાહુ મહારાજાના સરદાર હતા. તેમના કામથી ખુશ થઈ શાહુએ તેમને 'સેના ખાસ ખેલ સમશેર બહાદુર'નો ખિતાબ આપ્યો હતો. પિલાજીરાવે ગૂજરાતમાં ઇ. સ. ૧૭૨૧માં સોનગઢમાં ગાદી સ્થાપી ચોથ અને સરદેશમુખી ઉઘરાવી. તે સમયના મોગલ સુબા અભેસિંહે ડાકોરમાં તેનું ખૂન કરાવ્યું હતું. તે પછી દામાજીરાવે વડોદરમાં ગાદી સ્થાપી ઇ. સ. ૧૭૩૧. ગાયકવાડે અંગ્રેજોની સહાયકારી યોજના સ્વીકારવાથી તેઓના રાજ્યમાં શાંતિ સ્થપાઈ. મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કર્યા પછી સયાજીરાવ ૧૮ વરસની વયે ગાદીએ આવ્યા. ઇ. સ. ૧૮૭૫. તે પોતાની પ્રજાની ઉન્નતિ માટે ખૂબ કાળજી રાખતા. તેમણે રાજ્યનાં સર્વ બાળકોને અમુક ઉંમર સુધી ફરજિયાત મફત કેળવણી આપવાની યોજના કરી દરેક ગામે પુસ્તકાલયો અને વાંચનાલયો ઉઘાડયાં. બાળલગ્ન અટકાવવા, વિધવા સ્ત્રીઓને મિલ્કતમાંથી ભાગ આપવાના તેમજ જ્ઞાતિ ત્રાસ દૂર કરવાના કાયદા કર્યાં. હાલમાં વડોદરાની ગાદી પર તેમના પૌત્ર પ્રતાપસિંહ રાજ્ય કરે છે.



સયાજીરાવ ગાયકવાડ

## ૪. ભોંસલે

આ રાજ્યનો મૂળ પુરુષ રઘુજી ભોંસલે બળવાન અને બાહોશ સરદાર હતો. બંગાળા, બિહાર અને ઓઢિઆના પ્રદેશમાં તેણે સત્તા જમાવી હતી. તે વંશનો છેલ્લો રાજા અપુત્ર મરણ પામવાથી અંગ્રેજ સરકારે તેમનું રાજ્ય ખાલસા કર્યું. ઈ. સ. ૧૮૫૩.

### પ્રશ્નો

૧. મરાઠા રાષ્ટ્રસંઘની યોજના વિષે શું જાણો છો ? તે યોજનાથી મરાઠી રાજ્યનાં લાભાલાભ વર્ણવો.

૨. મહાદજી સિંધિઆ, અહલ્યાબાઈ હોલ્કર અને સયાજીરાવ ગાયકવાડનાં ટૂંકાં જીવન ચારિત્ર આપો.

---

# ૪. મરાઠા યુગના મહાપુરુષો

## ૧. સમર્થ ગુરૂ રામદાસ સ્વામી

ગુરુ રામદાસ ૧૬૦૮માં જન્મ્યા હતા. તેમનું મૂળ નામ **નારાયણ** હતું. તે નાનપણમાં જ તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા અને તેમણે આખા હિંદમાં પર્યટણ કર્યું. તેમ હિંદુઓની અધોગતિ જોઈ હિંદુધર્મને પુનર્જીવન આપવા મરાઠી પ્રજાને જાગ્રત કરી તેનો લાભ શિવાજીએ લીધો. તેણે હિંદુ રાજ્ય સ્થાપી રામદાસ સ્વામીને ગુરુ બનાવ્યા. એક વખતે શિવાજીએ ગુરુને આખું રાજ્ય સોંપી દીધું ત્યારે સ્વામીએ તેને રાજ્ય પાછું સોંપી પ્રજાનું રક્ષણ કરવાનો ઉપદેશ આપ્યો. ત્યારથી શિવાજી મહારાજે પોતાના રાજ્યનો **ભગવો ઝંડો** બનાવ્યો. શિવાજી અને રામદાસ સ્વામીએ એક બીજાની સહાયથી ધર્મપ્રચાર અને લોકોદ્ધારનું કાર્ય કર્યું છે.

## ૨. નાના ફડનવિસ

**નાના ફડનવિસ**નું આખું નામ બાલાજી જનાર્દનભાનુ હતું. તે પાણીપતની લડાઈમાંથી મરતાં મરતાં બચ્યો હતો. તે માધવરાવ પેશ્વાનો સલાહકાર હતો. નાનો હિસાબી કામમાં કુશળ, મુત્સદ્દી અને નિષ્પક્ષ-પાતી હતો. માધવરાવના મરણ પછી પેશ્વાઈનું રક્ષણ કરનાર તેજ હતો. તે અંગ્રેજોનો કટ્ટો શત્રુ હતો. મરાઠી પહેલા વિગ્રહમાં તે મુત્સદ્દીઃ પણાથી ફાવ્યો. મહાદજી સિવાયના સઘળા સરદારો પર તેની સત્તા ચાલતી હતી. ખર્ડાના યુદ્ધમાં મરાઠા સરદારોને છેલ્લીવાર એકત્ર કરનાર



તેજ વીરપુરુષ હતો. બાજીરાવની વિરુદ્ધ છતાં કલેશ અટકાવવા બાજી-રાવને તેણે પેશ્વાપદ આપ્યું ત્યારે તે કૃતઘ્ની અને મૂર્ખ પેશ્વાએ નાનાને કેદમાં પૂર્યો. આખરે વૃદ્ધાવસ્થા અને રાજ્યની ચિંતામાં ને ઘસાઈને મરણ પામ્યો.

તે પ્રામાણિક, દયાળુ અને ધર્મિષ્ઠ હતો. આથી તેનું ચારિત્ર્ય નિષ્કલંક હતું. સ્વાર્થ દૃષ્ટિ રાખ્યા સિવાય અને મરાઠી રાજ્યનું હિત સાધવા તે અહર્નિશ પ્રયત્ન કરતો. આ રાજપુરુષના મરણ પછી મરાઠી રાજ્ય પડતીમાં આવ્યું. તેથી કહેવાય છે કે નાના ફડનવિસના મરણ સાથે ડહાપણ, મુત્સદ્દીપણું અને સામ્રાજ્યનું શાણપણ નાશ પામ્યાં."

**— પ્રશ્નો —**

૧. રામદાસ સ્વામીએ હિંદના ઇતિહાસમાં શો ભાગ ભજવ્યો છે? તેમના કાર્યમાં તેમને મદદ તથા ફત્તેહ કેમ મળી?
૨. "નાના ફડનવિસના મરણ સાથે મરાઠી રાજ્યનું ડહાપણ નાશ પામ્યું" તે સમજાવો.
૩. પેશ્વાઈને ટકાવી રાખવા તેણે શા શા ઉપાયો લીધા?



# ૫. મરાઠાયુગની સમાલોચના

આપણે મરાઠીયુગનો દક્ષિણના હિંદુ સામ્રાજ્યનો સંપૂર્ણ ઇતિહાસ વાંચ્યો. એક જાગીરદારના પુત્ર શિવાજીએ મરાઠી રાજ્ય સ્થાપ્યું, પોષ્યું અને દૃઢ કર્યું. જો કે તેનો ટૂંક મુદતમાં કાળ થયો છતાં તેણે ચણતર મજબુત કર્યું હતું. તેની પછીના નબળા રાજ્યકર્તાઓએ રાજ્યની સત્તા પ્રધાન પેશ્વાઓને સોંપી દીધી. પેશ્વાઓમાં બાજીરાવે રાજ્યના સર-દારોને ચોથ ઉઘરાવવાની સત્તા આપી, તેથી તેઓ મરાઠી સત્તાનો ઉદય કરવા હિંમતવાન બન્યા. બાલાજી બાજીરાવના સમયમાં રાજ્યનો ભગવો ઝંડો **અટક** સુધી ઊડયો. અને મરાઠી સામ્રાજ્ય પૂર્ણકળાએ પહોંચ્યું. પરંતુ ૧૭૬૧ના પાણીપતના પરાજયથી મરાઠી રાજ્યને સખત

ફટકો પડયો. પણ માધવરાવે પેશ્વાઈ સજીવન કરી ત્યારે દુર્ભાગ્યે તેનું અકાળ અવસાન થયું. આ સમયે રાજ્યના સરદારોની વધતી જતી સત્તાથી રાજ્યની એકતા તૂટી. વળી પેશ્વાઈ સત્તાના લાલચુ રાઘોબાએ સૂરતના કરાર કરીને તેમજ તેના પુત્ર બાજીરાવે વસઈના કરાર કરી મરાઠી સત્તાનો અંત આણ્યો.

**મરાઠી રાજ્યની ચડતીનાં કારણો**

મરાઠી રાજ્યની ચડતીનાં ઘણાં કારણો છે. શિવાજીની યુદ્ધનીતિ અને રાજ્યનીતિ કુનેહભરી હતી. 'તેણે પ્રજામાં સ્વધર્મ અને સ્વરાજ્યની ભાવના પેદા કરી હતી. મરાઠી સૈન્ય વફાદાર અને કાર્યકુશળ હતું. તેમની લડવાની પદ્ધતિ વિશાળ સૈન્યને હંફાવતી. દક્ષિણની કુદરતી રચનાથી મરાઠાઓને પૂરતું રક્ષણ મળતું. દક્ષિણનાં મુસલમાની રાજ્યો પ્રત્યે ઔરંગઝેબની ભૂલભરેલી રાજ્યનીતિનો લાભ મરાઠાઓએ લીધો.

મરાઠી સામ્રાજ્ય લાંબો સમય ટકી શકયું છે ખરૂં, છતાં તેની ચડતી થવામાં ઘણા અકસ્માતો નડ્યા છે. શિવાજી મહારાજ કાર્ય પુરું કરે તે પહેલાં મરણ પામ્યા. માધવરાવ પેશ્વાનું અકાળે અવસાન થયું, ત્યારે દુષ્ટ રાઘોબાએ લાંબું આયુષ્ય ભોગવ્યું. તે અને તેના બાયલા પુત્ર બાજીરાવે મરાઠી રાજ્યનો નાશ કરવામાં મહત્વનો ભાગ ભજવ્યો.

**મરાઠી રાજ્યની પડતીનાં કારણો**

ઉપર જણાવ્યા સિવાયનાં મરાઠી રાજ્યની પડતીનાં બીજાં પણ ઘણાં કારણો હતાં. (૧) શિવાજીના વંશજો નમાલા નીકળ્યા. તેમણે પેશ્વાઈ વંશપરંપરાં કરી આપી. આથી રાજ્યમાં બે પક્ષો થયા. (૨) ખુલ્લા મેદાનમાં લડવાની પદ્ધતિ અખત્યાર કરવાથી પાણીપતના મેદાનમાં સખત હાર ખાધી. (૩) રાજ્યના સરદારોએ સ્વતંત્ર રાજ્યો સ્થાપી મરાઠી સત્તાની એકતાનો નાશ કર્યો. (૪) રાઘોબા અને બાજીરાવે પેશ્વાઈ મેળવવા નીચ કૃત્યો કર્યાં. (૫) મહાદજી સિંધિઆ, અને નાનાફડનવિસ જેવા મરાઠી રાજ્યના સ્થંભો એક જ દાયકામાં મરણ પામવાથી ખોટ પડી. (૬) ચોથ અને સરદેશમુખી

ઉઘરાવવામાં બીજાં રજપુત રાજ્યો સાથે વેર બાંધ્યું. પરિણામે મરાઠી સત્તાનો અંત આવ્યો.

**લોકાસ્થાત**

તેમના કારભારમાં દક્ષિણના લોકોની સ્થિતિ એકંદરે સારી હતી. તેમણે તીર્થસ્થળોની પરધર્મીઓના હુમલાથી રક્ષણ કર્યું. જમીનની માપણી કરાવી મહેસુલ નક્કી કરી રાજ્યનો વહીવટ વ્યવસ્થિત કર્યો. છતાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવામાં તેમનો ઘણો જુલમ થતો. તેનો લાભ લઇ ચોર, લૂંટારા અને ધાડપાડુઓનાં જૂથ ભમવાં લાગ્યાં. તેથી રૈયતના જાનમાલને ઘણું નુકશાન થયું, વેપાર રોજગાર પડી ભાંગ્યા અને વિદ્યાકળાને ખાસ ઉત્તેજન મળ્યું નહિ.

## — પ્રશ્નો —

૧. મરાઠી રાજ્યનો ટૂંકમાં હેવાલ આપો.
૨. મરાઠી રાજ્યની ચડતી પડતીનાં કારણો આપો.
૩. મરાઠી રાજ્યના અમલમાં દેશની કેવી સ્થિતિ હતી?

---

## અગત્યની તવારીખ.

| | | |
|---|---|---|
| ઇ. સ. | ૧૬૨૭ | **શિવાજીનો** જન્મ. |
| ,, | ૧૬૭૪ | ,, રાજ્યાભિષેક. |
| ,, | ૧૬૮૦ | શિવાજીનું મરણ. |
| ,, | ૧૭૦૦ | જીંજીગઢ પર ઔરંગઝેબની ચડાઈ. રાજારામનું મરણ. |
| ,, | ૧૭૧૨ | કોલ્હાપુરમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના. મહારાજ્યની બે શાખાઃ (૧) સતારા અને (૨) કોલ્હાપુર. |
| ,, | ૧૭૧૪–૨૦ | **બાલાજી પહેલો પેશ્વા.** |
| ,, | ૧૭૩૭ | બાજીરાવ પેશ્વાની દિલ્હી પર ચડાઈ. |
| ,, | ૧૭૪૦ | બાજીરાવનું મરણ. |
| ,, | ૧૭૪૮ | છત્રપતિ શાહુનું મરણ. |

| | | |
|---|---|---|
| ,, | ૧૭૬૦ | ઉદ્દગીરની લડાઈ. સદાશીવરાવ ભાઉએ નિઝામને હરાવ્યો. |
| ,, | ૧૭૬૧ | **પાણીપતની છેલ્લી લડાઇ;** મરાઠાઓની હાર. બાલાજીનું મરણ. |
| ,, | ૧૭૬૧–૭૨ | માધવરાવ પેશ્વા. |
| ,, | ૧૭૬૯ | માધવરાવે હૈદરને ચેરકુલી પાસે હરાવ્યો. |
| ,, | ૧૭૭૫ | રાઘોબા સાથે અંગ્રેજોના સૂરતના કરાર. |
| ,, | ૧૭૭૭ | ગવર્નર જનરલ સાથે પેશ્વા તરફથી પુરંધરના કરાર. |
| ,, | ૧૭૮૨ | સાલબાઇનું તહનામું. |
| ,, | ૧૭૯૫ | ખર્ડાનું યુદ્ધ; સવાઇ માધવરાવની આત્મહત્યા. |
| ,, | ૧૮૦૦ | **નાના ફડનવિસનું** મરણ. |
| ,, | ૧૮૦૨ | વસઇનું તહનામું. બાજીરાવ બીજો અંગ્રેજને શરણે. |
| ,, | ૧૮૦૩–૦૪ | બીજો મરાઠા વિગ્રહ. સિંધિઆ અને ભોંસલેને અંગ્રેજોએ હરાવ્યા. |
| ,, | ૧૮૦૪ | ત્રીજો મરાઠા વિગ્રહ. હોલ્કરને વેલેસ્લીએ હરાવ્યો. |
| ,, | ૧૮૧૭–૧૮ | ચોથો મરાઠા વિગ્રહ. બાજીરાવ હાર્યો અને પદભ્રષ્ટ થયો. |
| ,, | ૧૮૧૮ | **પેશ્વાઇનો અંત.** |



# ૧. હિંદનો યૂરોપ સાથે જળમાર્ગે સંબંધ

## ૧. હિંદનો પ્રાચીન વેપાર માર્ગ

પ્રાચીન કાળથી આપણા દેશનો પરદેશ જોડે વેપાર જાણીતો છે. સિકંદરની હિંદ પર ચડાઈ પછી પશ્ચિમના દેશો સાથે આપણો વેપાર વધતો ગયો. હિંદનો મુખ્ય વેપાર પહેલાં નીચે બતાવેલી ચીજોનો હતો. નિકાસમાં મરી, મસાલા, તજ, લવિંગ વગેરે તેજાના, રૂ, ચોખા, ગળી, નાળીએર, શેરડી, રેશમી અને સુતરાઉ કાપડ તથા ઝીણી મલમલ, આયાતમાં સોનું, રુપું, લોઢું, રંગ વગેરે.

ઇ. સ. ની પંદરમી સદી સુધી સઘળો વેપાર ત્રણ માર્ગે ચાલતો :

(૧) એડન રસ્તે, ઇજીપ્તના અલેકઝાંડ્રિઆ બંદર મારફતે વેનિસ.

(૨) એશિઆ માઈનોરને રસ્તે ભૂમધ્ય સમુદ્રમાં થઈ વેનિસ.

(૩) અફ્ઘાનિસ્તાનમાં કંદહાર અને કાબુલ થઈ કાળા સમુદ્રમાંથી કૉન્સ્ટાન્ટિનોપલના બંદર મારફતે યૂરોપના દેશો.

જ્યારથી મુસલમાનો અને ખ્રિસ્તિઓને દુશ્મનાવટ થઈ ત્યારથી યૂરોપ સાથેનો આ બહોળો વેપાર પડી ભાંગ્યો. વળી મધ્યસ્થ આરબો બહુ નફો ચડાવતા તેથી યૂરોપમાં માલ મોંઘો પડતો.

આથી યૂરોપના જુદા જુદા દેશના નાવિકોએ હિંદુસ્તાન જોડે વેપાર માટે સીધો જળમાર્ગ શોધવાના પ્રયત્નો કર્યા. તેમાં ઘણા નાવિકોએ પ્રાણ ખોયા. પણ આખરે વાસ્કોડા ગામા નામે એક પોર્ટુગીઝ વહાણવટીએ સૌથી પહેલાં યૂરોપ અને હિંદુસ્તાન વચ્ચેનો જળમાર્ગ શોધી કાઢયો.

# ૨. હિંદમાં આવેલા યૂરોપીય વેપારીઓ

## પોર્ટુગીઝ લોકો

યૂરોપનાં જુદાં જુદાં રાજ્યો પોતાના નાવિકોને હિંદુસ્તાનનો જળમાર્ગ શોધવા મોકલતા. સ્પેનના કોલમ્બસ નામે નાવિકે આ પ્રયત્નમાં ઇ. સ. ૧૪૯૨માં અમેરિકા ખંડ શોધી કાઢ્યો. તે પહેલાં ઇ. સ. ૧૪૮૬માં પોર્ટુગલનો બાર્થોલોમ્યુ ડિઆસુ નામે વહાણવટી આફ્રિકાની દક્ષિણે કેપ ઑવ ગુડ હોપ સુધી આવીને પાછો ગયો હતો. તે પછી ઇ. સ. ૧૪૯૭માં તે જ દેશનો વાસ્કોડા ગામા નામનો વહાણવટી ત્યાંથી આગળ વધીને કોઈ ભોમીઆની મદદથી ઇ. સ. ૧૪૯૮ના મે માસની વીસમી તારીખે હિંદના કાલીકટ બંદરે આવ્યો. ત્યારથી હિંદ અને યૂરોપ વચ્ચે સીધો સંબંધ શરૂ થયો.

વાસ્કોડા ગામા કાલિકટમાં આવ્યો ત્યારે **ઝામોરીન** નામે હિંદુ રાજા હતો. તેની પરવાનગીથી તેણે ત્યાં કોઠી નાખી વેપાર શરૂ કર્યો. તે હિંદમાં ૭ માસ રહ્યો. દરમિયાન આસપાસના પ્રદેશોની તથા વેપારનાં સ્થળોની સંપૂર્ણ માહિતી મેળવી તે પાછો ગયો. ફરીથી તે મોટા કાફલા સાથે હિંદ આવ્યો. ગામાના વેપારથી હિંદના આરબ વેપારીઓને મોટો ધક્કો પહોંચતો. તેથી તેની સામે ઝામોરીનને ઘણી ફરિયાદો થઈ. આથી ઝામોરીન અને ગામા વચ્ચે ઝઘડો થયો. તેમાં વાસ્કોડા ગામા હાર્યો અને કોચીનના રાજાને આશ્રયે જઈ રહ્યો.

ઇ. સ. ૧૫૦૫માં આલ્મેડા નામે પ્રથમ ગવર્નર આવ્યો. તેણે જળયુદ્ધમાં આરબોને હરાવી દીવમાં પોતાની સત્તા સ્થાપી.

આલ્મેડા પછી આલ્ફોન્ઝો આલ્બુકર્ક આવ્યો. તેણે ગોવા જીતી હિંદમાં વ્યવસ્થિત રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. સ. ૧૬૧૦. આ પછી તેણે બીજાં દરિયાઈ મથકો જીતી વેપાર વધાર્યો. તેણે પડોશના રાજાઓને મિત્રો બનાવી હિંદીઓને લશ્કરી તાલીમ આપી. તે ઈ. સ. ૧૫૧૫ માં મરણ

પામ્યો. આ પ્રમાણે સો વરસમાં પોર્ટુગીઝોએ ઠેકાણે ઠેકાણે કોઠીઓ નાખી અને બહુ સમૃદ્ધિવાન બન્યા. ઈ. સ. ૧૬૨૨ માં ઈરાની અખાતમાં પોર્ટુગીઝોએ ઓરમઝનો ટાપુ ખોયો ત્યારથી તેમની સત્તા નબળી પડી.

**પોર્ટુગીઝોની ચડતી**

**પડતીનાં કારણો**

(૧) પોર્ટુગીઝોની જાહોજલાલી જોઈ યૂરોપની બીજી પ્રજાઓ વેપાર કરવા તૈયાર થઈ. (૨) તેઓની વર્તણૂંક બહુ અભિમાન ભરી હતી. હિંદની પ્રજાને જોર જુલમથી ખ્રિસ્તિ બનાવવા લાગ્યા (૪) સ્પેને પોર્ટુગલ જીતી લેવાથી રાજ્યની મદદ મળતી બંધ થઈ. (૫) યૂરોપથી વેપાર અર્થે હિંદમાં આવેલી બીજી પ્રજાઓ વધારે બળવાન હતી. તેની સામે પોર્ટુગીઝો ટકી શકયા નહિ. હાલમાં તેમની પાસે ફક્ત દીવ, દમણ અને ગોવાનાં સંસ્થાનો છે, યૂરોપીય સંસ્કૃતિ તથા ગુરુકુલ હિંદમાં દાખલ કરવાનું માન તેમને ઘટે છે.

### પ્રશ્નો.

૧. હિંદનો જળમાર્ગ શોધવાનું માન કોને ઘટે છે ? તે શોધનાર વિષે તમે શું જાણો છો ?
૨. પોર્ટુગીઝોએ હિંદમાં તેમની સત્તા કેવી રીતે જમાવી હતી ?
૩. પોર્ટુગીઝોનાં હિંદમાં ચડતીનાં તથા પડતીનાં કારણો લખો.

---

## ડચ કે વલંદા લોકો

### ઈ. સ. ૧૬૦૦ થી ૧૭૦૦

પોર્ટુગીઝો પછી હોલેંડના ડચ કે વલંદા લોકો હિંદમાં આવ્યા તેઓ ઉત્તમ વહાણવટી હતા. હૌટમાન નામે ડચ સરદારે પ્રથમ પોર્ટુગીઝોની દરિઆઈ સત્તા તોડી મલાક્કામાં થાણું નાંખ્યું. ઈ. સ. ૧૫૯૮. પછી હિંદમાં વેપાર કરવા તથા સત્તા વધારવા તેમણે **ડચ ઈસ્ટ ઈન્ડિયા**

**ડચ કંપનીની સ્થાપના**

**કંપની** સ્થાપી. ઈ. સ. ૧૬૦૨. અને નેગાપટ્ટણ, મછલીપટ્ટણ, ચીન્સુરા, સૂરત અને અમદાવાદ કોઠીઓ નાખી વેપાર કરવા લાગ્યા. તેમણે પોર્ટુગીઝો પાસેથી આંબોયના બંદર ઈ. સ. ૧૬૦૫માં જીતી લીધું અને સિલોન કબજે કર્યું. તેમનું મુખ્ય મથક જાવાના **બટેવિઆ** નગરમાં હતું.

**આમ્બોયનાની કતલ ઈ. સ. ૧૬૨૩.**

સત્તરમી સદીની શરૂઆતમાં અંગ્રેજોએ હિંદ જોડે વેપાર શરૂ કર્યો હતો. તેઓ આમ્બોયનામાં વેપાર કરતા હતા. તેમની હરિફાઇને લીધે આંબોયનામાં રહેતા ૯ અંગ્રેજ, ૯ જાપાની અને ૧ પોર્ટુગીઝ મળી ૧૯ માણસો પર આરોપ મૂકી વલંદા લોકોએ તેમની કતલ કરી.

**ડચ લોકોની પડતી**

આ કતલ પછી અંગ્રેજોને તેમની સાથે ઘણાં વરસ યુધ્ધ ચાલ્યું. યૂરોપમાં પણ ડચ લોકો જોડે લડાઈ ચાલતી હતી. તેને અંતે કરાર મુજબ અંગ્રેજોને ડચ લોકોના હિંદમાં આવેલાં થાણાં આપી દેવાની ફરજ પડી ઈ. સ. ૧૬૯૩.

**પ્રશ્નો.**

૧. ડચ લોકોના હિંદ સાથે વેપાર સંબંધી શું જાણો છો ?
૨. આમ્બોયનાની કતલનાં કારણો તથા તેનાં પરિણામ વિષે શું જાણો છો ?

## અંગ્રેજ લોકો

પોર્ટુગીઝ તથા વલંદાઓની વેપારની ફત્તેહ જોઈ અંગ્રેજોને હિંદ સાથે વેપાર કરવાની ઇચ્છા થઈ. તેથી લંડનના આશરે ૧૦૦ વેપારીઓએ હિંદ સાથે વેપાર માટે **ઇસ્ટ ઇન્ડિયા કંપની** સ્થાપી તેનો પરવાનો રાણી **એલિઝાબેથ** પાસે મેળવ્યો. ઇ. સ. ૧૬૦૦.

**અંગ્રેજોની વખારો**

અંગ્રેજોએ મોગલ બાદશાહ જહાંગીરની પરવાનગીથી સૂરતમાં કોઠી નાખી. ઇ. સ. ૧૬૧૨. તેમજ સર ટૉમસ રો નામે અંગ્રેજ એલચીને તેના દરબારમાં મોકલ્યો. તેઓએ હાલની મદ્રાસની જગા ચંદ્રગીરીના રાજા પાસેથી વેચાતી લઈ સેંટ જ્યોર્જનો કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૬૩૯. તેમજ

હુગલી નદી પર એક સંસ્થાન ઇ. સ. ૧૬૫૦માં સ્થાપી ઔરંગઝેબ બાદશાહની પરવાનગીથી ત્યાં ફોર્ટ સેંટ વિલિયમનો કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૬૯૦. વળી પોર્ટુગલના રાજાએ પોતાની કુંવરી કેથેરાઇનને ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ જોડે પરણાવી ત્યારે પહેરામણીમાં મુંબઈ બેટ આપ્યો હતો. તે ઇંગ્લાંડના રાજાએ વાર્ષિક ૧૦ પાઉંડના ભાડાથી અંગ્રેજ કંપનીને આપ્યો ઇ. સ. ૧૬૬૮. આ સમયે ત્યાં ફક્ત માછી લોકો જ રહેતા હતા. પણ હાલ તો તે હિંદુનો મુખ્ય દરવાજો થઈ ગયું છે.

**યુનાઈટેડ ઇસ્ટ ઇન્ડિયા કંપની**

તે અરસામાં લંડનમાં એક બીજી લંડન ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થપાઈ. બંને કંપનીઓની વેપારમાં હરિફાઇથી ઝઘડો ઊભો થયો. આખરે પાર્લામેન્ટે આ બંને કંપનીઓને એકઠી કરી યુનાઈટેડ ઈસ્ટ ઇન્ડિયા કંપની સ્થાપી. ઇ. સ. ૧૭૦૨.

**કંપનીના અધિકાર**

ઇંગ્લાંડના રાજાએ આ કંપનીને હિંદમાં સૈન્ય રાખવાનો, સિક્કા પાડવાનો, લડાઈ તથા સુલેહ કરવાનો તથા મુલકો મેળવી તે પર હકુમત ચલાવવાનો પરવાનો પ્રથમથી જ આપ્યો હતો. પરિણામે હિંદમાં વેપાર અર્થે આવીને અંગ્રેજો હિંદમાં રાજકર્તા થઇ પડયા. કંપનીએ સ્થાપેલાં વેપારનાં સ્થળોને

**કંપનીનાં મુખ્ય સ્થળો**

ત્રણ વિભાગોમાં વહેંચ્યાં હતાં: (૧) મુંબઈ ઇલાકો (૨) મદ્રાસ ઇલાકો (૩) બંગાળા ઇલાકો. તેમાં મુંબઈ ઇલાકામાં મુંબઈ, અમદાવાદ, ભરૂચ અને સુરતમાં કોઠીઓ હતી. મદ્રાસ ઇલાકામાં મદ્રાસ, અને મચ્છલીપટ્ટણમાં કોઠીઓ હતી અને બંગાળા ઇલાકામાં કલકત્તા, પટણા, ઢાકા, રાજમહાલ અને કાસીમ બઝારમાં કોઠીઓ હતી. દરેક વિભાગના મુખ્ય અધિકારીને **ગવર્નર** કહેતા.

### પ્રશ્નો

૧. અંગ્રેજો હિંદમાં શા માટે આવ્યા હતા? તેમણે પ્રથમથી શી વ્યવસ્થા કરી હતી?
૨. અંગ્રેજ વેપારી કંપનીને કેવા અધિકાર અંગ્રેજ સરકારે આપ્યા હતા?
૩. તેમના વેપારની વ્યવસ્થા સંબંધી શું જાણો છો?

---

## ફ્રેંચ લોકો

### [ઇ. સ. ૧૬૬૪થી ઈ. સ. ૧૭૪૦]

**ફ્રેંચ કંપનીની સ્થાપના**

પોર્ટુગીઝ, વલંદા અને અંગ્રેજોને હિંદ સાથે વેપાર કરતા જોઇ ફ્રેંચ લોકોનું ધ્યાન પણ હિંદ તરફ ખેંચાયું. ફ્રાન્સના રાજા ૧૪મા લુઇએ ફ્રેંચ પ્રજાને ઉત્તેજન આપી ફ્રેંચ ઇન્ડિયા કંપની સ્થાપી હિંદમાં તે કંપનીએ સૂરત અને કોચીનમાં પહેલી કોઠીઓ નાખી. ઈ. સ. ૧૬૬૪

**ફ્રેંચ સંસ્થાનો**

ફ્રેંચ કંપનીનો પહેલો ગવર્નર માર્ટિન હતો. તેણે બીજાપુરના સુલતાન પાસેથી પોંદિચેરી ખરીદી મજબુત કિલ્લો બાંધ્યો. ઈ. સ. ૧૬૭૪.

બંગાળામાં વેપાર કરવા ઔરંગઝેબ પાસેથી ચંદ્રનગર મેળવ્યું. એ રીતે તેણે યુકિત પ્રયુકિતથી વેપાર ખીલવ્યો.

ફ્રેંચો અંગ્રેજ વેપારીઓના પ્રથમથી હરીફ હતા. તેમજ બંનેની ઇચ્છા હિંદમાં સત્તા સંપાદન કરવાની હતી. તેથી બંને વચ્ચે યુદ્ધો થયાં.

### પ્રશ્નો.

૧. ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિયા કંપની શા મુદ્દાથી સ્થપાઈ હતી? તે કાર્યમાં કયા માણસોએ ભાગ ભજવ્યો?
૨. ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે શા માટે યુદ્ધો થયાં?

## ૩. દક્ષિણ હિંદમાં રાજ્યલોભના ઝઘડા

### ૧. અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે

[ઇ. સ. ૧૭૪૪ થી ઇ. સ. ૧૭૬૩]

અંગ્રેજો અને ફ્રેંચો હિંદમાં રાજ્ય મેળવવાનો ઇરાદો રાખતા હતા. તે વખતે મોગલ સલ્તનત નિર્માલ્ય બની ગઈ હતી અને તેની સત્તા ફક્ત દિલ્હીની આસપાસ જ હતી. ઉત્તરમાં શીખ પ્રજા બળવાન થઈ હતી. દક્ષિણમાં મરાઠા અને નિઝામના ઝઘડા ચાલુ હતા. કર્ણાટકનો નવાબ પોતાને સ્વતંત્ર માનતો. ત્રિચિનોપલી અને તાંજોરમાં નાનાં હિંદુ રાજ્યો હતાં. તેથી પેશ્વા સિવાય કોઈ બળવાન સત્તા નહોતી. દેશમાં અરાજકતા વ્યાપી હતી. તેનો લાભ લઈ ફ્રેન્ચો તથા અંગ્રેજોએ દક્ષિણ હિંદમાં પોતાની સત્તા જમાવના પ્રયત્ન આદર્યા. તેથી તેમણે માંહોમાંહે યુદ્ધ થયાં.

**હિંદની રાજકીય સ્થિતિ ઈ. સ. ૧૭૪૪**

આ સમયે યૂરોપમાં ઑસ્ટ્રિયાની ગાદી માટે વિગ્રહ શરૂ થયો તેનો લાભ લઈ હિંદમાં બંને વચ્ચે યુદ્ધ થયું. ફ્રેંચ સેનાપતિ લા-બૉર્ડોએ મદ્રાસ પર હલ્લો કરી કબજે કર્યું. આથી અંગ્રેજોએ ફ્રેંચોનું પૉંદિચેરી લેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ફાવ્યા નહિ તેથી ડુપ્લેની કીર્તિ વધી. તે પછી

**કર્ણાટકનો ૧લો વિગ્રહ. કારણો**



ડુપ્લે

તેણે અંગ્રેજોનો ફૉર્ટ સેંટ ડેવિડનો કિલ્લો લેવાની તૈયારી કરી. પણ મેજર લૉરેન્સ નવો કાફલો લઇ આવી પહોંચવાથી દુપ્લે ફાવ્યો નહિ. તે અરસામાં યૂરોપમાં **એલાશાપેલ**ની સંધિ થવાથી હિંદમાં વિગ્રહ બંધ થયો. તે મુજબ અંગ્રેજ અને ફ્રેંન્ચોએ હિંદમાં જીતેલાં સ્થળો એકમેકને પાછાં સોંપી દેવા પડયાં. આથી મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું.

**દુપ્લેના નિર્ણયો**

આ યુદ્ધના અનુભવથી દુપ્લેએ જાણ્યું કે (૧) અસંખ્ય માણસોનાં બીન કેળવાએલાં સૈન્યને થોડાં જ કેળવાએલાં માણસોથી હરાવી શકાય છે. (૨) હિંદીઓને પદ્ધતિસર તાલીમ આપવામાં આવે તો તેઓ કુશળ સૈનિકો બની શકે તેમ છે. (૩) હિંદી સૈનિકો પેટ પૂરતો પગાર મેળવવા હિંદમાંના તેમના જાત ભાઈઓ સાથે મરણાંત સુધી લડી શકે છે. તેમજ (૪) દેશી લશ્કરનું ખર્ચ ઓછું આવે છે.



કર્ણાટક વિગ્રહનો નકશો

**કર્ણાટકના બીજા વિગ્રહનાં કારણો.**

પહેલા વિગ્રહના અંત પછી બંને વિદેશી પ્રજા એક બીજા સાથે લડી લેવાનો લાગ શોધતી હતી. તે કારણો તેમને મળી ગયાં. ઇ. સ. ૧૭૪૮ માં નિઝામ–ઉલ્મુલ્ક મરણ પામ્યો. તેની ગાદી માટે બે ઉમેદવારો બહાર પડ્યા. (૧) નિઝામનો નાનો પુત્ર **નાસીર જંગ** અને (૨) નિઝામની દીકરીનો દીકરો **મુઝફ્ફરજંગ**. તેજ પ્રમાણે

કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનને ખસેડી આગલા નવાબ દોસ્તઅલીના જમાઈ **ચંદા સાહેબને** કર્ણાટકની ગાદી જોઈતી હતી.

ઉપરની તકરારોમાં માથું મારી ફ્રેન્ચ ગવર્નર દુપ્લેએ મુઝફ્ફરજંગ તથા ચંદા સાહેબને બનતી મદદ આપી ગાદી આપવાનું કબૂલ કર્યું. પછી ત્રણેનું લશ્કર કર્ણાટક તરફ ઊપડયું. કર્ણાટકનો નવાબ અન્વરૂદ્દીન અંબુર આગળ હાર્યો અને મરાયો. ઈ. સ. ૧૭૪૯. તેનો પુત્ર મહમદ-અલી નાસીને ત્રિચિનોપલીમાં ભરાયો. કર્ણાટકની રાજધાની આર્કટમાં હતી. ત્યાં જઈ ફ્રેંચોએ ચંદા સાહેબને નવાબ તરીકે ગાદીએ બેસાડ્યો. તે બદલ ફ્રેંચોને પોંડિચેરીની આસપાસનાં ૮૧ ગામો મળ્યાં.



ચંદા સાહેબ

પછી ત્રણે લશ્કરો નિઝામની ગાદી માટે હૈદ્રાબાદ પર ચઢ્યાં. નાસીરજંગને હરાવ્યો અને માર્યો. એટલે નિઝામની ગાદી માટે મુઝફ્ફરજંગ હકદાર ઠર્યો. પરંતુ તેવામાં મુઝફ્ફરજંગ કડપાના નવાબ સાથેના યુદ્ધમાં કપાઈ ગયો. ઇ. સ. ૧૭૫૧. આથી ફ્રેંચ સરદાર બુસીએ નિઝામના સૌથી નાના પુત્ર સલાબતજંગને નિઝામ બનાવ્યો. એ રીતે હૈદ્રાબાદમાં ફ્રેંચોની સત્તા જામી અને તેમને ઉત્તર સરકાર અને મચ્છલીપટ્ટણ મળ્યાં.

હવે ત્રિચિનોપલીમાં ભરાઈ બેઠેલા મહમદઅલીને ચંદાસાહેબે ઘેર્યો. તેણે અંગ્રેજોની મદદ માગી પણ લશ્કરની ખામીથી અંગ્રેજ ગવર્નર કાંઈપણ નિર્ણય પર આવી શકયો નહિ. તે પ્રસંગે ઑફિસમાં કામ કરતા કલાઈવ નામના એક કારકુને કહ્યું કે 'ચંદાસાહેબની ગેરહાજરીમાં જો આર્કટ પર ચડાઈ

**અંગ્રેજો ભડક્યા**

**કલાઈવની યુક્તિ:**

લઈ જવામાં આવે તો ઘેરો ઊઠે અને મહમદઅલી છૂટો થાય.' આ કાર્ય કરવા પોતે ખુશી બતાવી. તેથી ગવર્નરે ક્લાઈવને કેટલુંક લશ્કર આપી રવાના કર્યો.

**આર્કટનો ઘેરો** ક્લાઈવે ફક્ત ૨૦૦ ગોરા અને ૩૦૦ દેશી સિપાઈઓના લશ્કરથી આર્કટ કબજે કર્યું. અને કિલ્લાઓમાં થાણું નાખ્યું. ઇ. સ. ૧૭૫૧. આર્કટ જિતાયાના ખબર સાંભળી ચંદા સાહેબે પોતાના પુત્ર રાજા સાહેબને આર્કટ જીતવા મોકલ્યો. ૫૩ દિવસ સુધી ઘેરો રહ્યો. કિલ્લામાં અનાજ પણ ખૂટયું હતું. તેમ છતાં હિંમત ન હારતાં ક્લાઈવે રાજા સાહેબને સખત હાર ખવડાવી નસાડયો. અને તેની પુંઠે પડી કોરેપાક અને આની આગળ તેને ફરીથી હરાવ્યો. તે અરસામાં ઇંગ્લંડથી તાજું લશ્કર આવી પહોંચવાથી અંગ્રેજોએ ત્રિચિનોપલી પર ઘેરો નાંખી પડેલા ચંદા સાહેબ પર હુમલો કર્યો. ચંદાસાહેબ નાઠો અને તાંજોર ગયો. ત્યાં તેનું ખૂન થયું. હવે મહમદઅલી છૂટો થયો. તેને અંગ્રેજોએ ગાદીએ બેસાડયો. આથી કર્ણાટકમાં અંગ્રેજોની લાગવગ વધી.



**મહમદઅલી અને મેજર લૉરેન્સ**

પોતાની રચેલી બાજી નિષ્ફળ જવાથી દુપ્લે હિંમત હાર્યો નહિ. તેણે કર્ણાટક પાછું મેળવવા લડાઈ જારી રાખી. તે અરસામાં ફ્રેન્ચોએ દુપ્લેને પાછો બોલાવી લીધો. ઇ. સ. ૧૭૫૪. તેની જગાએ આવનાર ગોધ્યુએ અંગ્રેજો સાથે સલાહ કરી. હવેથી બન્નેમાંથી કોઈએ દેશી રાજ્યોના વહીવટમાં માથું ન મારવાનું કબૂલ કર્યું. મહમદઅલીને કર્ણાટકના નવાબ તરીકે કબૂલ રાખ્યો. ઇ. સ. ૧૭૫૫.


રૉબર્ટ કલાઈવ

**કર્ણાટકનો ત્રીજો વિગ્રહ ઈ.સ.૧૭૬૦**

ઈ. સ. ૧૭૫૬માં યૂરોપમાં ફરીથી ફ્રેન્ચો અને અંગ્રેજો વચ્ચે '**સાત વર્ષનું યુદ્ધ**' શરૂ થયું. ત્યારે હિંદમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાનો ફ્રેન્ચોએ નિશ્ચય કરી કાઉન્ટ **લાલી** નામે નવા ફ્રેન્ચ ગવર્નરને બળવાન સૈન્ય સાથે હિંદ મોકલ્યો. તેણે કાંઈ પણ વિચાર કર્યા વિના મદ્રાસને ઘેરો ઘાલ્યો તથા નિઝામના રાજ્યમાં રહેલા ફ્રેન્ચ સરદાર બુસીને પોતાની મદદે બોલાવી લીધો. બુસીએ હૈદ્રાબાદ ન છોડવાનાં કારણો સમજાવ્યાં, પણ લાલીએ માન્યું નહિ. છેવટે બુસી આવ્યો. તે દરમિયાન કર્નલ ફોર્ડે ઉત્તર સરકાર તથા મચ્છલીપટ્ટણ કબજે કર્યાં. તેમજ નિઝામ સલાબતજંગે પણ ફ્રેન્ચોની દરમિયાનગિરી છોડી દઈ અંગ્રેજો સાથે મિત્રતા બાંધી. ઇ. સ. ૧૭૫૯. એ પ્રમાણે હાલના મદ્રાસ ઇલાકાની શરૂઆત થઈ.

હવે ફ્રેન્ચો દેશી રાજાઓથી વિખુટા પડ્યા. લાલી અને બુસીએ પોતાનું સઘળું સૈન્ય એકઠું કરી **વાંદીવાશ** આગળ મુકામ નાખ્યો. તેમને સર આયર કુટે વાંદીવાશ આગળ સખત હાર ખવડાવી. વળી પૉંડિચેરીને ૮ માસ સુધી ઘેરી તે પણ લીધું. ઈ. સ. ૧૭૬૦. એ રીતે કર્ણાટકના

ત્રીજા વિગ્રહમાં અંગ્રેજોનો સંપૂર્ણ વિજય થયો. કમનસીબ લાલીને ફ્રેન્ચોએ પાછો બોલાવી લઈ તેના પર દેશદ્રોહનું તહોમત મૂકી તેનો શિરચ્છેદ કર્યો.

ઈ. સ. ૧૭૬૩માં પારિસની સુલેહ થવાથી હિંદમાંના પોંડિચેરી, ચંદ્રનગર, કારીકલ, યાનાન અને માહી ફ્રેન્ચોને પાછાં મળ્યાં. આજે પણ તે જ થાણાં તેમના કબજામાં છે.

### પ્રશ્નો

૧. ઈ. સ. ૧૭૪૪માં હિંદની રાજકીય સ્થિતિ કેવી હતી ?
૨. હિંદમાં અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે યુદ્ધ થવાનાં મુખ્ય કારણો કયાં હતાં?
૩. પહેલા કર્ણાટક વિગ્રહનાં કારણો લખો. તેના બનાવો તથા પરિણામનો ખ્યાલ આપો.
૪. સેંટ થોમસની લડાઈ પછી ડુપ્લેએ કયા નિર્ણયો બાંધ્યા હતા ?
૫. બીજા અને ત્રીજા કર્ણાટક વિગ્રહનાં કારણો અને પરિણામો જણાવો.
૬. વાંદીવાશનું યુદ્ધ શા કારણથી અગત્યનું ગણાય છે? ફ્રેન્ચો પર તેની શી અસર થઈ?

---

# ફ્રેન્ચ સરદારો અને ફ્રેન્ચોની પડતીનાં કારણો

## ડુપ્લે

ડુપ્લે પહેલાં પોંડિચેરીની ફ્રેન્ચ કોઠીનો ઉપરી નીમાયો હતો. તેના કામથી ખુશ થઈ તેને ફ્રેન્ચ ગવર્નર બનાવવામાં આવ્યો. તેણે ફ્રેન્ચ સત્તા સર્વોપરી બનાવવાના ભગીરથ પ્રયત્નો કર્યા હતા અને તેમ કરવા માટે તેણે પોતાનાં ખાનગી નાણાંનો ઉપયોગ કર્યો હતો. તેણે તે વખતની દક્ષિણ હિંદની રાજકીય પરિસ્થિતિનો અભ્યાસ કરી તેનો લાભ લીધો અને ફ્રેન્ચ સત્તાની જમાવટ કરી. દેશી સિપાઈઓ બહુ હોશિયાર તથા વફાદાર સૈનિકો થઈ શકે છે તે તેણે પહેલાં શોધી કાઢ્યું હતું. પણ તેને ફ્રેન્ચ સરકાર તરફથી પૂરી મદદ ન મળવાથી તે ફાવ્યો નહિ. આ બધાના બદલામાં તેના પર ફ્રેન્ચ કંપનીને દેવામાં ઉતારવાના આરોપો મૂકવામાં

આવ્યા. તેથી તેને ઘણો આઘાત થયો અને તે ગરીબ અને કંગાળ હાલતમાં મરણ પામ્યો. ઈ. સ. ૧૭૬૪.

## કાઉન્ટ લાલી

તે ક્રૂર અને ટૂંકી બુદ્ધિવાળો ફ્રેન્ચ યોદ્ધો હતો અને તેણે ટૂંકી બુદ્ધિથી અંગ્રેજો જોડે લડાઈ શરૂ કરી તથા બુસીને નિઝામના રાજ્યમાંથી બોલાવી લઈ ગંભીર ભૂલ કરી. તે યુદ્ધ નીતિમાં કુશળ ન હતો. તેથી તેના સમય પહેલાંની ફ્રેન્ચોએ મેળવેલી બધી કીર્તિ તથા મુલકો ખોઈ બેઠો. આખરે તેને ફ્રેન્ચ સરકારે પાછો બોલાવી તેનો શિરચ્છેદ કર્યો.

## બુસી

તે કુશળ, ફ્રેન્ચ સેનાપતિ હતો અને તેણે પોતાની કાર્યદક્ષતાથી નિઝામના દરબારમાં સારી જમાવટ કરી ઉત્તર સરકાર અને મચ્છલીપટ્ટણ ફ્રેન્ચોને મેળવી આપ્યાં હતાં. તે લાલીની ભૂલનો ભોગ થઈ પડયો અને વાંદીવાશની લડાઈમાં બન્નેએ સખત હાર ખાધી.

## ફ્રેન્ચોની પડતીનાં અને અંગ્રેજોની ચડતીનાં કારણો.

૧. ફ્રેન્ચ કંપની રાજ્ય તરફથી સ્થપાએલી હતી. તેથી તેમાં વેપારી કુનેહની ખામી હતી તથા રાજ્ય તરફથી વધારે ડખલગીરી હતી.

૨. આ કંપનીને રાજ્ય તરફથી પૂરતી મદદ નહોતી. ઉલટું જ્યારે ફ્રેન્ચો યુદ્ધમાં હારતા ત્યારે તેમના અમલદારોને શિક્ષા થતી.

૩. કોઈપણ ગવર્નર સત્તા જમાવે તેને આગળ ન વધારતાં તેને પાછો બોલાવી લઇ તેની જગાએ કુનેહબાજ માણસને બદલે ગમે તેવા માણસને મોકલતા. પરિણામે કંપનીને નુકશાન જ થતું. આવું ડુપ્લેના સંબંધમાં થયું હતું.

૪. ફ્રેન્ચોનું નૌકાબળ અંગ્રેજોના નૌકાબળ કરતાં ઊતરતું હતું.

૫. કુનેહથી કામ લેવાને બદલે ફ્રેન્ચ ગવર્નરોએ અંગ્રેજોને હિંદમાંથી હાંકી મૂકવાનાં જ પગલાં લીધાં. તેમાં ફાવ્યા નહિ. પણ ઉલટું તેઓ પોતાની જમાવેલી સત્તા ખોઈ બેઠા.

૬. અંગ્રેજ કંપની કુનેહબાજ વેપારીઓની બનેલી હતી તથા તેમને રાજ્ય તરફથી પૂર્ણ મદદ મળતી.

૭ અંગ્રેજ કંપનીને રાજ્ય તરફથી પુરતી લશ્કરી તથા નૌકા સૈન્યની મદદ મળતી તથા ગવર્નરો, સેનાપતિઓ અને અમલદારોને બહુજ વિચારપૂર્વક પસંદ કરવામાં આવતા.

૮. તેઓ એકજ જાતની ચાલુ રાજ્યનીતિ રાખતા અને ઉતાવળિયું પગલું ભરતા નહિ.

૯. અધિકારીઓને સારાં કામ બદલ માન ચાંદ મળતાં અને સંજોગવશાત હાર થાય તો તેમના અમલદારોને નકામી શિક્ષા થતી નહિ.

## પ્રશ્નો

૧. ડુપ્લેની કાર્યદક્ષતા અને યોગ્યતા વિષે શું જાણો છો ?
૨. ફ્રેન્ચો હિંદમાં ન ફાવ્યા પણ અંગ્રેજો ફાવ્યા તેનાં કારણો જણાવો.
૩. ડુપ્લે અને લાલીની સરખામણી કરો.

---

## ૪. મ્હૈસુરનું રાજ્ય અને અંગ્રેજો

[કંપની સરકારનો દક્ષિણમાં અમલ જામ્યો તે વખતે હૈદરઅલીએ મ્હૈસુરમાં પોતાની મત્તા જમાવી હતી. તેને અંગ્રેજો સાથે દુશ્મનાવટ હતી.

વિજયનગરના રાજ્યના નાશ વખતે એક સરદારે મ્હૈસુરમાં હિંદુ રાજ્ય સ્થાપ્યું. તે વંશના છેલ્લા રાજાએ રાજ્યની બધી સત્તા નંદરાજ નામે પ્રધાનના હાથમાં સોંપવાથી ખટપટ થઈ. આ અંધાધુંધીનો લાભ લઈ હૈદરે મ્હૈસુરની ગાદી કબજે કરી ઈ. સ. ૧૭૬૩.]

### ૧. હૈદરઅલી

**પૂર્વ જીવન**

હૈદરનું કુટુંબ બગદાદથી હિંદમાં આવ્યું હતું. તેનો બાપ ફતેહમહમદ આર્કટના નવાબને ત્યાં નોકર હતો. ત્યાં હૈદરનો જન્મ ઈ. સ. ૧૭૨૨માં થયો હતો. ફતેહમહમદના મરણ પછી તેની વિધવા સ્ત્રી હૈદરને લઇ મ્હૈસુર

ગઈ. હૈદર મ્હૈસુરના લશ્કરમાં નોકર રહી પોતાની હુશિયારીથી સેનાપતિ બન્યો. રાજ્યમાં તે બળવાન ગણાતો પ્રધાન નંદરાજ બહુ સત્તા ધરાવતો. તેને તોડવા રાજમાતાએ હૈદરને ઉશ્કેર્યો. રાજ્યની અંધાધુંધીનો લાભ લઈ તેણે રાજારાણીને કેદ કર્યાં અને મુસલમાની રાજ્ય સ્થાપ્યું. ઇ.સ. ૧૭૬૪.


હૈદરઅલી

**હિંદુ રાજ્યનો અંત**

આ સમયે દક્ષિણમાં નિઝામ અને મરાઠાઓ જોરમાં હતા. હૈદરે જ્યારે મ્હૈસુ-રની આસપાસનો મુલક જીતવા પ્રયત્ન કર્યો ત્યારે મરાઠા અને નિઝામે તેના પર ચડાઈ કરી. હૈદરે તેમને ૩૨ લાખ રૂપિયા આપી સમજાવીને પાછા કાઢયા.

**મ્હૈસુરનો પહેલો વિગ્રહ**

પણ તે કાંઈ શાંત બેસી રહે તેવો નહતો. તેણે મલબાર તથા કાલીકટના મુલકો જીતવાનું શરૂ કર્યું. તેની સત્તા તોડવા નિઝામ, મરાઠા અને અંગ્રેજો એકઠા મળ્યા. પણ હૈદરે મરાઠાઓને પુષ્કળ ધન આપી છૂટા પાડય. અને નિઝામને ફોડી પોતાના પક્ષમાં ભેળવ્યો. પણ કર્નલ સ્મિથે નિઝામ અને હૈદરનાં સંયુકત સૈન્યને ચંગામ અને ત્રિકોમાલી પાસે સખત હાર આપી હૈદર નાસીને ડુંગરોમાં ભરાયો. તેનું સુલેહનું કહેણુ અંગ્રેજોએ સ્વીકાર્યું નહિ. તેથી બીજી વખત ૬૦૦૦૦નું સૈન્ય તૈયાર કરી કર્ણાટક, ત્રિચિનોપલી અને મદુરા જીતી છેક મદ્રાસ સુધી જઈ પહોંચ્યો. ઈ. સ. ૧૭૬૯. .મદ્રાસનો ગવર્નર ગભરાઇ ગયો અને તેણે હૈદર સાથે સુલેહ કરી. તેની શરતો નીચે મુજબ હતી:—

(૧) એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો. (૨) લડાઇનો

તમામ ખર્ચ અંગ્રેજોએ આપવો. (૩) અંગ્રેજ અગર હૈદર પર કોઇ ચડી આવે તો સંકટ સમયે એક બીજાને મદદ કરવી.

**મ્હૈસુરનો બીજો વિગ્રહ કારણો**

હૈદરે મરાઠાઓને ૩૨ લાખની ખંડણી આપવાનું વચન પાળ્યું નહોતું. તેથી માધવરાવે તેના પર ચડાઈ કરી ચેરકુલી પાસે હરાવ્યો અને ખંડણી વસુલ લીધી. ઇ. સ. ૧૭૭૧. પણ આ સમયે કરાર પ્રમાણે અંગ્રેજોએ હૈદરને મદદ કરી નહિ તેથી હૈદર ચીડાયો. (૨) વળી અંગ્રેજોએ ફ્રેંચોનું માહી કબજે કર્યું. હૈદરે તેના પર પોતાનો હક જણાવી ફ્રેંચોની મદદથી હૈદરે બીજો વિગ્રહ આરંભ્યો.

તેણે ૮૦૦૦૦ની ફોજ સાથે કર્ણાટક પર હુમલો કરી કાંજીવરમ અને આર્કટ જીત્યાં તથા પોતાના પુત્ર ટિપુને મદ્રાસ તરફ મોકલ્યો. તેણે વાદીવંશનો ઘેરો ઘાલી અંગ્રેજોનાં ૪૦.૦૦ માણસ કાપી નાંખી અંગ્રેજોને સખત હાર આપી. આ વખતે બંગાળામાં વૉરન હેસ્ટિંગ્સ ગવર્નર · હતો. તેણે આ હારની ખબર સાંભળી સર આયર કુટને હૈદર સામે મોકલ્યો. તેણે પોર્ટોનોવા પાસે હૈદરને હરાવ્યો અને પછી સેનાપતિ પીઅર્સ સાથે જોડાઈ જઈ પોલીલોર અને શોલિંગર પાસે ફરીથી હૈદરને હરાવ્યો. પણ હૈદર હિંમત હાર્યો નહિ. સર આયદ કુટે તેને ફરીથી આર્નીની લડાઈમાં હરાવ્યો. તે જ સાલમાં હૈદર મરણ પામ્યો. ઈ. સ. ૧૭૮૨.

હૈદરના પુત્ર ટિપુ સુલતાને ફ્રેન્ચોની મદદથી લડાઇ ચાલુ રાખી મૅંગલોર શહેર લીધું. તેથી મદ્રાસની સરકારે ટિપુ જોડે મૅંગલોર મુકામે સુલેહ કરી ઇ. સ. ૧૭૦૪. તેમાં ઠરાવ્યું કેઃ (૧) બંનેએ જીતેલા પ્રદેશો એક બીજાને પાછા આપવા. (૨) એક બીજાના કેદીઓ છોડી મૂકવા.

**હૈદરના ગુણદોષ**

તે મરાઠા, નિઝામ અને અંગ્રેજોને ડરાવનાર પરાક્રમી પુરુષ હતો. તે અભણ હતો છતાં હિસાબી કામમાં પ્રવીણ હતો. લશ્કરને સાધનો પૂરાં પાડવા તરફ તે ખાસ લક્ષ આપતો અને દરેક કામ પર જાતે દેખરેખ રાખતો. તે ધર્માંધ નહોતો. તેના રાજ્યમાં ઘણા હિંદુઓ મોટા હોદ્દા પર હતા. તે

મ્હૈસુરની ગાદીના હિંદુ રાજકર્તાના કુટુંબ તરફ સારી રીતે વર્ત્યો હતો. તેથી બધા તેને ચાહતા હતા. તે પોતાના બાહુબળથી જ ચડયો હતો. તેને ફ્રેન્ચો સાથે મૈત્રી હતી. પણ તે બરાબર સમજતો કે અંગ્રેજો હિંદમાં સર્વોપરી બનવાનો સમય પાસે છે. તેથી તેમની સત્તા તોડવા પ્રયત્નો કરતો હતો. આ પ્રમાણે તે સમયનો તે એક મહાપુરુષ હતો.

## ૨. ટિપુ સુલતાન

હૈદરના મરણ પછી તેનો પુત્ર ટિપુ ગાદીએ આવ્યો. ઈ. સ. ૧૭૮૨. માધવરાવ પેશ્વાના મરણ પછી ટિપુએ કર્ણાટકનો કેટલોક મુલક કબજે કર્યો, તેથી તેને મરાઠા જોડે યુદ્ધ થયું. તેમાં ટિપુ હાર્યો અને કેટલાક પ્રાંતો તથા ૪૫ લાખ રૂપિયા ખંડણીના આપ્યા.

**મ્હૈસુરનો ત્રીજો વિગ્રહ**

અંગ્રેજો જોડે બૅંગલોરની સંધિથી ટિપુ ઘણો અભિમાની બન્યો હતો. વળી અંગ્રેજોએ પોતાના મિત્રરાજ્યોની યાદીમાં ટિપુનું નામ રાખ્યું નહોતું. તેથી તેણે ફ્રેંચો અને તુર્કસ્તાનના સુલતાનની મદદ મેળવવા પત્રવ્યવહાર કર્યો



**ટિપુ સુલતાન**

તથા કંપનીના રક્ષણ નીચેના ત્રાવણકોર પર હલ્લો કરવાથી ત્રીજો વિગ્રહ શરૂ થયો. ગવર્નર જનરલ લોર્ડ કૉર્નવૉલિસે બૅંગલોર જીતી ટિપુને એરીકેરાના યુદ્ધમાં હરાવી શ્રીરંગપટ્ટણની સલાહ કરી. તેની શરતો નીચે મુજબ હતી:

(૧) ટિપુએ યુદ્ધના ખર્ચ બદલ ૩ કરોડ રૂપિયા આપવા. (૨) ટિપુએ પોનાનું અર્ધું રાજ્ય કંપનીને આપવું. (૩) તમામ કેદીઓને છોડી મૂકવા. (૪) શરતો પાળવા માટે બહાનામાં તેના બે પુત્રોને અંગ્રેજોને સોંપવા.

આ વિગ્રહથી ટિપુની સત્તા નબળી પડી

મ્હૈસુરનો ચોથો વિગ્રહ

ટિપુએ પોતાની આગલી હારનું વેર લેવા માટે હવે (૧) નેપોલિઅનને હિંદમાં આવવાનું આમંત્રણ આપ્યું. (૨) અફઘાનિસ્તાનના અમીર સાથે સંદેશા શરૂ કર્યા, તથા લૉર્ડ વેલેસ્લીની સહાયકારી લશ્કરી યોજનાનો યનાદર કર્યો. તેથી ચોથો વિગ્રહ મંડાયો. વેલેસ્લી જાતે મદ્રાસ આવ્યો. તેણે નિઝામની મદદ મેળવી અને મદ્રાસથી એક લશ્કર જનરલ હેરિસની સરદારી નીચે અને મલબારથી બીજું લશ્કર



ટિપુ સુલતાનના બે પુત્રોની બહનામાં સોંપણી

સ્ટુઅર્ટની સરદારી નીચે મોકલ્યાં. ટિપુ પહેલે ફટકે જ સદાશીર અને માલવેલી પાસે હારી શ્રીરંગપટ્ટણના કિલ્લામાં ભરાયો. અંગ્રેજોએ કિલ્લાને ઘેરી મારો શરૂ કર્યો. બે માસમાં કિલ્લો તૂટયો. ત્યાર પછી ખૂનખાર લડાઈ થઈ. તેમાં ટિપુએ વિસ્તારથી લડી પ્રાણ ત્યાગ કર્યો. તે " મ્હૈસુરના વાઘ" ની

સંજ્ઞાથી ઓળખાતો હતો. તેના મરણ પછી અસલના હિંદુ રાજાઓના વંશજને ગાદીએ બેસાડ્યો. આ યુદ્ધમાં અંગ્રેજોને કાનડા અને કોઈમ્બતુર મળ્યા. ટિપુના બે પુત્રોને વર્ષાસન બાંધી આપી વેલોરમાં રાજકેદી તરીકે રાખ્યાં.

**ગુણદોષ** ટિપુ તેના બાપ જેવો શૂરો હતો પણ કુશળ સેનાપતિ નહોતો. તે વિદ્વાન પણ અભિમાની હતો. તે ઇસ્લામી રાજ્ય દક્ષિણમાં સ્થાપવાનાં સ્વપ્નાં સેવતો. મુસલમાન છતાં સંકટ સમયે હિંદુ દેવળોમાં પ્રાર્થના કરાવતો અને શૃંગેરી મઠના મહાન શંકરાચાર્ય :પાસે આશીર્વાદ માગતો. તેની રાજ્યવ્યવસ્થા ઉત્તમ હતી. તેનો દિવાન પૂર્ણીયા ચાલાક હતો. ખેડૂતો સુખી હતા. રૈયત પર જુલમ નહોતો.

## પ્રશ્નો

૧. હૈદર મ્હૈસુરનો રાજા કેવી રીતે બન્યો ?
૨. હૈદરે અંગ્રેજો સાથે શા માટે વિગ્રહો કર્યા ? તેના જીવનમાં શું જાણવા જેવું છે ?
૩. હૈદર અને ટિપુની સરખામણી કરો. તથા બન્નેના ગુણદોષો બતાવો.
૪. હૈદરનું રાજ્ય લાંબો સમય કેમ ટક્યું નહિ ?

---

## ૫. બંગાળના નવાબો અને અંગ્રેજો વચ્ચે યુદ્ધો

### [ ઈ. સ. ૧૭૫૬ થી ઈ. સ. ૧૭૭૩ ]

[ અઢારમા સૈકાની શરૂઆતમાં બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં મોગલ બાદશાહનો સુબો મુર્શિદકુલીખાન હતો. તેની રાજધાની મુર્શિદાબાદમાં હતી. તેની પછી તેના દૌહિત્રને અલીવર્દીખાન નામે સિપાઈએ ઉઠાડી મૂકી બંગાળાની સુબેદારી પડાવી લીધી. ઇ. સ. ૧૭૪૦. તેણે અંગ્રેજોને બંગાળામાં કોઠીઓ બાંધી વેપાર કરવાની છૂટ આપી હતી. તેના પછી તેનો પૌત્ર સિરાજ-ઉદ્-દૌલા ગાદીએ બેઠો.]

## સિરાજ-ઉદ્-દૌલા

તે જુવાન, હઠીલો, મિજાજી, દુરાચારી, સ્વછંદી તેમજ ઉતાવળો અને કડક હતો. તેનામાં રાજ્યકૌશલ્ય નહોતું. અંગ્રેજોને ધિક્કારતો હોવાથી તેમના કામકાજ પર દેખરેખ રાખતો. તેને નીચેનાં કારણોથી અંગ્રેજ સાથે યુદ્ધમાં ઊતરવું પડ્યું.



સીરાજ-ઉદ્-દૌલા

(૧) તેના દુશ્મન કિશનદાસને અંગ્રેજોએ આશરો આપ્યો હતો. (૨) ફ્રેંચો કલકત્તા પર હુમલો કરે તેના રક્ષણ માટે અંગ્રેજોએ નવો કિલ્લો બાંધ્યો. (૩) આ બાંધકામ અટકાવવા નવાબે પોતાનાં માણસો સાથે કહેવરાવ્યું, તેનું અંગ્રેજોએ અપમાન કર્યું.

આથી નવાબે કલકત્તા પર કૂચ કરી અંગ્રેજ વખારો જપ્ત કરી. આ બનાવની ખબર મદ્રાસ પહોંચતાં કલાઇવ જમીન માર્ગે અને વૉટસન દરિયા માર્ગે કલકત્તા આવી પહોંચ્યા. કલાઈવે કલકત્તા અને હુગલી કબજે કર્યાં અને નવાબના લશ્કરને હાંકી કાઢ્યું. આથી સિરાજ ગભરાયો અને અંગ્રેજો સાથે સલાહ કરી. ઇ. સ. ૧૭૫૭. સુલેહની શરતોમાં વેપારનાં બધાં થાણાં પાછાં સોંપવાનું, વેપાર માટે સગવડો આપવાનું અને ફોર્ટ વિલિયમની કિલ્લેબંધી કરવા દેવાનું કબૂલ કર્યું.

સિરાજ-ઉદ્-દૌલાએ અંગ્રેજ જોડે સંધી કરી હતી. પણ તે ફ્રેન્ચો જોડે ખટપટ કરતો હતો. તેના કારભારથી પ્રજા કંટાળી

**કલાઇવનું કાવતરૂં** હતી. તે હિંદુ વેપારીઓને બહુ ત્રાસ આપતો. સેનાપતિ મીરજાફર સાથે પણ તેને અણબનાવ હતો. આ તકનો લાભ લઈ કલાઈવે વેપારીઓના આગેવાન જગતશેઠ તથા મીરજાફર જોડે નવાબને ગાદીએથી ઉઠાડી મૂકવાનું કાવતરૂં રચ્યું. કાવતરામાં એવું નક્કી કર્યું હતું કે અંગ્રેજો નવાબ સાથે લડાઇ કરે તેમાં મીરજાફરે

તટસ્થ રહેવું અને પાછળથી અંગ્રેજો સાથે મળી જઇ નવાબને હરાવવો; તે બદલ અંગ્રેજોએ મીરજાફરને નવાબ બનાવવો. મીરજાફરે અંગ્રેજોને ૨૪ પરગણાંની બક્ષિસ અને બીજી રોકડ બક્ષિસો આપવી. અંગ્રેજોનો દલાલ અમીચંદ આ કાવતરામાં જોડાયો. તેણે આ કરારમાં પોતાને ૩૦ લાખ રૂપિયા મળે એવી શરત દાખલ કરવાનું કહ્યું અને નહિતર કાવતરું ફોડી દેવાની ધમકી આપી. આથી કલાઈવે કાવતરાની એક નકલ ધોળા કાગળ પર અને બીજી ( ખોટી ) રાતા કાગળ પર કરી. તેમાં રાતા કાગળવાળી નકલમાં આ સરત દાખલ કરી. **વોટસને** આ ખોટી નકલમાં સહી કરવાની ના પાડી, ત્યારે કલાઈવે તેના વતી ખોટી સહી કરી અમીચંદને છેતર્યો.

**પ્લાસીનું યુદ્ધ**
**ઈ. સ. ૧૭૫૭.**

હવે કલાઇવ ૭૫૦ ગોરા અને ૨૬૦૦ દેશી સિપાઇઓનું લશ્કર લઈ કાસીમ બજાર તરફ ઊપડયો. નવાબને ખબર પડતાં તે ૭૦૦૦૦ના લશ્કર સાથે પ્લાસી નજીકનાં ગામડાંમાં મુકામ નાખી પડયો. નવાબ પાસે પુષ્કળ દારૂગોળો અને સૈન્ય હતું. અને મીરજાફર દગો દે તો હિંદમાં આવેલો એક પણ અંગ્રેજ પાછો જાય નહિ. યુદ્ધ શરૂ થતાં મીરજાફર તટસ્થ રહ્યો. નવાબનો વફાદાર સેનાપતિ મીરમદન પહેલી જ તકે ગોળી વાગવાથી મરાયો. વળી વરસાદ પડવાથી દારૂગોળો બધો પલળી ગયો અને તોપો નકામી થઈ. આથી નવાબ ગભરાયો અને નાઠો. જેથી લશ્કરમાં ભંગાણ પડયું અને કલાઇવને વિજય મળ્યો. આ એક જ ફટકાથી હિંદના સૌથી ફળદ્રુપ પ્રાંતની અંગ્રેજોને પ્રાપ્તિ થઈ. નાસતા નવાબને તેના કોઇ દુશ્મને પકડી મીરજાફરના દીકરા મીરાનને સોંપ્યો. તેનું મીરાને ખૂન કર્યું.



**મીરજાફર અને મીરાન**

પ્લાસીના યુદ્ધમાં વિજય મળ્યા પછી અંગ્રેજોએ મીરજાફરને બંગાળાના નવાબ તરીકે સલામી આપી. મીરજાફરે અંગ્રેજોને ૨૪ પરગણાંની બક્ષિસ આપી તથા કંપનીના નોકરોને ભારે રકમની રોકડ બક્ષિસો આપી. અંગ્રેજોએ લડીને પ્રાપ્ત કરેલો મુલક બંગાળામાં પહેલવહેલો આ હતો. તેથી અંગ્રેજ રાજ્યની હિંદમાં સ્થાપના બંગાળામાંથી થઈ એમ ગણાય છે.

હવે કાવત્રાં દલાલ અમીચંદે પોતાની દલાલીના ૩૦ લાખ રૂપિયા માંગ્યા, ત્યારે ક્લાઈવે તેને કરી આપેલો કરાર જુઠો હતો એમ ચોકખું કહી દીધું. જ્યારે તેણે જાણ્યું કે પોતાને એક પાઈ પણ મળવાની નથી ત્યારે તે આઘાતથી ગાંડો બની ગયો.

મીરજાફર નવાબ થયો, પણ તે નામનો જ નવાબ હતો. કારણ કે બંગાળાની ખરેખરી સત્તા કંપનીના હાથમાં હતી. આ પ્રમાણે **બંગાળામાં અંગ્રેજી સલ્તનતનો પાયો ક્લાઈવે નાખ્યો એમ કહેવાય છે.** તે પછી અંગ્રેજ સત્તા દિનપ્રતિદિન વધતી ગઈ.

## પ્રશ્નો

૧. બંગાળાના ઇતિહાસનો ટૂંક હેવાલ લખો.
૨. પ્લાસીનું યુદ્ધ થવાનું કારણ શું? તેનું પરિણામ કેવું આવ્યું?
૩. અલીવર્દીખાન, સિરાજ-ઉદ્-દૌલા અને અમીચંદ વિષે ટૂંક નોંધ લખો.
૪. કલકત્તાના 'બ્લૅક હોલ' વિષે તમારા વિચારો જણાવો.

# બ્રિટિશ યુગ.

## હિંદમાં કંપની સરકારના અમલની શરુઆત, ઇ. સ. ૧૭૫૭
## બંગાળાના ગવર્નરો
### રોબર્ટ ક્લાઇવ

[ ઇ. સ. ૧૭૫૭ થી ઇ. સ. ૧૭૬૦ સુધી ]

પ્લાસીના યુદ્ધમાં વિજય મેળવવાથી ક્લાઇવને બંગાળાનો ગવર્નર બનાવ્યો. ઇ. સ. ૧૭૫૭.

**મીરજાફરનો કારભાર**

અંગ્રેજોની મહેરબાનીથી નવાબ થનાર મીરજાફરને ઝાઝું સુખ મળ્યું નહિ. કંપનીના નોકરોને બક્ષિસ આપવામાં તેની તિજોરી ખાલી થઈ ગઈ હતી. છતાં તે દેવામાંથી મુક્ત થયો નહોતો. વળી લશ્કરનો પગાર ચૂકવવા પ્રજા પાસેથી તેને નાણાં કઢાવવાં પડ્યાં. તે રાજ્ય ચલાવવામાં કુશળ નહોતો.

આ સમયે મોગલ શહેનશાહનો શાહજાદો અલીગોહર શાહઆલમનું પદ ધારણ કરી બંગાળા પર ચડી આવ્યો. તેથી મીરજાફરને ક્લાઈવે મદદ કરી શાહઆલમને બિહાર પ્રાંત બહાર કાઢ્યો. આ સેવાના બદલામાં નવાબે ક્લાઇવને મોટી જાગીર ઇનામમાં આપી.

**ડચ થાણાં લીધાં**

મીરજાફર ડચ લોકો સાથે સંબંધ રાખે છે એમ ક્લાઈવે જાણવાથી ડચ લોકોનું ચિન્સુરાનું થાણું અંગ્રેજોએ કબજે કર્યું. વળી તેજ સમયે દક્ષિણ હિંદમાં ફ્રેંચો વાંદીવાશની લડાઈમાં હાર્યાથી અંગ્રેજોને ઉત્તર સરકાર પ્રાંત મળ્યો. ઇ. સ. ૧૭૬૦. આ પ્રમાણે ત્રણ વરસમાં ક્લાઇવ

અંગ્રેજી રાજ્યની સ્થાપના કરી ઇ. સ. ૧૭૬૦ માં વિલાયત ગયો. ત્યાં તેને ઉમરાવપદ આપી લૉર્ડ ક્લાઇવ બનાવ્યો.

**પ્લાસીના યુધ્ધ પછી હિંદની સ્થિતિ**

ક્લાઇવ વિલાયત ગયો ત્યારે : મોગલ પાદશાહોની સત્તા નષ્ટ થઈ હતી. દક્ષિણમાં ફ્રેન્ચોની સત્તા પણ નાશ પામી હતી. નિઝામ અને અયોધ્યાનો નવાબ હજી સ્વતંત્ર હતા. તથા હૈદરે મ્હૈસુરની ગાદી કબજે કરી હતી. મરાઠાઓ ઈ. સ. ૧૭૬૦ સુધીમાં પૂર્ણ કળાએ પહોંચ્યા હતા. પણ બીજે જ વરસે પાણીપતના યુદ્ધમાં અબ્દલ્લીને હાથે સખત હાર પામવાથી તેમની હિંદુ મહારાજ્ય સ્થાપવાની આશા નિષ્ફળ ગઇ. વળી મરાઠી રાજ્ય સરદારોમાં વહેંચાઈ ગયું હતું. આ પ્રમાણે હિંદની અસ્તવ્યસ્ત સ્થિતિ હતી.

## વાન્સીટાર્ટ

### [ ઇ. સ. ૧૭૬૦ થી ઈ. સ. ૧૭૬૫ ]

**મીરજાફર પદભ્રષ્ટ**

ક્લાઇવ પછી વાન્સીટાર્ટ ગવર્નર તરીકે આવ્યો. આ સમયે કંપનીના નોકરોએ નવાબ મીરજાફર પાસેથી લાંચ રુશ્વત લઈ પોતાના ખીસાં ભરવા માંડ્યાં. નવાબ પોતે પણ મોજશોખમાં નાણાં ઉડાવતો. રૈયતને લૂંટવા છતાં કંપનીનું દેવું આપી શકાયું નહિ, તેથી તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**મીરકાસમ નવાબ**

મીરકાસમે નવાબ થવા માટે કંપનીને દેવું પતાવવાનું વચન આપ્યું હતું. તેથી ઇ. સ. ૧૭૬૦માં મીરજાફરને પદભ્રષ્ટ કરી તેને નવાબ બનાવ્યો. તે બદલ તેણે કંપનીને બરદ્વાન, ચિતાગોંગ અને મિદનાપુર પરગણાં આપ્યાં. તે રાજકારણમાં કુશળ હતો. સિરાજ અને મીરજાફરની દુર્દશા કરનાર તેના નિમકહરામી નોકરો હતા. તેથી તેણે બધા અમલદારો બદલી નાખ્યા અને ખર્ચમાં કાપકુપ કરી, અંગ્રેજોથી દૂર રહેવા માટે તેણે રાજધાની મુર્શિદા-

બાદથી મોંગીર બદલી લશ્કરને સુધારવા સમરૂ નામના યોદ્ધાને રાખ્યો. આમ તેણે રાજ્યતંત્ર સુધાર્યું. રૈયતને પણ સગવડો આપવા પ્રયત્ન કર્યો.

બંગાળા, બિહાર અને ઓરિસ્સા ઈ.સ. ૧૭૫૭થી ઈ.સ. ૧૭૬૪.

**મીરકાસમ સાથે યુધ્ધનાં કારણો**

બંગાળામાં વેપાર કરતા બધા અંગ્રેજોની જકાત માફ હતી. આ વેપારીઓ આ પરવાના દેશી વેપારીઓને વેચતા. આ પ્રમાણે દેશી વેપારીઓ પણ જકાત આપતા નહિ. તેથી મીરકાસમને ઉપજમાં નુકસાન થતું. આ માટે તેણે કંપની સાથે પત્રવ્યવહાર કર્યો, પણ તેમાં તેનું કાંઈ વળ્યું નહિ. તેથી તેણે સઘળા વેપારીઓને જકાતની માફી આપી. આથી અંગ્રેજ વેપારીઓનો ખાનગી લાભ જતો રહ્યો. તેથી કંપનીએ તેને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો.

**પટણાની કતલ**

એલિસ નામે અંગ્રેજ સરદારે પટણા પર હલ્લો કરી તે શહેરને લૂંટયું. આથી મીરકાસમે પટણા પર ચડાઈ કરી એલિસને હરાવી બધા અંગ્રેજોને કેદ પકડયા. આ સમાચાર મળતાં કલકત્તાની કાઉન્સિલે મીરકાસમને

પદભ્રષ્ટ કરી ઘરડા મીરજાફરને ફરીથી નવાબપદ આપ્યું અને અંગ્રેજી લશ્કર મોંગીર તરફ મોકલ્યું. તેથી તેણે અંગ્રેજ લશ્કરને ધમકી આપી કે "જો તમે મોંગીર તરફ આગળ વધશો તો પટણામાં કેદ કરેલા બધા અંગ્રેજોની કતલ કરીશ." તેની ધમકી મેજર ઍડમ્સે ન ગણકારતાં મોંગીર પર હુમલો કર્યો. એટલે મીરકાસમે સમ્રુ પાસે ૧૪૮ અંગ્રેજ કેદીઓની કતલ કરાવી. ઈ. સ. ૧૭૬૩. આ બનાવ **પટણાની કતલ** તરીકે જાણીતો છે.

**બકસરનું યુદ્ધ ઈ. સ. ૧૭૬૪**

આ કતલ પછી મીરકાસમ નાસીને અયોધ્યા ગયો. ત્યાં દિલ્હીનો બાદશાહ શાહઆલમ પણ મળ્યો. આ ત્રણેનાં લશ્કરને બકસર પાસે મેજર મનરોએ સખત હાર આપી. અયોધ્યાના નવાબે રોહીલા લોકોની મદદ મેળવી. પણ કોરા પાસે ફરીથી હાર્યો. શાહઆલમ બ્રિટિશને શરણે આવ્યો. મીરકાસમ નાસીને વાયવ્ય કોણમાં ગયો. ત્યાં તેનું શું થયું તે જણાયું નથી.

**યુદ્ધનું મહત્વ**

પ્લાસીના યુદ્ધથી નખાયેલો બ્રિટિશ રાજ્યનો પાયો આ યુદ્ધથી મજબૂત બન્યો, અયોધ્યાનો નવાબ વશ થયો અને મોગલ પાદશાહ પણ કબજામાં આવ્યો.

મીરજાફર થોડા સમયમાં મરણ પામ્યો; તે પછી નજમુદૌલાને નવાબ બનાવ્યો. પણ હવે જે નવાબો થયા તે માત્ર નામના અને અંગ્રેજોનું પેન્શન ખાનારા હતા. ખરી સત્તા કંપનીના હાથમાં હતી.

## લૉર્ડ ક્લાઇવ બંગાળાનો બીજીવાર ગવર્નર

**[ ઇ. સ. ૧૭૬૫ થી ઈ. સ. ૧૭૬૭. ]**

**અલ્હાબાદના કોલકરાર**

પટણાની કતલની ખબર ઇંગ્લાંડ પહોંચતાં કંપનીના ડિરેકટરો ગભરાઈ ગયા. તેથી તેમણે ક્લાઇવને બંગાળાનો ગવર્નર નીમી કુલ સત્તા સાથે હિંદ મોકલ્યો. તેણે મોગલ બાદશાહ તથા અયોધ્યાના નવાબ સાથે સુલેહ કરી, તેની સરતો નીચે મુજબ હતીઃ--

(૧) અયોધ્યા પ્રાંત નવાબ સુજા-ઉદ્-દૌલાને પાછો આપવો. (૨) અલાહાબાદ અને કોરા પ્રાંત દિલ્હીના બાદશાહને પાછા આપવા, (૩) બ્રિટિશ કંપની મોગલાઈનાં માંડલિક રાજ્ય તરીકે ગણાય. તે બદલ કંપની દર સાલ બાદશાહને ૨૬ લાખ રૂપિયા આપે. તેના બદલામાં બંગાળા, બિહાર અને ઓરિસ્સાના પ્રાંતોની દિવાની એટલે બધા જ કર ઉઘરાવવાનો હક કંપની ભોગવે. (૪) નિઝામ પાસેથી લીધેલો ઉત્તર સરકાર પ્રાંત કંપની રાખે. (૫) અયોધ્યાનો નવાબ અંગ્રેજોનો મિત્ર થઇ રહે અને આ લડાઇના ખર્ચ બદલ કંપનીને૫૦ લાખ રૂપિયા આપે. તથા અયોધ્યામાં કંપનીના વેપારની જકાત માફ કરે. (૬) મીરકાસમને હવેથી કોઈપણ પ્રકારની મદદ આપવી નહિ.

કંપનીને દિવાનીનો હક મળ્યો હતો. તેથી કલાઈવે બંગાળના નવાબને મળી રાજ્યવહીવટમાં ફેરફાર કર્યો અને **દ્વિરાજ્ય પદ્ધતિ** દાખલ કરી. તે પ્રમાણે (૧) બંગાળા પ્રાંતની વસુલાત માટે અંગ્રેજ અધિકારીઓના હાથ નીચે દિવાનો નીમ્યા. લશ્કરની વ્યવસ્થા પણ કંપની જ કરે. (૨) બાકીની વ્યવસ્થા બંગાળાનો નવાબ કરે. નવાબને ન્યાય આપવાનું તથા કાયદાનો અમલ કરવાનું કામ હતું. આ પ્રમાણે બે સત્તાઓના અમલથી રૈયત પર જુલમ અને ત્રાસ વધ્યો તથા વહીવટમાં સડો પેઠો.

**કલાઈવના સુધારા**

મીરજાફરના સમયથી કંપનીના નોકરો લાલચુ અને લોભી બન્યા હતા. તેઓ વગર જગાતે ખાનગી વેપાર કરી પુષ્કળ કમાણી કરતા. લાગ મળે તો જબરદસ્તીથી લોકો પાસે પૈસા કઢાવતા, લશ્કરી સિપાઇઓ પણ પુષ્કળ ભથ્થાં માગતા. તેથી કલાઈવે તેમાં સુધારા કર્યા.

૧. કંપનીના નોકરોનો પગાર વધારી તેમને ખાનગી વેપાર કરવાની સખત મનાઇ કરી.
૨. કંપનીના કોઇ પણ નોકરે કોઇ પણ પ્રકારની ભેટ કે નજરાણું નહિ લેવાનું ઠરાવ્યું.
૩. લશ્કરી અમલદારોને બેવડું ભથ્થું અપાતું તે બંધ કર્યું.

**ક્લાઇવનું જીવન ચરિત્ર**

તે ગરીબ માબાપનો દીકરો હતો. તે નાનપણથી જ મસ્તીખોર અને ઉદ્ધત હતો. ભણવા પ્રત્યે તેને તિરસ્કાર હતો. આથી તેના બાપે ઈસ્ટ ઇન્ડિયા કંપનીમાં કારકુનની નોકરી કરવા તેને મદ્રાસ મોકલ્યો. તેને કારકુનની નોકરી પસંદ નહોતી. તેનું જીવન લશ્કરી ધંધા માટે યોગ્ય હોવાથી ગવર્નર લૉરેન્સે તેને સૈન્યમાં દાખલ કર્યો. તેણે ફ્રેંચો સાથે યુદ્ધમાં 'આર્કટના વીર' તરીકે નામના મેળવી.

**યોગ્યતા**

તે તેવા ગમે સંકટમાં હિંમત હારતો નહિ. પ્લાસીના યુદ્ધમાં તેની ખરી કસોટી હતી. છતાં યુક્તિ પ્રયુક્તિથી બંગાળામાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો અને ગર્વનર બન્યો.

**ગુણ દોષ**

તેણે દિવાનીના હક મેળવી કંપનીની ઉપજમાં ચાર કરોડનો વધારો કર્યો. તેના સુધારા વખાણવા લાયક છે. અમીચંદને છેતરવા માટે તેણે કરેલાં કામથી તેની કીર્તિને ઝાંખપ લાગે છે. પણ હિંદમાં કંપનીની સત્તા જમાવનાર આ મહાપુરુષ જ હતો.

ઈંગ્લાંડ ગયા પછી તેના પર કેટલાક આક્ષેપો મૂકી કામ ચલાવવામાં આવ્યું હતું. તેમાં તે નિર્દોષ ઠર્યો હતો. પરંતુ આ આઘાતથી તે ઇ. સ. ૧૭૭૪ માં આપઘાત કરી મરણ પામ્યો.

## પ્રશ્નો

૧. ઇ. સ. ૧૭૬૦ની હિંદની રાજકીય સ્થિતિનું વર્ણન કરો.

૨. મીરકાસમના રાજ્યવહીવટ વિષે જાણતા હો તે લખો. તેની સાથે યુદ્ધ થવાનાં મુખ્ય કારણો આપો.

૩ નીચેની બાબતો પર નોંધ આપો:—
બક્સરના યુદ્ધનું મહત્વ; પટણાની કતલ; દિવાની હક; દ્વિરાજ્ય પદ્ધતિ.

૪. ક્લાઈવનું જીવનચરિત્ર તથા ગુણદોષ લખો.

# ૪. વેરલેસ્ટ અને કાર્ટિઅર

## [ઇ. સ. ૧૭૬૭ થી ઇ. સ. ૧૭૭૨.]

કલાઇવના ગયા પછી બંગાળાના ગવર્નર તરીકે હેરી વેરલેસ્ટ જોન કાર્ટીઅર નીમાયો. તેમના સમયમાં બંગાળાની સ્થિતિ કફોડી થઈ.

**બંગાળાનો દુકાળ**

કલાઇવિની દ્વિરાજ્ય પદ્ધતિ નીચે પ્રજા કચડાઈ ગઈ. અધિકારીઓ લાંચીઆ થઈ ગયા અને ચારે બાજુ ત્રાસ વર્તી પડયો. વળી ઇ. સ. ૧૭૭૦ માં બંગાળામાં ભારે દુકાળ પડયો. તેથી ભૂખમરામાં અર્ધી વસ્તીનો નાશ થયો અને બંગાળા ખેદાનમેદાન બની ગયું. આથી કંપનીના ડિરેકટરોએ બંગાળાની સ્થિતિ સુધારવા વૉરન હેસ્ટિંગ્સની ઇ. સ. ૧૭૭૨ માં ગવર્નર તરીકે નીમણૂંક કરી.

### પ્રશ્નો

૧. કલાઈવના ગયા પછી કંપનીનો કારભાર કેવો ચાલ્યો ? તેનાં શું કારણો હતાં ?

૨. બંગાળાના દુકાળ વખતે રૈયતને કેમ કાંઈપણ મદદ ન મળી ?

## અગત્યની તવારીખ.

| સાલ | બનાવ |
| --- | --- |
| ઈ. સ. ૧૪૮૭ | બાર્થો લોમ્યુ ડીઆઝ કેપ ઑવ ગુડહોપ સુધી આવ્યો. |
| ,, ૧૪૯૮ | વાસ્કો–ડા–ગામા હિંદના કાલીકટ બંદરે આવ્યો. જલમાર્ગની શોધ. |
| ,, ૧૫૧૦ | પોર્ટુગીઝોએ ગોવા જીત્યું. |
| ,, ૧૬૦૦ | અંગ્રેજ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના. |
| ,, ૧૬૦૨ | ડચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીની સ્થાપના. |
| ,, ૧૬૧૫ | સર ટૉમસ રો જહાંગીરના દરબારમાં આવ્યો. |
| ,, ૧૬૨૩ | આંબોયનાની કતલ. |
| ,, ૧૬૩૯ | અંગ્રેજોએ મદ્રાસ વેચાતું લઈ ફૉર્ટ સેંટ જ્યોર્જનો કિલ્લો બાંધ્યો. |
| ,, ૧૬૫૦ | હુગલી નદી પર વખાર નાખી. |
| ,, ૧૬૬૨ | મુંબઈ બેટ ચાર્લ્સ બીજાને પહેરામણીમાં મળ્યો. |
| ,, ૧૬૯૦ | કલકત્તામાં કોઠી નાખી. ફૉર્ટ વિલિયમ બાંધ્યો. |
| ,, ૧૭૦૨ | યુનાઈટેડ ઇસ્ટ ઇન્ડિઆ કંપની સ્થપાઈ. |
| ,, ૧૭૪૧ | દુપ્લે પૉંદીચેરીના ગવર્નર તરીકે આવ્યો. |
| ,, ૧૭૪૪ | રૉબર્ટ કલાઇવ કંપનીની નોકરીમાં કારકુન તરીકે આવ્યો. |
| ,, ૧૭૪૬ | અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે કર્ણાટક પહેલો વિગ્રહ. લા બોર્દોએ મદ્રાસ જીત્યું. |
| ,, ૧૭૪૮ | યૂરોપમાં એલા શાપેલની ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે સંધિ, નિઝામ આસફ જાહ, મોગલ બાદશાહ મહમદશાહ અને મરાઠા રાજા શાહુનાં મરણ. |
| ,, ૧૭૫૧ | ચંદા સાહેબે ત્રિચિનોપલીમાં મહમદઅલીને ઘેર્યો. આર્કટનો ઘેરો. |
| ,, ૧૭૫૪ | દુપ્લેને ફ્રાંસ પાછો બોલાવ્યો. |
| ,, ૧૭૫૭ | પ્લાસીનું યુદ્ધ, હિંદમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના. |
| ,, ૧૭૫૮ | કર્ણાટક ત્રીજો વિગ્રહ. |

| | | |
|---|---|---|
| ,, | ૧૭૫૯ | અંગ્રેજોએ મછલીપટ્ટણ તથા ઉત્તર સરકાર જીત્યાં. |
| ,, | ૧૭૬૦ | ક્લાઇવ ઈંગ્લાંડ ગયો. વાંદીવાશના યુદ્ધમાં ફ્રેન્ચોની હાર. હિંદમાં ફ્રેંન્ચ સત્તાનો નાશ. મરાઠા સાથે નિઝામ ઉદ્‌ગીરના યુદ્ધમાં હાર્યો. |
| ,, | ૧૭૬૧ | મીરઝાફર પદભ્રષ્ટ. મીરકાસમ બંગાળનો નવાબ. મરાઠા અને અબ્દલીનું પાણીપતનું ત્રીજું યુદ્ધ. પેશ્વા બાલાજીરાવનું મરણ. હૈદરઅલી મ્હૈસુરની ગાદી પચાવી પડે છે. |
| ,, | ૧૭૬૩ | મીરકાસમ જોડે વિગ્રહ. પટણાની કતલ. |
| ,, | ૧૭૬૪ | બસરાનું યુદ્ધ. |
| ,, | ૧૭૬૫ | અલાહાબાદના કરાર. કંપનીને બંગાળા, અને ઓરિસ્સાની દિવાની મળે છે. |
| ,, | ૧૭૭૨ | વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર. |



# ૨. ગવર્નર જનરલોનો અમલ
## [ ઇ. સ. ૧૭૭૪ થી ઇ. સ. ૧૮૫૮ ]
### વૉરન હેસ્ટિંગ્સ
[ ઇ. સ. ૧૭૬૨ થી ઇ. સ. ૧૭૭૪ ગવર્નર ]

[ ઇ. સ. ૧૭૭૪ થી ઇ. સ. ૧૭૮૫ ગવર્નર જનરલ ]

**પૂર્વજીવન**

હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૭૫૦માં કંપનીની નોકરીમાં કારકુન તરીકે આવ્યો હતો. તે હિસાબી કામમાં હોશિયાર હતો અને તેને બંગાળાની સારી માહિતી હતી. ઇ. સ. ૧૭૬૯માં તે મદ્રાસની કાઉન્સિલનો સભાસદ થયો. તેના આ અનુભવને લીધે કંપનીમાં ચાલતા ગોટાળા દૂર કરવાને તેને ઇ. સ. ૧૭૭૨માં બંગાળાનો ગવર્નર નીમ્યો.



વૉરન હેસ્ટિંગ્સ

**હેસ્ટિંગ્સના સુધારા**

ગવર્નર થયા પછી તેણે કંપનીના રાજ્યતંત્રમાં નીચેના મહત્વના ફેરફાર કર્યાઃ (૧) દ્વિરાજ્ય પદ્ધતિનાં માઠાં પરિણામથી રૈયત ત્રાસી ગઈ હતી. તેથી વસુલાતનું કામ કંપનીએ હાથમાં લીધું અને પાંચ વરસ માટે જમીનના ઇજારા આપ્યા. તથા મહેસુલ ઉઘરાવનાર દેશી દિવાનોને રજા આપી. તેમની જગાએ અંગ્રેજ અમલદારો-કલેકટરો નીમ્યા. (૨) કલકત્તામાં દિવાની તથા ફોજદારી અદાલતો સ્થાપી. જિલ્લાના કલેકટરોને કોર્ટોના ઉપરી બનાવ્યા. (૩) હિંદુ શાસ્ત્રીઓ તથા મુસલમાન કાજીઓની મદદથી કાયદાનો ગ્રંથ બનાવ્યો. (૪) કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની કે જમીનદાર બનવાની સખત મનાઈ કરી. (૫) મુર્શિદાબાદથી રાજધાની કલકત્તા આણી. આમ ક્લાઈવે સ્થાપેલું અંગ્રેજ રાજ્ય વૉરન હેસ્ટિંગ્સે વ્યવસ્થિત કર્યું.

આ વખતે ઉપરાઉપરી યુદ્ધોને લીધે કંપનીની તિજોરી ખાલી થઈ ગઈ હતી. તેથી વૉરન હેસ્ટિંગ્સે દ્રવ્ય મેળવવાની નીચેની યોજનાઓ કરી: (૧) બંગાળાના નવાબ મીરજાફરના વંશજોનું પેન્શન ઘટાડી વાર્ષિક ૧૬ લાખ રૂપિઆ બચાવ્યા. (૨) શાહઆલમ બાદશાહ અંગ્રેજોનું રક્ષણ છોડી મરાઠાઓના કબજામાં ગયો હતો. તેથી દિવાની પેટે તેને અપાતા ૨૬ લાખ રૂપિઆ આપવા બંધ કર્યા. (૩) બાદશાહને આપેલા અલાહાબાદ તથા કોરા પ્રાંત અયોધ્યાના નવાબને ૫૦ લાખ રૂપિયે વેચ્યા. (૪) રોહીલા પ્રકરણમાં અયોધ્યાના નવાબને મદદ કરી ૪૦ લાખ રૂપિયા મેળવ્યા.

**રોહીલા પર ચડાઈનું કારણ**

અયોધ્યાની ઉત્તરે **રોહીલા** જાતના અફઘાનો વસ્યા હતા. તેથી તે મુલકને રોહીલખંડ કહેતા. તેઓ ઇ. સ. ૧૭૬૧માં અબ્દલીની મદદમાં મરાઠા સામે લડેલા. તેનું વેર લેવા મરાઠાઓએ ઇ. સ. ૧૭૭૦માં રોહીલખંડ પર ચડાઈ કરી હતી. રોહીલખંડ ફળદ્રુપ હોવાથી બધાનો ડોળો તેના પર રહેતો. વળી તેઓ બળવાન હોવાથી અયોધ્યાના નવાબને ભયરૂપ હતા. તેમજ અયોધ્યાનો નવાબ તેમને મરાઠાઓ સામે મદદ કરવા માટે તેમની પાસે ૪૦ લાખ રૂપિયા માગતો હતો. તે વસુલ કરવા તેણે હેસ્ટિંગ્સની મદદ માગી. તે બદલ ૪૦ લાખ રૂપિયા અને લશ્કરનું સગળું ખર્ચ આપવાની શરત કબૂલ કરી.

અંગ્રેજ લશ્કર રોહીલખંડ પર ચડયું અને કાત્રા પાસે તેમને સજ્જડ હરાવ્યા. આ યુદ્ધમાં રોહીલા સરદાર રહેમતખાન મરાયો. અંતે રામપુર સિવાયનો રોહીલખંડનો બધો મુલક અયોધ્યા પ્રાંતમાં ભેળવી દીધો. રામપુરમાં અત્યારે જુદા નવાબ છે.

મુંબઇ, મદ્રાસ અને બંગાળના ગવર્નરો વચ્ચે સત્તા માટે ખેંચતાણુ થતી. વધારામાં હિંદમાં ચાલતા આપખૂદ વિગ્રહોથી કંપની દેવામાં ડૂબી ગઈ હતી. તેથી ઇંગ્લાંડની સરકારને ખંડણી ભરવાને બદલે કંપનીએ રાજ્ય

**રેગ્યુલેટિંગ ઍક્ટ**

પાસે ૧૦ લાખની લોન માગી. ત્યારે પાર્લામેંટના સભ્યોની આંખ ઉઘડી અને કંપનીને નિયમમાં રાખનારો "રેગ્યુલેટિંગ ઍક્ટ" ઈ. સ. ૧૭૭૩ માં પસાર કર્યો. તેની કલમો નીચે મુજબ હતી :

(૧) બંગાળના ગવર્નરને બ્રિટિશ હિંદનો ગવર્નર જનરલ ગણવો.

(૨) ગવર્નર જનરલને મદદ કરવા ઈંગ્લાંડની સરકાર ચાર સભાસદની એક કાઉન્સિલ નીમે.

(૩) મુંબઈ અને મદ્રાસના ગવર્નર, ગવર્નર જનરલના તાબામાં રહી કામ કરે.

(૪) બંગાળમાં એક સદર અદાલત સ્થાપવી. તેમાં એક મુખ્ય અને ત્રણ બીજા ન્યાયાધિશો નીમવા. તેમની નીમણૂંક બ્રિટિશ સરકાર કરે. આ ન્યાયાધિશો ગવર્નર જનરલથી સ્વતંત્ર રહી કામ કરે.

## વૉરન હેસ્ટિંગ્સ—ગવર્નર જનરલ

આ કાયદા પ્રમાણે વૉરન હેસ્ટિંગ્સ હિંદનો પહેલો ગવર્નર જનરલ બન્યો. પણ કાયદામાં ખામીઓને લીધે તેને પોતાના કામમાં ઘણી મુશ્કેલીઓ નડી. કાઉન્સિલના સભ્યો દરેક કામમાં આડા પડતા. તેમના ઉપરવટ થઇને ગવર્નર જનરલને કામ કરવાની સત્તા નહોતી. પણ આ કાયદાથી પાર્લામેંટની કંપની પર સત્તા છે અને તેમાં મહત્વના ફેરફારો કરી શકે તે પુરવાર થયું. વળી હિંદમાં અંગ્રેજોની મુખ્ય સત્તા એક જગાએ નક્કી થવાથી બ્રિટિશ સત્તા મજબુત થઈ.

**રાજા નંદકુમારને ફાંસી**

નંદકુમાર કંપનીને બહુ ઉપયોગી હતો. તેણે દેશી દિવાનોના વહીવટ વિરુદ્ધ જુબાનો આપી હતી. પણ જ્યારે દેશી દિવાનો કાઢી નાખી અંગ્રેજ કલેકટરો મૂકયા ત્યારે નંદકુમાર વિરુદ્ધ પડયો અને હેસ્ટિંગ્સે મીરજાફરની વિધવા બેગમ

પાસેથી લાંચ લીધી છે તેવું નંદકુમારે તેના પર તહોમત મૂક્યું. આ અરસામાં મહિન્દ્રપ્રસાદ નામે એક માણસે નંદકુમાર પર ખોટા દસ્તાવેજ કરવાની ફરિયાદ કરી. તેથી વરિષ્ઠ કોર્ટના વડા ન્યાયાધીશે તેને ગુન્હેગાર ઠરાવી ફાંસીની સજા કરી.

હેસ્ટિંગ્સના સમયમાં રાઘોબાની ખટપટથી પહેલો મરાઠા વિગ્રહ થયો હતો. તેમાં મહાદજી સિંધિઆ અને નાના ફડનવિસની કુનેહથી સાલબાઈની સંધિ પ્રમાણે અંગ્રેજોને સાષ્ટી તથા એલિફંટાના ટાપુઓ મળ્યા. વળી હૈદર સાથેના વિગ્રહને અંતે માંગલોર મુકામે સલાહ થઈ હતી.

**હેસ્ટિંગ્સનાં અયોગ્ય કામો**

અંગ્રેજોએ કરેલા યુદ્ધોની ખોટ પૂરવા હેસ્ટિંગ્સે નાણાં મેળવવા કેટલાંક કામો કર્યાં હતાં જે ઇતિહાસમાં અયોગ્ય કામો ગણાય છે: (૧) બનારસના રાજા ચૈયતસિંગ પાસેથી વાર્ષિક ૨૫ લાખની ખંડણી ઉપરાંત ૫ લાખ રૂપિયા વધારે માગ્યા. રાજાએ તે માંગણી સ્વીકારી નહિ તેથી ગુસ્સે થઈ હેસ્ટિંગ્સે તેને ૪૦ લાખ રૂપિયા દંડ કરી તે વસુલ કરવા જાતે બનારસ ગયો. રાજાને કેદ કરવાથી પ્રજાએ બંડ કર્યું, તેમાંથી હેસ્ટિંગ્સ મહામુશ્કેલીએ બચ્યો. હેસ્ટિંગ્સે ૪૦ લાખ રૂપિયા ખંડણી ઠરાવી રાજાના ભત્રીજાને બનારસની ગાદી આપી.

(૨) અયોધ્યાના નવાબ આસફઉદ્દૌલા પાસે જૂના ૭૬ લાખ રૂપિયા માગણા હતા. નવાબની તીજોરી ખાલી હતી. તેની મા અને દાદી પાસે રાજ્યનું ઝવેરાત હતું. તેથી તેમના પર જૂલમ કરીને પોણાબે કરોડ રૂપિય કઢાવ્યા.

**પિટ્ટનું ઈંડિયા બીલ ઈ. સ. ૧૭૮૪**

કંપનીના હિંદના વહીવટથી ઇંગ્લંડમાં બહુ જ ખળભળાટ થયો. તેથી અને રેગ્યુલેટિંગ એકટની ખામીઓ દૂર કરવા ઇંગ્લાંડના પ્રધાન ફોકસે એક બીલ પાર્લમેન્ટમાં રજૂ કર્યું, પણ તે પસાર ન થયું. તેથી તેમાં સુધારો કરી બીજા પ્રધાન પિટ્ટે પોતાનું બીલ રજૂ કરી ઈ. સ. ૧૭૮૪માં પસાર કરાવ્યું.



વિલિઅમ પિટ્

(૧) કંપનીના ડિરેક્ટરોની સત્તા રદ કરી હિંદના રાજકારભાર પર દેખરેખ રાખવા ઈંગ્લાંડના પ્રધાનના પ્રમુખપણા નીચે છ સભ્યોનું એક 'બૉર્ડ ઑવ કન્ટ્રોલ' (નિયામક મંડળ) સ્થાપ્યું.

(૨) મંડળની પરવાનગી સિવાય હિંદના કોઈ પણ દેશી રાજા સાથે ગવર્નર જનરલે લડાઇ કે સુલેહ કરવી નહિ.

(૩) ગવર્નર જનરલની કાઉન્સિલના સભાસદોની સંખ્યા ૪ને બદલે ૩ની રાખી અને કાઉન્સિલની મરજી વિરુદ્ધ અગત્યની બાબતોમાં કામ કરવાની સત્તા ગવર્નર જનરલને આપી. આ કાયદાથી રેગ્યુલેટિંગ ઍક્ટની ખામી દૂર થઈ તથા કંપનીની સત્તા પર અંકુશ મૂકયો.

**હેસ્ટિંગ્સ પર તહોમતો**

હિંદમાં કરેલા અત્યાચારો માટે કંપપનીના ડિરેક્ટરોએ હેસ્ટિંગ્સ પર ઠપકો મોકલ્યો. તેથી નારાજ થઈ રાજીનામું આપી તે ઇંગ્લંડ ગયો. ત્યાં તેના વિરોધીઓએ તેના પર નીચેનાં તહોમતો મૂકયાં. (૧) નંદકુમારને દીધેલી ફાંસી. (૨) રોહીલાના નાશ માટે આપેલી મદદ. (૩)કાશીના રાજાને આપેલો ત્રાસ. (૪) અયોધ્યાની બેગમો પર જુલમ કરી મેળવેલા નાણાં.

આ તહોમતો પર કામ ચલાવવા ઇંગ્લાંડના વડા પ્રધાને મંજુરી આપી ઇંગ્લાંડની હિંદ પ્રત્યે ભલી લાગણી છે એમ બતાવી આપ્યું. તે મુકર્દમો ઇ. સ. ૧૭૮૬થી ઇ. સ. ૧૭૯૩ સુધી ચાલ્યો. છેવટે પાર્લામેન્ટે તેને નિર્દોષ ઠરાવી અને તેની સેવાઓ તથા મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ તેને પેન્શન બાંધી આપ્યું.

## પ્રશ્નો

૧. વૉરન હેસ્ટિંગ્સે કંપનીની રાજ્યવ્યવસ્થામાં કયા સુધારા કર્યા?
૨. તેણે નાણાં મેળવવા માટે કયાં કયાં પગલાં લીધાં હતાં?
૩. **રેગ્યુલેટિંગ એકટ** અને **પિટ્ટનાં બીલ**ની મુખ્ય કલમો સમજાવો.
૪. વૉરન હેસ્ટિંગ્સનાં અયોગ્ય કામો વર્ણવો.
૫. વૉરન હેસ્ટિંગ્સની કારકીર્દીમાંથી તમે શું શીખ્યા?
૬. નીચેની બાબતો પર ટૂંક નોંધ લખો:
(૧) દ્વીરાજ્ય પદ્ધતિ. (૨) બૉર્ડ ઑવ કન્ટ્રોલ. (૩) રોહીલા વિગ્રહ.

---

# લૉર્ડ કૉર્નવૉલિસ

## [ ઈ. સ. ૧૭૮૫ થી ઇ. સ. ૧૭૯૩ ]

વૉરન હેસ્ટિંગ્સ કાઉન્સિલના મુખ્ય સભાસદ સર જૉન મૅકફર્સનને ગવર્નર જનરલનો ચાર્જ સોંપી ઇંગ્લાંડ ગયો. તેની પાસેથી લૉર્ડ કૉર્નવૉલિસે ચાર્જ સંભાળી લીધો.

તે હિંદની પરિસ્થિતિથી તદ્દન અજાણ્યુ હતો, પણ ન્યાયી હતો તેના દેશબંધુઓનો પૂર્ણ વિશ્વાસ હતો, તેથી તેને હિંદની કુલ સત્તા સોંપી હતી. તેને લશ્કરી ખાતાનો અનુભવ હતો. તથા શાંતિને ચાહનારો હોવાથી તેણે કંપનીના નોકરોને અંકુશમાં રાખ્યા.

**હિંદની સ્થિતિ**

આ વખતે અંગ્રેજોને હંફાવે તેવા મરાઠા અને ટિપુ બે બળવાન દુશ્મનો હતા. મરાઠાઓમાં મહાદજી સિંધિઆ અને નાના ફડનવિસ બે મુત્સદ્દી પુરૂષો હતા. બાકી નિઝામ અને અયોધ્યાનો નવાબ તો નામના રાજ્યકર્તાઓ હતા.

કૉર્નવૉલિસે રાજકીય પરિસ્થિતિથી વાકેફ થઈ અંગ્રેજોના મિત્રોની યાદી કરી. તેમાં ટિપુનું નામ નહોતું. તેથી ટિપુએ મ્હેસુરનો ત્રીજો વિગ્રહ આરંભ્યો. તેમાં તેણે પોતાનું અર્ધું રાજ્ય ગુમાવ્યું.



લૉર્ડ કૉર્નવૉલિસ

**રાજ્યવહીવટમાં સુધારો**

હેસ્ટિંગ્સે કરેલી રાજ્યપદ્ધતિમાં મહત્વના ફેરફારો કરવાની જરૂર હતી, તેથી તેમાં સુધારા કર્યા: (૧) ક્લેકટરો પાસેથી ન્યાયનું કામ લઈ લઈને જુદી અદાલતો સ્થાપી. (૨) મોટા શહેરોમાં દિવાની અદાલતો સ્થાપી મુન્સફો નીમ્યા. (૩) ફોજદારી કામ માટે મૅજીસ્ટ્રેટો નીમ્યા. (૪) તથા મુખ્ય જિલ્લાઓમાં સેશન કોર્ટો સ્થાપી સેશન જજની નીમણૂંક કરી. (૫) કંપનીના નોકરોને લાંચ લેતા અટકાવવા તેમના પગાર વધાર્યા.

**કાયમી જમાબંધી**

હેસ્ટિંગ્સના વખતમાં પાંચ વરસ માટે જમીનના પટા આપી મહેસુલ ઉઘરાવતા. તેથી જમીનમાં કસ ઘટવા લાગ્યો તથા ખેડૂતોની સ્થિતિ ખરાબ થઈ. આથી તેણે **'પરમેનન્ટ રેવન્યુ સેટલમેંટ' એટલે કાયમની જમીન મહેસુલની પધ્ધતિ** દાખલ કરી. જમીનની માપણી કરાવી જમીનના વર્ગ પાડી તેના પર કાયમને માટે મહેસુલ ઠરાવ્યું. આથી જમીનદારો સરકારને વફાદાર થયા અને પોતાના સ્વાર્થને ખાતર જમીનની ફળદ્રુપતા પર ધ્યાન આપવા લાગ્યા.

આ પદ્ધતિ લૉર્ડ કૉર્નવૉલિસે ખેડૂતોના લાભ માટે કરી હશે. પણ તેથી ફાયદો તો જમીનદારોને જ થતો હતો. કારણ કે તેઓ

**કાયમી જમાબંધીના લાભાલાભ** ખેડૂતો પાસેથી ગમે તેટલું નાણું કઢાવીને સરકારને તો અમુક જ ભરણું ભરતા હતા. (૨) ખેડૂતોને પોતાના કામનો બિલકુલ બદલો મળતો નહિ. (૩) વખતના પ્રમાણમાં ગમે તેવા ભાવોમાં ફેરફાર થાય તેનો લાભ જમીનદારોને જ મળે. સરકારને કંઈ પણ વધારે મળે નહિ. (૩) સરકારને તો ઠરાવેલી રકમ જ મળે તેથી વહીવટી ખર્ચમાં જે વધારો થાય તે રૈયત ઉપર કર નાખી મેળવવો પડે. (૫) આથી બંગાળાના જમીનદારો વધારે સુખી અને માલદાર બન્યા છે.

## — પ્રશ્નો —

૧. લૉર્ડ કૉર્નવૉલિશે ન્યાયખાતામાં કરેલા સુધારાઓ લખો.
૨. કાયમી જમાબંધી એટલે શું? તેના ફાયદા તથા ગેરફાયદા સમજાવો.
૩. કૉર્નવૉલિસે હિંદમાં બ્રિટિશ રાજ્યનો મોભો અને કીર્તિ કેવી રીતે વધાર્યાં તે સમજાવો.



## સર જૉન શોર

### [ઈ. સ. ૧૭૯૩ થી ઈ. સ. ૧૭૯૮]

કૉર્નવૉલિસ પછી ગવર્નર જનરલ નિમાયો. તેણે તટસ્થ રાજનીતિ ધારણ કરી દેશી રાજ્યોના ઝઘડામાં વચ્ચે નહીં પડવાથી કંપનીના હિતને નુકશાન થયું.

**તટસ્થ નીતિનાં પરિણામ** અંગ્રેજોની મદદ મળશે નહિ તેવી ખાત્રી થવાથી મરાઠાઓએ નિઝામને કુર્દલાના યુદ્ધમાં હરાવ્યો. તેથી તેણે ફ્રેન્ચોની મદદથી લશ્કર કેળવ્યું. તટસ્થ નીતિથી મરાઠા અને ટિપુ જોરપર આવ્યા અને અંગ્રેજો નબળા પડી ગયા છે તેવી માન્યતા ફેલાઈ. મિત્રરાજ્યોનો કંપનીમાંથી વિશ્વાસ ઊઠવા લાગ્યો.

**અયોધ્યાનો ઝઘડો**

અયોધ્યાનો નવાબ મરણ પામવાથી તેની ગાદી વજીરઅલી નામે સરદાર પચાવી પડયો. તેથી સર જૉન શોરે જાતે લખનૌ જઈ નવાબના ભાઈ સદતઅલીને ગાદી આપી અને વજીરઅલીને ૧૫ લાખનું પેન્શન બાંધી આપ્યું. અયોધ્યામાં બ્રિટિશ સૈન્ય રાખવું. તેના ખર્ચ પેટે ૭૫ લાખ રૂપિયા આપવા અને બીજા કોઇ રાજા સાથે કંપનીની રજા સિવાય કાંઈ પણ કરાર, સંધિ કે વિગ્રહ ન કરવા તેવું ઠરાવ્યું. આ રીતે તેણે અયોધ્યામાં સંપૂર્ણ કાબુ મેળવ્યો.

**કંપનીના પટામાં ફેરફાર**

ઈ. સ. ૧૭૯૩ માં કંપનીના વેપારના પટાની મુદ્દત પૂરી થવાથી પાર્લામેન્ટે બીજો પટો કરી આપ્યોઃ (૧) તેની મુદ્દત ૨૦ વર્ષની રાખી. (૨) કંપની સિવાયના બીજા અંગ્રેજ વેપારીઓને ૩૦૦૦ ટન સુધીનો માલ ઈંગ્લાંડ લઈ જઈ કંપનીના ધોરણે વેચવાની પરવાનગી મળી. (૩) હિંદના બ્રિટિશ સેનાપતિને ડિરેકટરોની મંજુરી સિવાય કાઉન્સિલમાં હાજરી આપવાની મના કરી.

### પ્રશ્નો

૧. તટસ્થ અગર અલગ રાજનીતિ એટલે શું ? તેથી કંપનીને લાભ હાનિ થયાં હોય તે સમજાવો.
૨. અયોધ્યામાં અંગ્રેજોએ સંપૂર્ણ કાબુ કેવી રીતે મેળવ્યો તે સમજાવો.
૩. તટસ્થ રાજનીતિથી દક્ષિણ હિંદમાં શું પરિણામ આવ્યું તે સમજાવો.
૪ કંપનીના પટામાં થએલા ફેરફારો સમજાવો.

## માર્કિવસ ઑાવ વેલેસ્લી

## [ ઈ. સ. ૧૭૯૮ થી ૧૮૦૫ ]

તે અમીરી કુટુંબનો હતો તથા તેનામાં કામ કરવાની ઉત્તમ શકિત હતી. તેણે બૉર્ડ ઑાવ કન્ટ્રોલના કમિશ્નર તરીકે કામ કર્યું હતું, તેથી હિંદી પ્રશ્નોનો ઊંડો અભ્યાસ કર્યો હતો. તેની બાહોશી ધ્યાનમાં લઈ સર જૉન શોર પછી તેને ગવર્નર જનરલના હોદ્દા માટે પસંદ કરવામાં આવ્યો.

આગલા ગવર્નર જનરલની તટસ્થ રાજનીતિથી હિંદની રાજકીય સ્થિતિ વિચિત્ર બની હતી. દક્ષિણમાં મરાઠા, ટિપુ અને નિઝામનાં બળવાન રાજ્યો હતાં. તેમાંથી (૧) ટિપુએ ફ્રેન્ચો સાથે મસલત ચલાવી ને નેપોલિયનને હિંદ જીતવાનું આમંત્રણ આપ્યું. (૨) નિઝામે કુર્દલાના યુધ્ધ પછી ફ્રેન્ચોનો આસરો લીધો. (૩) મરાઠા રાષ્ટ્રસંઘના પાંચ બળવાન રાજ્યો હયાતીમાં આવ્યાં. (૪) મોગલ સલ્તનત નાશ પામી. (૫) રજપુતાનામાં મરાઠાઓ ચોથ ઉઘરાવતા. (૬) અયોધ્યાનો નવાબ અંગ્રેજોનો મિત્ર હતો. છતાં ટિપુ સાથે સંદેશા ચલાવતો. (૭) પંજાબમાં શીખ સરદાર રણજીતસિંહ નીચે શીખ લોકો જોર પર આવ્યા.

**હિંદની રાજકીય સ્થિતિ**



**લૉર્ડ વેલેસ્લી**

આથી હિંદમાં આ બધા પર સર્વોપરી સત્તા સ્થાપવા માટે વેલેસ્લીએ આ તકનો લાભ લેવાનું નક્કી કર્યું. તેણે પહેલાં મ્હૈસુરનો ચોથો વિગ્રહ કરી ટિપુનો અંત આણ્યો. ત્યાર પછી દેશી રાજ્યોને એક છત્ર નીચે લાવી તેમને સુરક્ષિત રાખવા માટે વેલેસ્લીએ "સહાયકારી લશ્કરી યોજના" અમલમાં મૂકી. તે યોજનામાં નીચેના મુદ્દાઓનો સમાવેશ થતો હતો.

**સહાયકારી લશ્કરી યોજના**

(૧) અંગ્રેજ સત્તાનું સર્વોપરીપણું સ્વીકારવું. (૨) દરેક દેશી રાજ્યે પોતાની મદદમાં અંગ્રેજી સૈન્ય પોતાને ખર્ચે રાખવું. (૩) અંગ્રેજ પ્રજા સિવાય બીજી કોઈ પણ પ્રજાને પોતાના રાજ્યમાં રહેવા દેવી નહિ. (૪) કંપની સરકારની પરવાનગી સિવાય દેશી રાજ્ય લડાઈ અગર સુલેહ કરી શકે નહિ. (૫) ઉપરની યોજનાનો સ્વીકાર કરનારનું સંપૂર્ણ રક્ષણ કંપની સરકાર કરશે.

(૧) નિઝામ સૌથી નબળો હોવાથી તેણે આ યોજનાનો પ્રથમ સ્વીકાર કરી ફ્રેંચ પ્રજા તથા લશ્કરને રજા આપી અને લશ્કરના ખર્ચ પેટે બલ્લારી અને કડપા આપ્યાં. (૨) અયોધ્યાના નવાબ સાદતઅલીએ પણ યોજના સ્વીકારી. (૩) નાના ફડનવિસનાં મરણ પછી બાજીરાવ પેશ્વાની સ્થિતિ કફોડી બની હતી. હોલ્કરે પૂના લઈ લીધાથી તે અંગ્રેજોને શરણે આવ્યો અને વસાઈ મુકામે સલાહ કરી સહાયકારી યોજના સ્વીકારી. (૪) પેશ્વાએ વસાઈના કોલકરાર કર્યા તેથી સિંધિઆ અને ભોંસલેએ નારાજ થઈ અંગ્રેજો સાથે યુદ્ધ આદર્યું. પરિણામે અસઈ અને આરગામ આગળ હારી જવાથી સિંધિઆએ સુરજી અંજેગામના અને ભોંસલેએ દેવગામના કરાર કરી સહાયકારી યોજના સ્વીકારી હતી. (૬) રજપુતાનાનાં નાનાં રાજ્યોએ મરાઠાઓના ત્રાસમાંથી બચવા આ યોજનાનો સ્વીકાર કર્યો.

હવે ફક્ત હોલ્કર છૂટો હતો. તેને નમાવવાની તૈયારીમાં હતો ત્યાં વેલેસ્લીને ઈંગ્લાંડ જવું પડયું તેથી તે સ્વતંત્ર રહી શકયો.

આ યોજનાથી અંગ્રેજો સર્વોપરી બન્યા. ફ્રેંચ સત્તાનો અંત આવ્યો.

**યોજનાનું પરિણામ**

સઘળાં દેશી રાજ્યો એક સરખી સ્થિતિમાં આવ્યાં. જો કે તેમની સ્વતંત્રતા નાશ પામી તો પણ તેમને રાજ્યની અંદરના ઝઘડાની કે બહારના હુમલાની બીક નહિ રહેવાથી રાજાઓ ભોગવિલાસમાં આળસુ અને આરામમાં જિંદગી ગાળવા લાગ્યા. તેથી તેમની લશ્કરી કુનેહ અને શક્તિ નાશ પામ્યાં.

**અંગ્રેજી મુલકમાં થએલો વધારો**

સહાયકારી યોજનાને પરિણામે (૧) નિઝામ પાસેથી બલ્લારી અને કડપા, (૨) મ્હૈસુરના ચોથા વિગ્રહને અંતે કાનડા અને કોઈમ્બતુર, (૩) ભોંસલે પાસેથી કટક અને વરાડ, (૪) અયોધ્યાના નવાબ પાસેથી રોહીલખંડ તથા ગંગા અને જમના વચ્ચેનો દોઆબ, (૫) સિંધિઆ પાસેથી જમનાની ઉત્તરનો પ્રદેશ અને પેશ્વા અને ગાયકવાડ પાસેથી ગૂજરાતનો કેટલોક ભાગ અને મુંબઈની આસપાસનો મુલક અંગ્રેજોને મળ્યો.

આ ઉપરાંત વેલેસ્લીએ રાજાઓના અંધેર કારભાર માટે કેટલોક મુલક ખાલસા કર્યો હતો :

(૧) કર્ણાટકમાં નવાબે ખરાબ વહીવટ કરી રાજ્યને દેવામાં ડુબાડી દીધું. તેથી કર્ણાટક ખાલસા કરી પેન્શન આપ્યું. ઇ. સ. ૧૮૦૧.

(૨) તાંજોરમાં છેલ્લા રાજા તુલાજીના મરણ પછી ગાદી માટે તકરાર પડી. તેથી વેલેસ્લીએ તે રાજ્ય ખાલસા કરી તેના દત્તક પુત્ર સરફોજીને પેન્શન આપ્યું. ઇ. સ. ૧૭૯૪.

(૩) સૂરતના છેલ્લા નવાબને વારસ નહિ હોવાથી તેના ભાઈ મીર નાસિરૂદ્દીનને પેન્શન આપી સૂરત ખાલસા કર્યું. ઇ. સ. ૧૮૦૦.

**સ્વદેશગમન**

વેલેસ્લીના હિંદના કામોથી કંપનીના ડિરેકટરો અને બૉર્ડ ઑવ કન્ટ્રોલના સભાસદો ગભરાઈ ગયા. તેમની વેપારી દૃષ્ટિએ વેલેસ્લીની મુલકો મેળવવાની નીતિ પસંદ પડી નહિ. વળી લડાઈ-ઓમાં થએલો ભારે ખર્ચ તથા હોલ્કર અને ભરતપુર સાથેની લડાઈમાં મળેલી નિષ્ફળતાથી તેને ઇ. સ. ૧૮૦૫માં ઇંગ્લાંડ પાછો બોલાવી લીધો.




**વેલેસ્લીની યોગ્યતા**

લૉર્ડ વેલેસ્લી સમર્થ રાજની-તિજ્ઞ અને પાકો સા-મ્રાજ્યવાદી હતો. મોગલ સામ્રાજ્યના ખંડેર પર કલાઈવે પાયો નાખીને વૉરન હેસ્ટિંગ્સે ચણતર કરેલી ઇમારત લૉર્ડ વેલેસ્લીએ સહાયકારી યોજનાથી પાકી કરી. આથી બ્રિટિશ રાજ્ય હિંદમાં જામી શક્યું.

વેલેસ્લી ઇંગ્લાંડ ગયા પછી તેના વિરોધીઓએ તેના પર ગંભીર તહોમતો મૂકયાં પણ કંપનીએ તેના કામની કદર કરી તેને બે લાખ રૂપિયા ઇનામમાં આપ્યા અને ઇસ્ટ ઇન્ડિયા હાઉસમાં તેનું બાવલું મૂકયું. તે ઇ. સ. ૧૮૪૨માં ૮૨ વરસની ઉમરે મરણ પામ્યો.

## પ્રશ્નો

૧. વેલેસ્લીના આગમન વખતે હિંદની રાજકીય સ્થિતિ કેવી હતી તેનું વર્ણન કરો.
૨. 'તટસ્થનીતિ' અને 'સહાયકારી લશ્કરી યોજના' બંને નીતિના ગુણદોષનો મુકાબલો કરો.
૩. 'સહાયકારી લશ્કરી યોજના'માં કઈ કઈ કલમો હતી ? તેના અમલથી શું લાભાલાભ થયો ?
૪. વેલેસ્લીએ બ્રિટિશ હકુમતમાં વધારેલા પ્રાંતો તમારા રૂપરેખાવાળા નકશામાં બતાવો.
૫. સહાયકારી લશ્કરી યોજનાની હિંદનાં દેશી રાજ્યો પર શી અસર થઈ?

## લૉર્ડ કૉર્નવૉલિસ (બીજી વાર)

### ઇ. સ. ૧૮૦૫થી ઈ. સ. ૧૮૦૫

[ હિંદમાં શાંતિ સ્થાપવા માટે લોર્ડ કૉર્નવૉલિસને બીજીવાર મોકલ્યો. પણ તે વૃદ્ધ થયો હતો. તે હોલ્કર અને સિંધિઆ સાથે સુલેહ કરવ કલકત્તાથી લખનૌ જતાં ગાઝીપુર પાસે મરણ પામ્યો. ઈ. સ. ૧૮૦૫.]

## સર જ્યૉર્જ બાર્લો

### [ ઈ. સ. ૧૮૦૫ થી ઈ. સ. ૧૮૦૭ ]

કૉર્નવૉલિસના અચાનક મરણથી કાઉન્સિલના મુખ્ય સભાસદ સર જ્યૉર્જ બાર્લોની કામચલાઉ ગવર્નર જનરલ તરીકે નીમણૂંક કરી. તેને તટસ્થ રાજનીતિ પાળવાનો સખત હુકમ હતો. તેથી સિંધિઆ સાથે સુલેહ કરી તેમના જીતેલા મુલક પાછા આપ્યા અને રજપુતાના તથા માળવાના મુલક પર તેમનો ચોથ ઉઘરાવવાનો હક્ક કબૂલ રાખ્યો.

આને પરિણામે સિંધિઆ અને હોલ્કરે પિંઢારા અને ઠગ લોકો સાથે મળી જઈ પ્રજાને ખૂબ હેરાન કરી.

**વેલોરનું બંડ ઇ. સ. ૧૮૦૬**

તે સમયે દક્ષિણ હિંદના સેનાપતિએ લશ્કરના સિપાઈઓની રીતભાત તથા દેખાવમાં સુધારો કરવા કેટલાક નિયમો અમલમાં મૂકયા : (૧) પાઘડી અમુક રીતે બાંધવી. (૨) દાઢી મુછ અમુક જાતની રાખવી. (૩) પરેડ વખતે ચાંલ્લો કે ધર્મનું નિશાન કપાળમાં કરવું નહિ. (૪) કાનમાં કુંડળ કે કડીઓ પહેરવી નહિ. આવા સુધારાથી હિંદુ સિપાઈઓને શંકા થઈ કે તેમને ખ્રિસ્તિ બનાવવાનો પ્રયત્ન થાય છે. તેથી વેલોરના સિપાઈઓએ બળવો કર્યો અને ૧૧૫ અંગ્રેજ સિપાઈઓને ઠાર કર્યા. આ બંડના સમાચાર આર્કટ પહોંચતાં જનરલ ગીલેસ્પીએ આવી બળવો સમાવ્યો. બળવાખોરોના ચારસોએક માણસો મરાયા અને કેટલાકને દેશપાર કર્યા. તે પછી વેલોરમાં શાંતિ સ્થપાઈ.

**બંડનું પરિણામ**

બંડ વખતે ટિપુના પુત્રો વેલોરમાં હતા. બંડમાં તેમનો હાથ હશે એમ વહેમાઈને તેમને કલકત્તા મોકલી આપ્યા. સર જ્યોર્જ બાર્લોને ઉતારીને મદ્રાસનો ગવર્નર નીમ્યો તથા તેની જગાએ લૉર્ડ મિન્ટોને મોકલ્યો. ઇ. સ. ૧૮૦૭.

### પ્રશ્નો

૧. તટસ્થ રાજનીતિના પુનર્જીવનથી ઉત્તર હિંદમાં કયા બનાવો બન્યા ?
૨. વેલોરનું બંડ થવાનાં કારણો અને પરિણામ વિષે શું જાણો છો ?

## લૉર્ડ મિન્ટો

### [ ઇ. સ. ૧૮૦૭ થી ઇ. સ. ૧૮૧૩ ]

**તટસ્થનીતિનો ભંગ**

લૉર્ડ મિન્ટોને પણ તટસ્થ રાજનીતિ પ્રમાણે ચાલવાનો હુકમ હતો. પણ તે હિંદને કિનારે ઊતર્યો ત્યારે તેણે દેશની સ્થિતિ જુદાં જ પ્રકારની જોઈ. ઉત્તર હિંદમાં લૂંટારા તથા ધાડપાડુઓનું જોર વિશેષ હતું. તેમને મરાઠાઓની મદદ હતી. પિંઢારાઓની પૂંઠ પકડી ત્યાં લશ્કર મોકલી અજયગઢ તથા કર્લીંજરના કિલ્લા તાબે કર્યા. વેલેસ્લીના સમયમાં ફ્રેન્ચ

સત્તા હિંદમાંથી નાબુદ થઈ હતી. તે સમયે રશિયા અને અંગ્રેજોને ઝઘડો ચાલતો હતો. તેથી હિંદને પરદેશો તરફથી બેવડો ભય હતોઃ—

**બ્રિટિશ હિંદનું રક્ષણ કરવાના ઉપાયો**

(૧) ઇરાનનો અને (૨) રશિયાનો. તેથી દીર્ધદષ્ટિ વાપરી મિન્ટોએ ઇરાનના શાહ પાસે કર્નલ માલ્કમને પ્રતિનિધિ તરીકે મોકલી તેની સાથે કરાર કર્યા. તેમાં એમ ઠરાવ્યું કે કોઈ પણ યૂરોપી પ્રજાને શાહે પોતાના મુલકમાંથી રસ્તો આપવો નહિ અને જરૂર પડયે એક બીજાને મદદ કરવી. તે જ પ્રમાણે સિંધના અમીરો પાસે જનરલ મેટ્કાફને મોકલી સુલેહ સંબંધ દૃઢ કર્યો. હવે અફ્ઘાનિસ્તાનનો રસ્તો બંધ કરી રશિયાનો ભય મટાડવા ત્યાંના અમીર શાહ સુજા પાસે માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનને એલચી તરીકે મોકલી મિત્રતા બાંધી. તે જ પ્રમાણે મેટ્કાફને પંજાબના શીખ સરદાર રણજિતસિંહ પાસે મોકલ્યો. તેણે મિત્રતા બાંધી અમૃતસર મુકામે સંધિ કરી. તેમાં ઠરાવ્યું કે : (૧) સતલજ નદીની હદનો અંગ્રેજોએ સ્વીકાર કરવો. (૨) લુધિઆણામાં અંગ્રેજ લશ્કર રહે. તેમાં રણજિતસિંહે વાંધો ઉઠાવવો નહિ. આ શરત રણજિતસિંહે મરતાં સુધી પાળી અને તે અંગ્રેજોનો મિત્ર બની રહ્યો.



રણજિતસિંહ

શીખ ધર્મ વિષે તમે કાંઈક જાણો છો. શીખ પ્રજાએ તે ધર્મના ઝંડા તળે એકત્ર થઈ પંજાબમાં પોતાની

સર્વોપરી સત્તા સ્થાપી હતી. તે આખી પ્રજા લડાયક હતી. તેમના જુદા જુદા બાર સરદારોએ પંજાબમાં રાજ્યો સ્થાપ્યાં હતાં. તેમાં માનસિંહ મોટો હતો. તેના મરણ પછી તેનો પુત્ર રણજિતસિંહ ગાદીએ આવ્યો. તે બહાદુર યોદ્ધો હતો. તે અભણ હતો, છતાં ઘણો બુદ્ધિમાન અને કાબેલ હતો. તેની એક આંખ શીતળામાં ગઈ હતી. તેણે પંજાબમાંથી અફઘાનોને હાંકી કાઢી કાશ્મિર, પેશાવર, મુલતાન અને કંદહાર સુધી પોતાની સત્તા જમાવી. પ્રજાનો તેના પર અઢળક પ્રેમ હતો. તેણે આખી પ્રજાને લડાયક અને બળવાન બનાવી હતી. તે અંગ્રેજોનો મિત્ર હતો.

**શીખ પ્રજાનો ઇતિહાસ**

લૉર્ડ મિન્ટોના સમયમાં ત્રાવણકોરના પ્રધાને સહાયકારી લશ્કરના ખર્ચની રકમ નહિ આપતાં સામો થયો. તેથી ત્રાવણકોરનો વહીવટ દેવું પતાવતાં સુધી કંપની સરકારે હાથમાં લીધો.

ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ ચાલતું હતું. તેનો લાભ લઈ અંગ્રેજોએ સંસ્થાનો વધારવા તજવીજ કરી. હિંદી મહાસાગરમાં આવેલા જાવા અને મોરિસ્યસ બેટો કબજે કરવામાં લૉર્ડ મિન્ટોએ મદદ કરી.

મદ્રાસ ઇલાકામાં મહેસુલ ઉઘરાવવા સારુ રૈયતવારી જમાબંધીની પદ્ધતિ દાખલ કરી. તે પદ્ધતિમાં જમીનના માલિક ખેડૂતો જ ગણાય છે. તે સરકારમાં ઠરાવેલું મહેસુલ ભરે છે. આ મહેસુલ ત્રીસ ત્રીસ વરસે નક્કી કરવામાં આવે છે. મુંબઈ ઇલાકામાં પણ તેજ રીતે ચાલે છે.

**મદ્રાસની રૈયતવારી જમાબંધી**

ઇ. સ. ૧૮૧૩માં પાર્લામેન્ટે કંપનીને ૨૦ વરસનો વધુ પટો કરી આપ્યો. તેમાં એવું ઠરાવ્યું કે: (૧) હરકોઇ અંગ્રેજ વેપારી ચીન સિવાય હિંદ સાથે વેપાર કરી શકે. (૨) હિંદનું રાજ્ય કંપનીના કબજામાં રહે, પણ તે પર ઇંગ્લાંડની સરકારનો સંપૂર્ણ કાબુ રહે. (૩) ખ્રિસ્તિ ધર્મના પ્રચાર માટે પાદરીઓને હિંદમાં જવાની છૂટ આપવી અને તેમને કંપની સરકારે ઉત્તેજન આપવાનું ઠરાવ્યું. ઇ. સ. ૧૮૧૩.

## પ્રશ્નો

૧. લૉર્ડ મિન્ટોએ તટસ્થ નીતિ સ્વીકારી હતી છતાં અરાજકતા મટાડવામાં શો ભાગ લીધો હતો? તટસ્થનીતિ સંબંધી તેના વિચારો કેવા હતા?
૨. બ્રિટિશ હિંદનું રક્ષણ કરવા તેણે શાં શાં પગલાં લીધાં?
૩. ઇ. સ. ૧૮૧૩માં કંપનીના પટામાં કયા મહત્વના ફેરફારો કરવામાં આવ્યા?
૪. મહારાજા રણજિતસિંહ વિષે શું જાણો છો?

---

# લૉર્ડ હેસ્ટિંગ્સ

## [ ઇ. સ. ૧૮૧૩ થી ઇ. સ. ૧૮૨૩ ]

લૉર્ડ હેસ્ટિંગ્સે હિંદમાં આવી ઘણું સારૂં કામ કરી બતાવ્યું. દેશમાં ચાલતા વિગ્રહો, રાજ્ય ખટપટો અને અંધેર વ્યવસ્થાનો અંત લાવવા તેણે તટસ્થ નીતિ સદાને માટે છોડી દીધી અને વેલેસ્લીના સિદ્ધાંતને વળગી રહી બ્રિટિશ રાજ્ય સર્વોપરી બનાવ્યું.

નેપાળ દેશ હિમાલયની તળેટીમાં હોવાથી તેને ડુંગરી પ્રદેશનું કુદરતી રક્ષણ છે. ઇ. સ. ૧૭૬૭–૬૮માં ગુરખાઓએ તે જીતી લઇને ખટમંડુમાં રાજધાની સ્થાપી પોતાની સત્તા જમાવી. ગુરખા લોકો મૂળ રજપુતો છે. તેઓ ઉત્તમ લડવૈયા છે. તેમની પાસે ફક્ત તોપખાનાની ખામી હતી.

તેમણે પોતાના રાજ્યની હદ દક્ષિણે અયોધ્યાની સરહદ સુધી સુધારી. વળી અંગ્રેજ તાબાનાં બસોએક ગામડાં લૂંટી કબજે કર્યાં. લૉર્ડ હેસ્ટિંગ્સે ગામડાં પાછાં સોંપી દેવાનું કહેવરાવ્યું પણ તેમણે માન્યું નહિ, તેથી યુદ્ધ જાહેર કરવું પડયું. અંગ્રેજ સરદાર ગિલેસ્પી અને જનરલ ઑકટરલોનીની સરદારી નીચે અંગ્રેજ ફોજે હુમલો શરૂ કર્યો. પશ્ચિમ તરફથી ઑકટરલોનીએ આલમોરા લીધું ત્યારે જ ગુરખાઓએ ગભરાઇને સુલેહ માટે કહેણુ મોકલ્યું.

**નેપાળી વિગ્રહ**

પણ તેમના સરદાર અમરસિંહે સુલેહ ન કરવાથી અંગ્રેજોએ ખટમંડુ જતાં મકવાનપુર અને હરિહરપુર લીધાં, ત્યારે છેવટે સેગાઉલી મુકામે સલાહ થઈ તેની શરતો નીચે પ્રમાણે છેઃ (૧) ગોગ્રા અને સતલજ વચ્ચેનો કમાઉન પ્રદેશ, ગરવાલ અને તેરાઈ અંગ્રેજોને આપવા. તે બદલ અંગ્રેજો વરસે બે લાખ રૂપિયા આપે. (૨) ખટમંડુમાં અંગ્રેજ રેસિડંટ રાખવો. (૩) સિકિમના રાજાની સ્વતંત્રતા ગુરખાઓએ કબૂલ રાખવી. આ

**વિગ્રહનું પરિણામ**

સુલેહથી સિમલા, મસુરી અને નૈનીતાલ જેવાં હવાખાવાનાં સ્થળો અંગ્રેજોને મળ્યાં. વળી ગુરખા જેવી બળવાન અને લડાયક કોમની અંગ્રેજી સૈન્યમાં ભરતી થઇ. તેમણે આજ સુધીમાં અંગ્રેજોની ઘણી સેવા બજાવી છે. દેશી પલટણોમાં ગુરખા પલટણો વખણાય છે.



માર્કિવસ ઓવ હેસ્ટિંગ્સ

**પિંઢારા**

હોલ્કર અને સિંધિઆના છૂટાં થએલાં માણસોની ટોળીઓ લૂંટારાઓનો ધંધો કરવા લાગી હતી. તેમની સાથે કેટલાક ભીલ, કોળી અને મુસલમાનો ભળ્યા. તેઓ મધ્ય હિંદમાં રહેતા. તેઓ લૂંટફાટનો ધંધો કરતા, ગામડાં બાળતા, લંટતા અને રૈયતને અનેક પ્રકારનો ત્રાસ આપતા. પૈસા કઢાવવા માટે માણસોને મોઢે મરચાંનો તોબરો બાંધતા, શરીરે ડામ દેતા અગર ચીંથરાં વીંટાળી સળગાવતા. તેમને હોલ્કર તથા સિંધિઆ અને બીજા સરદારો મદદ કરતા. આ પ્રમાણે લૂંટફાટ કરનારા બધા પિંઢારા કહેવાતા. આથી લૉર્ડ હેસ્ટિંગ્સે અંગ્રેજ સરદારોને ચોમેરથી બોલાવીને તેમને ચક્રાકારે

**પિંઢારાનો નાશ**

ઘેરી લીધા. સઘળા પિંઢારા ઘેરાઈ ગયા અને સખત માર ખાઈ નાસી ગયા. કેટલાક શરણે આવ્યા તેમના સરદાર અમીનખાનને ટાંક અને અને કરીમખાનને

ગોરખપુરની જાગીર આપી. ત્રીજો સરદાર ચિતુ જંગલમાં નાસી ગયો. ત્યાં તેને વાઘે ફાડી ખાધો. ચોથા સરદાર બસ્તર મહમદે આપઘાત કર્યો. એ રીતે ચાર વરસમાં તેમની જડ ઉખેડી નાખી લોકોને નિર્ભય બનાવ્યા.




લૉર્ડ હેસ્ટિંગ્સના સમયમાં છેલ્લા બાજીરાવ પેશ્વાએ અંગ્રેજોથી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. તે છેલ્લા મરાઠા વિગ્રહમાં હાર્યો અને પેન્શન લઈ બિથુરમાં રાજકેદી તરીકે જીવન પુરું કર્યું.

તેણે હિંદને પ્રગતિને માર્ગે ચડાવવા સુધારા કર્યા તે જાણવા જેવા છે. તે નીચે પ્રમાણે છેઃ (૧) હિંદી છોકરાઓને યૂરોપી ભાષાનું અને વિજ્ઞાનનું શિક્ષણ આપવા કલકત્તામાં હિંદુ કૉલેજ સ્થાપી. (૨) વર્તમાનપત્ર પરનો અંકુશ દૂર કરી વર્તમાનપત્રો કાઢવાની પરવાનગી આપી.

**પ્રગતિકારક સુધારા**

(૩) ન્યાયના કામમાં ઢીલ ન થાય તથા શુદ્ધ ન્યાય મળે તેવી ગોઠવણ કરી. (૪) મદ્રાસમાં રૈયતવારી જમાબંધી દાખલ કરી. (૫) બંગાળાના જમીનદારો ખેડૂતોને ત્રાસ આપતા તેમના રક્ષણ માટે કાયદો કર્યો. (૬) રસ્તા પુલો અને નહેરો બંધાવી વેપારને ઉત્તેજન આપ્યું.

આ રીતે અંગ્રેજી રાજ્યને સર્વોપરી બનાવી વેલેસ્લીનાં અધુરાં કાર્યને પુરું કરીને સ્વદેશ ગયો.

## પ્રશ્નો.

૧. નેપાલના ગુરખાઓ જોડે શા માટે વિગ્રહ થયો? તેનું પરિણામ શું આવ્યું?
૨. પિંઢારાઓ કોણ હતા? તેમનો નાશ શી રીતે કર્યો?
૩. હેસ્ટિંગ્સે કયા મુલકનો વધારો કર્યો? તે તમારા રૂપરેખાવાળા નકશામાં બતાવો.
૪. હેસ્ટિંગ્સે દેશમાં પ્રગતિકારક કયા સુધારા કર્યા?

---

# લૉર્ડ આમ્હર્સ્ટ

## [ ઈ. સ. ૧૮૨૩ થી ઇ.સ. ૧૮૨૮ ]

લૉર્ડ હેસ્ટિંગ્સના ગયા પછી છ સાત મહીને લૉર્ડ આમ્હર્સ્ટ આવી પહોંચ્યો. આ વખતે દેશમાં શાંતિ હતી. તેના આવ્યા પછી બ્રહ્મદેશ જોડે વિગ્રહ કરવો પડયો.

બ્રહ્મદેશ બંગાળની પૂર્વે આવેલો છે. ત્યાંના લોકો બૌદ્ધ ધર્મી હોવાથી તેમનામાં નાતજાતનો ભેદભાવ નથી. તેથી તેઓમાં બહુ સંપ છે. લોકો આનંદી અને મોજીલા છે.

**બ્રહ્મી વિગ્રહનાં કારણો**

બ્રહ્મદેશના રાજાએ આસામ, આરાકાન અને મણીપુર જીતી લીધાં, તેથી કેટલાક આરાકાનીઓ બ્રિટિશ મુલકમાં રહેવા ગયા. તેમને પાછા મોકલી આપવા બ્રહ્મી રાજાએ કહેવરાવ્યું. પણ તેમ ન થવાથી તેણે બ્રિટિશોનો શાહપુરી બેટ જીતી લીધો અને પૂર્વ બંગાળા પર દાવો કરવા લાગ્યો. તેથી લડાઈ જાહેર થઈ. બ્રહ્મદેશ પર એક સૈન્ય આસામ તરફ અને બીજું આરાકાન તરફ અને ત્રીજું દરિયા રસ્તે રંગુન પર ચઢ્યાં. એકે આસામ જીત્યું. બીજું આરાકાનમાં ખરાબ સ્થિતિમાં મૂકાયું અને ત્રીજાએ રંગુન જીતી બ્રહ્મી સેનાપતિ મહામંદુલાને હરાવ્યો. પછી અંગ્રેજ સૈન્યે પ્રોમ લેવાથી બ્રહ્મીરાજા ગભરાયો અને યાંદાબુમાં નીચે પ્રમાણે કોલકરાર કર્યા:

૧. આસામ, આરાકાન અને તેનાસરીમ પ્રાંતો અંગ્રેજોને આપવા.
૨. લડાઈના ખર્ચ બદલ એક કરોડ રૂપિયા અંગ્રેજોને આપવા. અને
૩. આવામાં બ્રિટિશ રેસિડંટ રાખવો તથા બ્રહ્મદેશમાં અંગ્રેજોને વેપાર કરવાની છૂટ આપવી.

**પરિણામ**

બ્રહ્મી વિગ્રહમાં દશ બાર કરોડ રૂપિયા ખર્ચ થયો હતો, તેથી કંપનીને દેખીતો લાભ જણાયો નહિ. પણ જે પ્રાંતો મળ્યા તેથી ઘણો ફાયદો થયો. અત્યારે આસામ ચાના બગીચા માટે, અને આરાકાન ચોખાના પાક માટે પ્રખ્યાત છે. તથા બ્રહ્મદેશમાં વેપાર કરવાથી અંગ્રેજો ધનાઢ્ય બન્યા.

**ભરતપુરમાં બંડ**

મોગલ સામ્રાજ્યની પડતી વખતે ભરતપુરના જાટ લોકોએ પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ત્યાંના રાજા રણજિતસિંહના મરણ પછી તેનો ભાઈ દુર્જનશાલ ગાદી પચાવી પડયો. આથી બાળકુંવર બળવંતસિંહે અંગ્રેજોની મદદ માગતાં લૉર્ડ કૉમ્બરમીઅરને સૈન્ય સાથે મોકલ્યો. ભરતપુરનો કિલ્લો અજીત ગણાતો હતો. તે લેવામાં જનરલ લેઈક ઇ. સ. ૧૮૦૫માં નિષ્ફળ નીવડયો હતો. આ કિલ્લાને ભયંકર તોપોના મારાથી તથા સુરંગો ફોડી તોડયો અને ભરતપુર જીત્યું. દુર્જનશાલને કેદ પકડી બનારસ મોકલ્યો અને ખરા વારસને ગાદીએ બેસાડી તે મોટો થાય ત્યાં સુધી રાજ્યનો વહીવટ અંગ્રેજ રેસિડંટને સોંપ્યો.

## — પ્રશ્નો —

૧. પહેલા બ્રહ્મી વિગ્રહનાં કારણો કહો તથા પરિણામ જણાવો.
૨. ભરતપુર પર શા માટે અંગ્રેજી લશ્કર મોકલવું પડયું? તે અજીત કિલ્લો કેવી રીતે જીત્યો?

# લૉર્ડ વિલિયમ બેંટિંક

## [ ઇ. સ. ૧૮૨૮ થી ઇ. સ. ૧૮૩૫ ]

લૉર્ડ વિલિયમ બેંટિંક મદ્રાસનો ગવર્નર હતો ત્યારે વેલોરના બંડ પછી તેને ઇંગ્લાંડ બોલાવી લીધો હતો. તે ભલો દયાળુ અને સ્વતંત્ર

વિચારનો હતો. તેણે ઘણા સુધારા કરી પ્રજાહિતનાં કાર્યો કર્યાં છે.


લૉર્ડ વિલિયમ બેંટિંક

**મ્હૈસુરનો વહીવટ**

મ્હૈસુરનો રાજા કૃષ્ણરાય રૈયત પર બહુ જુલમ કરતો હતો તથા મોજ-મઝામાં રાજ્યનો બધો પૈસો ઉડાવી દેતો. તેથી રૈયતે ત્રાસીને રાજ્ય સામે ઇ. સ. ૧૮૩૦માં બંડ કર્યું. તેથી બેંટિંકે રાજાને પદભ્રષ્ટ કરી ચાર લાખનું પેન્શન બાંધી આપ્યું અને મ્હૈસુરનો વહીવટ કરવા અંગ્રેજ કમિશ્નર નીમ્યો.

**કુર્ગ ખાલસા**

કુર્ગનો ચિક્ક રાજા પણ બહુ જુલ્મી નીકળ્યો. રાજાને સુધરવાની ચેતવણી આપી પણ સુધર્યો નહિ. તેથી તેને પદભ્રષ્ટ કરી બનારસમાં કેદ કર્યો અને પ્રજાની સંમતિથી કુર્ગને બ્રિટિશ હદમાં ભેળવી દીધો. ઇ. સ. ૧૮૩૪.

આસામના **કાચાર પ્રાંતનો** રાજા અપુત્ર મરણ પામવાથી તે રાજ્ય ખાલસા કર્યું.

બેંટિંકનો સમય શાંતિનો હતો, તેથી તેણે રાજ્ય વ્યવસ્થામાં સુધારા કર્યા. (૧) કંપનીની આર્થિક સ્થિતિ નબળી હતી, તેથી લશ્કરી અમલદારનું બેવડું ભથ્થું બંધ કરી ફક્ત પગાર આપવાનો રિવાજ ચાલુ રાખી નાણાં બચાવ્યાં. (૨) મોગલાઈ વખતની આપેલી જમીનનું મહેસુલ લેવાનું ઠરાવ્યું. (૩) અફીણની જગાત વધારી નાણાની સ્થિતિ સદ્ધર કરી.

**સામાજિક સુધારા**

હિંદુઓમાં ધણી મરણ પામે તેની સાથે તેની પત્નીએ પણ બળી મરવું પડતું. આ રીતને 'સતી થવાનો ચાલ' કહેતા. અકબરે આ રિવાજ બંધ કરવાનો કાંઈક પ્રયત્ન કર્યો હતો. બંગાળામાં આ રિવાજ બહુ જ પ્રચલિત હતો.

અને સ્ત્રીને તેની મરજી વિરુદ્ધ બાળી મૂકવામાં આવતી. આથી બેંટિંકે તે સમયના રાજા રામમોહનરાય જેવા સુધારકોની મદદથી આ રિવાજને અટકાવવાનો કાયદો કર્યો અને સતી થવામાં મદદ કરનારને ઘણી કડક શિક્ષાઓ કરાવી. (૨) તેવીજ રીતે બાળહત્યા અને મનુષ્યવધ અટકાવવાનો કાયદો કર્યો.



રાજા રામમોહનરાય

આજ સુધી સરકારી દફતર ઉર્દુ ભાષામાં રાખવામાં આવતું. તેને બદલ હવે દરેક પ્રાંતની ભાષામાં રાખવાનું ઠરાવ્યું.

**વહીવટી સુધારા** (૨) હિંદીઓને સરકારી નોકરીના મોટા હોદ્દા આપવા ઠરાવ્યું અને ન્યાયાધીશોતરીકે પણ હિંદીઓને નીમ્યા.

(૩) હિંદીઓને મોટા હોદ્દા અપાય તો તેમને યોગ્ય કેળવણી આપવી જોઈએ એવો તે વખતના કેળવણીખાતાંના પ્રમુખ લૉર્ડ મૅકોલોનો મત હતો. તેણે અંગ્રેજી શાળાઓ અને કોલેજો પણ સ્થાપી. તેથી કેળવણીનો પ્રચાર વધ્યો. હિંદુસ્તાનમાં પદ્ધતિસર કેળવણીનો પાયો ઇ. સ. ૧૮૩૩માં નંખાયો. ઇ. સ. ૧૮૩૪માં મુંબઇમાં એલ્ફિન્સ્ટન કૉલેજ ઊઘડી અને કલકત્તામાં મેડિકલ કૉલેજ સ્થપાઈ.

**ઠગ લોકોનો નાશ**

આ સમયે ઠગ લોકો પ્રજાને ત્રાસરૂપ હતા. તેઓ સાધારણ વેશમાં ફરતા અને જતા આવતા લોકોને છેતરી ગળે ફાંસો દઈ મારી નાંખી તેમને લૂંટી લેતા. બેંટિંકે આ લોકોનો નાશ કરવાનું કામ મેજર સ્લીમનને સોંપ્યું. તેણે સાત વરસમાં ત્રણ હજાર ઉપરાંત ઠગ લોકોને પકડી તેમનો અંત આણ્યો.



ઠગ લોકોની ટોળી

**પ્રજા હિતાર્થનાં વધુ કામો**

તેણે નહેરો ખોદાવી ખેતીવાડીને ઉત્તેજન આપ્યું. કલકત્તાથી દિલ્હી, લાહોર અને પેશાવર સુધી ધોરી રસ્તાઓ બંધાવ્યા. આથી વેપાર ખીલ્યો. વળી વરાળયંત્રોની શોધ થઈ હતી અને સુએઝની નહેર ખુલ્લી થવાથી ઈંગ્લાંડ જવા આવવાનો રસ્તો ટૂંકો થયો.

**મહાલવારી પદ્ધતિ**

આગ્રા અને વાયવ્ય પ્રાંતોમાં તદ્દન નવીજ પદ્ધતિ શરૂ કરી તેને 'મહાલવારી પદ્ધતિ' કહે છે. તેમાં ફેર એટલોજ છે કે દરેક ગામડાના મહેસુલનો આંકડો નક્કી કરવામાં આવતા તે મુજબ ખેડૂતો પોતાને ફાળે પડતી રકમો આપી દેતા.

**કંપનીના પટામાં ફેરફાર**

આ સમયે પાર્લામેંટે ૨૦ વરસનો નવો પટો કરી આપ્યો. તેમાં ઠરાવ્યું કે (૧) હવે કંપનીએ વેપાર બંધ કરી ફક્ત હિંદનો રાજ્ય કારભાર ચલાવવો. (૨) હિંદ સાથે વેપાર કરવાની સૌ કોઇને છૂટ આપી. (૩) ગવર્નર જનરલની કાઉન્સિલમાં ત્રણ સભ્યો હતા. તેમાં ચોથો ધારાશાસ્ત્રી તરીકેની લાયકાતવાળો ઉમેર્યો. (૪) વાયવ્ય કોણ તરફનો (હાલનો આગ્રા પ્રાંત) નવો પ્રાંત બનાવ્યો. અને ત્યાં લેફ્ટેનટ ગવર્નર નીમ્યો. (૫) કોઈ પણ હિંદીને

તેના ધર્મ, જાત કે વર્ણના ભેદભાવ સિવાય લાયકાત મુજબ કંપની સરકારની નોકરી માટે લાયક ગણવાનો ઠરાવ થયો.

બેંટિંકે રાજ્યવહીવટમાં ફેરફાર કર્યો, સામાજિક સુધારા કર્યા, હિંદીઓને મોટી નોકરીએ ચડાવ્યા અને ઊંચી કેળવણીની વ્યવસ્થા કરી. એ કાર્યો જોતાં તેણે હિંદમાં પોતાનું નામ અમર કર્યું છે જેથી સારા ગવર્નર જનરલ તરીકે તેની ગણના થાય છે.

### પ્રશ્નો

૧. લૉર્ડ વિલિયમ બૅંટિંકે શા શા રાજકીય સુધારા દાખલ કર્યા તે વર્ણવો.
૨. તેણે હિંદીઓની પ્રગતિ માટે શી શી કોશિષો કરી ?
૩. તેણે દેશી રાજ્યોનો વહીવટ કેવી રીતે સુધાર્યો ?
૪. લોકોને તેણે વિવિધ બાબતના ત્રાસમાંથી કેવી રીતે મુક્ત કર્યા ?
૫. તેણે મહેસુલની કઈ નવી પદ્ધતિ દાખલ કરી ?

---

## સર ચાર્લ્સ મેટ્કાફ

### [ ઈ. સ. ૧૮૩૫ થી ઈ. સ. ૧૮૩૬ ]

બૅંટિંક પછી સર ચાર્લ્સ મેટ્કાફને તેના આગલાં કામોની કદરમાં કંપનીએ ગવર્નર જનરલ બનાવ્યો. તેણે વર્તમાનપત્રો પરનો અંકુશ દૂર કર્યો અને કોઈની લાગણી ન દુખાય કે અંગત ટિકા ન આવે એવી શરતે પત્રો છાપવાની છૂટ આપી. તેનું આ કામ ઇંગ્લાંડની સરકારને નહિ ગમવાથી તેની જગાએ લૉર્ડ ઑકલાંડને નીમ્યો. ઈ. સ. ૧૮૩૬

હિંદની પ્રજાએ મેટ્કાફના કામથી ખુશ થઈ તેની યાદગીરીમાં કલકત્તામાં મેટ્કાફ હૉલ બંધાવ્યો.

## લૉર્ડ ઑકલૅંડ

### [ ઈ. સ. ૧૮૩૬થી ઈ. સ. ૧૮૪૨ ]

ઑકલૅંડ હિંદમાં આવ્યો ત્યારે હિંદમાં શાંતિ હતી. તે લૉર્ડ વિલિયમ બૅંટિકની નીતિ મુજબ જ અમલ ચલાવવા ઇચ્છતો હતો. પણ અફ-

ધાનિસ્તાન જોડે વિગ્રહ કરવો પડયો, તેથી તે દેશના સુધારા તરફ ઝાઝું લક્ષ આપી શકયો નહિ.

**અફ્ઘાનીસ્તાનની સ્થિતિ**

અફ્ઘાનિસ્તાનમાં અબ્દલ્લીના વંશના અમીર શાહસુજાને તેના વઝીર દોસ્તમહમદે હરાવી નસાડી મૂકયો. તેથી શાહસુજા હિંદમાં આવી અંગ્રેજોને આશ્રયે રહ્યો. અંગ્રેજોને રશિયાની ઘણી બીક હોવાથી અફ્ઘાનીસ્તાન જોડે મત્રીની જરૂર હતી. લૉર્ડ ઑકલેંડે નવા અમીર દોસ્તમહમદ જોડે મિત્રાચારી ચાલુ રાખવા બર્ન્સ નામે વકીલને મોકલ્યો. પણ દોસ્તમહમદે જણાવ્યું કે 'રણજિતસિંહ પાસેનો અમારો પેશાવર પ્રાંત પાછો અપાવો તો મિત્રાચારી રહેશે.' આ બને તેમ

**વિગ્રહ–કારણો અને વર્ણનો**

નહોતું. તેથી લૉર્ડ ઑકલેંડે શાહસુજાનો પક્ષ લઈ ઈ. સ. ૧૮૩૯ માં કંદહાર અને ગિઝની જીતી દોસ્તમહમદને હરાવી નસાડયો અને શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડ્યો. તેને મદદ કરવા ૧૫૦૦૦ માણસનું અંગ્રેજી સૈન્ય રાખ્યું. થોડા વખત પછી દોસ્તમહમદ શરણે આવ્યો. તેને પેન્શન આપી કલકત્તા મોકલ્યો.

**અફ્ઘાન વિગ્રહ**

અફ્ઘાનોને શાહસુજા પર પ્રેમ નહોતો. તેથી અફ્ઘાનોએ દોસ્તમહમદના પુત્ર અકબરખાનની આગેવાની નીચે બળવો કર્યો અને અંગ્રેજ સરદાર બર્ન્સનું ખૂન કર્યું તથા કાબુલના રેસિડંટ મેકનૉટનને ઘાતકી રીતે માર્યો. આ વખતે કાબુલમાં રહેલું અંગ્રેજ સૈન્ય લડી શકે તેવી સ્થિતિમાં નહોતું તેથી તેણે કાબુલ છોડી સહીસલામત હિંદ ચાલ્યા જવાનું વચન અકબરખાન પાસે લીધું. ૧૫૦૦૦ નું બ્રિટિશ સૈન્ય કાબુલથી ઊપડયું. આ વખતે ખીણોમાં બરફ પડતો હતો. લશ્કર ખીણોમાં પેઠું એટલે અકબરખાને વચનનો ભંગ કરી હુમલો કરી આખા સૈન્યનો નાશ કરાવ્યો. માત્ર એક માણસ ડૉકટર બ્રાઇડન જીવતો રહ્યો. તેણે જલાલાબાદ બધા સમાચાર કહ્યા. આ સમાચાર ઇંગ્લાંડ પહોંચતા હાહાકાર થઈ રહ્યો અને તેનો બધો દોષ ઑકલેંડને શિરે આવ્યો. તેથી તેને ઇંગ્લાંડ પાછો બોલાવી લઈ તેની જગાએ લૉર્ડ એલેનબરોને ગવર્નર જનરલ નીમ્યો. ઈ. સ. ૧૮૪૨.

# લૉર્ડ એલેનબરો

## [ ઈ. સ. ૧૮૪૨ થી ઈ. સ. ૧૮૪૪ ]

તે અફ્ઘાનો પર વેર લેવાના પાકા નિશ્ચય સાથે હિંદમાં આવ્યો હતો.

**કાબુલ પર ચડાઈ**

તેણે જનરલ પોલોકને જંગી ફોજ સાથે અફ્ઘાનિસ્તાન મોકલ્યો, તેણે પ્રથમ ગિઝની તાબે કરી કાબુલ જઈ અકબરખાનને હરાવી બ્રિટિશ કેદીઓને મુકત કર્યાં. ઈ. સ. ૧૮૪૨. આ લશ્કરે ખૈબરઘાટની અંગ્રેજોની કતલનું વેર વાળવા કાબુલ લૂંટયું, બાળ્યું અને અફ્ઘાનોની કતલ કરી. પણ આ અરસામાં શાહસુજાનું ખૂન થયું. તેથી કલકત્તાથી દોસ્તમહમદને છૂટો કરી કાબુલના અમીર તરીકે ગાદીએ બેસાડયો. ઈ. સ. ૧૮૪૨. તે અંગ્રેજોનો વફાદાર મિત્ર બનીને રહ્યો.

**સિંધ પ્રાંત ખાલસા**

અંગ્રેજોએ લડાયક સરંજામ સિંધમાં થઈ ને લઈ જવો નહિ એવો કરાર હતો. (૧) આ કરારનો અફ્ઘાનિસ્તાનના વિગ્રહ વખતે ભંગ થયો. (૨) વળી અમીરોએ સહાયકારી લશ્કરી યોજના સ્વીકારી, તે પેટે ત્રણ લાખ રૂપિયા આપવાના કબૂલ્યા હતા, તે અમીરોને ખુંચતું હતું. (૩) કરાંચી અને બક્કરના કિલ્લા અંગ્રેજોએ લઈ લીધા હતા. (૪) અંગ્રેજોને અફ્ઘાન વિગ્રહ વખતે અમીરોએ જોઈતો સામાન પૂરો પાડયો ન હતો, એવો તેમના પર આરોપ હતો. તેની તપાસ માટે સર ચાર્લ્સ નેપીઅરને મોકલ્યો.



**સિંધના અમીરો**

તેથી અમીરોએ બળવો કરી હૈદરાબાદના અંગ્રેજ રેસિડંટ પર હુમલો કર્યો. આ યુદ્ધમાં

અમીરોને મિઆની અને હૈદ્રાબાદ પાસે હરાવી કેદ કરી બનારસ મોકલી દીધા અને સિંધ પ્રાંત ખાલસા કરી મુંબાઈ ઇલાકા સાથે જોડી દીધો. ઇ. સ. ૧૮૪૩. ફક્ત હાલમાં સિંધમાં એક ખૈરપુરનું જ દેશી રાજ્ય છે.

ઇ. સ. ૧૮૪૩માં જંકોજી સિંધિઆ અપુત્ર મરણ પામવાથી તેની સ્ત્રી તારાબાઈએ જયાજીરાવ નામે બાળકને દત્તક કરી લીધો. તેના રક્ષણ માટે રાખેલાં માણસો માટે અંગ્રેજો સાથે વાંધો ઊઠયો. વળી ગ્વાલિયરમાં ૪૦ હજાર માણસનું બળવાન સૈન્ય હતું. તે શીખો સાથે મળી જાય તો મુશ્કેલ પડે. તેથી તેમાં ઘટાડો કરવાની જરૂર હતી. આથી અંગ્રેજ સેનાપતિ ગોફે મહારાજપુર તથા પનીઆરનાં યુદ્ધમાં સિંધિઆના લશ્કરને હરાવ્યું. તેથી નીચેની શરતોએ સુલેહ કરી: (૧) રાજ્યનું સૈન્ય ઘટાડી ૯૦૦૦ નું રાખવું. (૨) સહાયકારી યોજના મુજબ અંગ્રેજ સૈન્ય રાખવું. (૩) જયાજીરાવ મોટો થતાં સુધી છ મરાઠા સરદારોની કાઉન્સિલ નીમવી. (૪) તારાબાઇએ ૩ લાખનું પેન્શન લઈ છૂટા થવું. આ શરતો કર્યા પછી ગ્વાલિયરમાં શાંતિ સ્થપાઈ તે અદ્યાપી પર્યંત ચાલુ છે.

**ગ્વાલિયર સાથે યુદ્ધ**

અંગ્રેજ સરકારે લૉર્ડ એલેનબરોના સિંધ અને ગ્વાલિયર પ્રત્યેના કારભારથી નારાજ થઇને તેને બે વરસમાં જ પાછો બોલાવી લીધો. ઈ. સ. ૧૮૪૪.

## પ્રશ્નો

૧. પહેલા અફઘાન વિગ્રહનાં કારણો લખો. તેનો અંત શી રીતે આવ્યો ?
૨. લૉર્ડ ઑકલૅંડે અફઘાનિસ્તાન સાથે કયા કારણથી માથું માર્યું ? તેમાં અંગ્રેજોને શો લાભ થયો ?
૩. સિંધ ખાલસા કરવાનો શો હેતુ હતો.

# સર હેન્રી હાર્ડિંજ

## [ ઈ. સ. ૧૮૪૪ થી ઈ. સ. ૧૮૪૮ ]

**પંજાબની સ્થિતિ**

રાજા રણજિતસિંહ ઈ. સ. ૧૮૩૯ માં મરણ પામ્યો. તેથી રાજ્યમાં સરદારો, પ્રધાનો અને રાણીઓ વચ્ચે સત્તા માટે ખેંચતાણ થવા લાગી. રણજિતસિંહ પછી ખડકસિંહ અને શેરસિંહ બે પુત્રો ગાદીએ બેઠા. પણ મરણ પામ્યા. છેવટે પાંચ વરસનો નાનો પુત્ર દુલીપસિંહ ગાદીએ બેઠો અને તેની મા જીન્દા પોતાના માનીતા લાલસિંહ સરદારની સલાહ મુજબ રાજ્ય કારભાર કરતી.

**પહેલા શીખ વિગ્રહનાં કારણો**

રણજિતસિંહનું બળવાન સૈન્ય 'ખાલસા'ના નામથી ઓળખાતું. તેને શીખ રાજ્યમાં વધારો કરવાની લાલચે હિંદના બીજા મુલકો જીતવાની પરવાનગી આપી. તેણે સતલજને કાંઠે અંગ્રેજના ફિરોજપુરનાં થાણાં પર હલ્લો કરવાથી વિગ્રહની શરૂઆત થઈ. અંગ્રેજ સેનાપતિ સર હ્યુ ગફે પ્રથમ મુડકી અને પછી ફિરોઝપુર પાસે લડાઈઓ કરી, પણ તેમાં એકે સૈન્ય હાર્યું નહિ. બીજે દિવસે અલીવાલ અને સોબ્રાઓન પાસે શીખોને હરાવી અંગ્રેજો લાહોર સુધી જઈ પહોંચ્યા.




શીખ સૈન્યની હારથી રાણી ગભરાઈ અને લાહોર મુકામે **સલાહ** કરી. (૧) પંજાબની ગાદીએ દુલીપસિંહનો હક કબૂલ રાખવામાં આવ્યો. (૨) યુદ્ધના દંડ પેટે એક કરોડ

રૂપિયા રાણીએ આપવા. (૩) લાહોરમાં અંગ્રેજ સૈન્ય સાથે એક બ્રિટિશ રેસિડંટ રાખવો. (૪) શીખ લશ્કર ઘટાડીને ૨૦૦૦૦નું રાખવું. (૫) સતલજ અને બિઆસ વચ્ચેનો જાલંધર દોઆબ અંગ્રેજોને આપવો.

લાહોરની શરતો નક્કી થઈ પણ રાણી પાસે એક કરોડ રૂપિયા ન હોતા. તેથી તે કમિશ્નરના સુબેદાર ગુલાબસિંહ પાસેથી લેવાના નક્કી કર્યા. તે બદલ તેને કાશ્મિર અને જમ્મુનો સ્વતંત્ર રાજા ગણવાનું ઠરાવ્યું. આ શરત અંગ્રેજોએ પણ કબૂલ રાખી.

આ વિગ્રહથી શીખોની સ્વતંત્રા નાશ પામી. અને કાશ્મિરમાં નવું સ્વતંત્ર રાજ્ય સ્થપાયું.

**સુધારા**

શીખ વિગ્રહમાંથી પરવાર્યા પછી તેણે હિંદના રાજ્યકારભાર તરફ લક્ષ આપ્યું. (૧) સતી થવાનો ચાલ અને બાળહત્યા હજુ ચાલુ હતાં, તે રિવાજ તેણે સમૂળગો નાબૂદ કર્યો. (૨) ગંગા નદીમાંથી પાણી પુરું પાડવાની નહેરની યોજના તેણે ચાલુ કરાવી. (૩) રેલ્વેની સાહસિક યોજનાને તેણે ઉત્તેજન આપ્યું. (૪) અંગ્રેજી શિક્ષણ પામેલા હિંદીઓને સરકારી નોકરી માટે પસંદગી આપી તે શિક્ષણ લોકપ્રિય બનાવ્યું. (૫) મીઠાં પરનો કર રૂા. ૩ા હતો તે ઘટાડી રૂા. ૩) કર્યો. (૬) જૂનાં મંદિરો, ઈમારતો અને પુરાણાં સ્થાનકોનું સ્થાપત્ય તથા કળા કારીગરી સચવાઇ રહે તે માટે તેણે સારો બંદોબસ્ત કર્યો.

હાર્ડિંજ ઈ. સ. ૧૮૪૮માં સ્વદેશ ગયો. ત્યાં તેણે શીખ વિગ્રહમાં મેળવેલા વિજયથી તેને લૉર્ડની પદવી આપવામાં આવી.

## — પ્રશ્નો —

૧. પહેલા શીખ વિગ્રહનાં કારણો આપો. તેનું શું પરિણામ આવ્યું તે જણાવો.
૨. શીખ વિગ્રહથી અંગ્રેજોને શો લાભ થયો ?
૩. લૉર્ડ હાર્ડિંજના સુધારા વિષે શું જાણો છો ?

# લૉર્ડ ડેલહાઉઝી

## [ ઈ. સ. ૧૮૪૮ થી ઈ. સ. ૧૮૫૬ ]

**પૂર્વજીવન**

તે ગવર્નર જનરલ નીમાયો ત્યારે ૩૬ વરસનો હતો. તે નાનપણથી ઘણો બુદ્ધિશાળી અને હોશિયાર હતો. તે ૨૨ વરસની ઉંમરે જનસેવાના કામમાં પડયો તેથી પ્રખ્યાત થયો. ૨૫ વરસની ઉંમરે તે પાર્લામેન્ટમાં દાખલ થયો અને વેપારખાતાંનો પ્રધાન બન્યો. તે હિંદમાં આવ્યો કે તરતજ તેને શીખો સાથે યુદ્ધમાં ઉતરવું પડયું.

**બીજા શીખ વિગ્રહનાં કારણો**

(૧) લાહોરની સંધિ મુજબ અંગ્રેજ રેસિડંટે મુલતાન પ્રાંતના સુબા પાસે હિસાબ માંગ્યો. તેણે હિસાબ ન આપતાં રાજીનામું મોકલ્યું. (૨) તેની જગાએ નવા સુબા ખાનસિંહને મોકલ્યો અને તેની મદદે બે અંગ્રેજોને મોકલ્યા. તેમનું ખૂન થયું. (૩) શીખ લોકો પ્રથમના વિગ્રહથી ખીજવાઈ રહ્યા હતા. તે અંગ્રેજો પર વેર વાળવાની તક શોધતા હતા. (૪) અંગ્રેજો પંજાબ પ્રાંત લેવાના છે એમ કોઈએ ગપ ફેલાવી, તેથી શીખ લોકોએ મૂળરાજની સરદારી નીચે બળવો કર્યો. આથી બીજા શીખ વિગ્રહનો આરંભ થયો. ઈ. સ. ૧૮૪૮.

**યુધ્ધ વર્ણન**

અંગ્રેજ સૈન્યે સર હ્યુ ગફની સરદારી નીચે મુલતાન ઘેર્યું. નવ મહીને મુલતાન પડયું. મૂળરાજ તાબે થયો. તેને દેશનિકાલ કર્યો. હવે શીખ સરદાર :શેરસિંહ ખાલસા સૈન્ય સાથે ચીનાબ નદીને કાંઠે પડયો હતો. તેની સાથેની ચીલીઆનવાળાની પહેલી લડાઈમાં અંગ્રેજ સૈન્યને ભારે નુકશાન થયું. પરંતુ ગૂજરાત પાસેના બીજા યુદ્ધમાં શીખોની સંપૂર્ણ હાર થઈ. આથી ખાલસા સૈન્યનો નાશ થયો.


લૉર્ડ ડેલહાઉઝી

આખરે મહારાજા દુલીપસિંહને પાંચ લાખનું વર્ષાસન બાંધી આપી પંજાબ પ્રાંત ખાલસા કર્યો. ઈ. સ. ૧૮૪૯. રણજીતસિંહનો કોહીનુર હીરો ડેલહાઉઝીએ મહારાણી વિક-ટોરિયાને ભેટ તરીકે મોકલી આપ્યો.

**પંજાબની વ્યવસ્થા** શીખ રાજ્યની વ્યવસ્થા કરવા પ્રથમ સર જૉન લૉરેન્સને નીમવામાં આવ્યો. તેણે જમીન મહેસુલ ઘટાડી રૈય-તનો પ્રેમ મેળવ્યો તથા ખાલસા સૈન્યને વિખેરી નાંખ્યું. તેમાંથી કેટલાક ખેતી કરવા લાગ્યા અને કેટલાક અંગ્રેજી સૈન્યમાં દાખલ થયા.

**બીજો બ્રહ્મી વિગ્રહ** શીખ સાથે યુદ્ધ ચાલતું હતું, ત્યાં બ્રહ્મદેશમાં પણ તકરાર થઈ. (૧) બ્રહ્મીરાજા અંગ્રેજોને કનડગત કરતો હતો. (૨) તેને રેસિડંટ સાથે બનતું નહિ. (૩) ડેલહાઉઝીએ રાજાનો ખુલાસો માગ્યો, પણ સંતોષકારક જવાબ ન મળવાથી બ્રહ્મદેશપર જમીન માર્ગે તથા દરિયા માર્ગે લશ્કર મોકલી રંગુન, માર્તાબાન, પેગુ અને પ્રોમ શહેરો તથા દક્ષિણ કિનારાનો પ્રદેશ કબજે કર્યો. છેવટે વિગ્રહ બંધ થતાં ડેલહાઉઝીએ લોઅર બર્માના નામથી ઓળખાતો પ્રદેશ ખાલસા કરી અંગ્રેજી રાજ્યમાં જોડી દીધો ઈ. સ. ૧૮૫૨.

**ડેલહાઉઝીની દેશી રાજ્યો પ્રત્યે નીતિ** તેણે જોયું કે હિંદમાં અંગ્રેજી મુલક સળંગ નહોતો. તેમાં વચ્ચે આવેલાં દેશી રાજ્યો નડતર રૂપ હતાં. આમાંના ઘણાં-ખરાં રાજ્યોમાં અંધેર વહીવટ ચાલતો. રાજાઓ એશ-આરામી અને જુલ્મી બની પ્રજાને રંજાડતા. આથી તે રાજ્યો મેળવી લેવા તેણે ત્રણ રીતો વાપરી. (૧) જીતીને, (૨) અંધેર વહીવટ હોવાથી ખુંચવી લઈને અને (૩)

બિન વારસનું ખાલસા કરીને. બિનવારસ રાજ્યો સંબંધી જાહેર કર્યું કે "કંપની સરકાર હિંદમાં સાર્વભૌમ સત્તા ભોગવે છે, તેની પરવાનગી સિવાય કોઈ રાજા અગર રાણી દત્તક પુત્ર લઈ શકે નહિ. તેનું રાજ્ય ખાલસા કરવામાં આવશે." આ **ખાલસા નીતિ** પ્રમાણે તેણે નીચેનાં રાજ્યો ખાલસા કર્યાં.

(૧) **સતારા:** મરાઠાઓનો છેલ્લો રાજા અપુત્ર મરણ પામવાથી તે રાજ્ય ખાલસા કર્યું. ઈ. સ. ૧૮૪૮.

(૨) **નાગપુર:** ભોંસલે વંશનો છેલ્લો રાજા અપુત્ર મરણ પામવાથી રાણીને દત્તક પુત્ર ન લેવા દઈ તે રાજ્ય ખાલસા કર્યું. ઈ. સ. ૧૮૫૩.

(૩) **ઝાંસી, જયતપુર** અને **સંબલપુર** પણ ઉપર મુજબ ખાલસા કર્યાં.

(૪) **અયોધ્યામાં** અંધેર કારભાર ચાલતો હતો. તેથી નવાબનો રહ્યો સહ્યો મુલક ખાલસા કર્યો.

(૫) નિઝામ સરકારના **વરાડ, રાયચુર દોઆબ** અને **નંદીદુર્ગ** ચડી ગએલી રકમ પેટે ખાલસા કર્યા.

(૬) છેલ્લો બાજીરાવ પેશ્વા ઈ. સ. ૧૮૫૨ માં મરણ પામતાં તેને અપાતું પેન્શન તેના પુત્ર નાનાસાહેબને આપવાનું બંધ કર્યું.

(૭) તેજ મુજબ **કર્ણાટકનો** નવાબ તથા **તાંજોરનો** રાજા મરણ પામવાથી તેમને અપાતું પેન્શન તેમના વારસને આપ્યું નહિ.

ઉપરની ખાલસા નીતિથી બ્રિટિશ મુલકમાં ઘણો વધારો થયો. અને દેશની સામાન્ય પ્રગતિ માટે ડેલહાઉઝીએ કરેલા પ્રયત્નોથી તેની કારકીર્દિ યાદગાર રહી છે:

(૧) હિંદમાં પ્રાથમિક કેળવણીથી છેક વિદ્યાપીઠો સુધીની યોજના સર ચાર્લ્સ વુડે તૈયાર કરી. આ યોજના 'હિંદી કેળવણીના મહાન પટ્ટા' રૂપ ગણાય છે. આ યોજના મુજબ ૨૫૦૦૦ નિશાળોની સ્થાપના થઈ.

(૨) જાહેર બાંધકામની દેખરેખ માટે 'પબ્લિક વર્કસ ડિપાર્ટમેંટ' ખોલ્યું. આથી પૂલો, નહેરો અને રસ્તાનાં બાંધકામો થયાં.

(૩) માત્ર અર્ધા આનાની ટિકિટથી હિંદના કોઈ પણ ભાગમાં પત્ર પહોંચી શકે તે માટે 'ટપાલખાતું' ખોલ્યું. રેલ્વેખાતું સ્થાપ્યું. ઈ. સ. ૧૮૫૧. પરિણામે હિંદમાં જાળની માફક રેલ્વે પથરાઈ છે. તેને લીધે મોટાં શહેરો વધ્યાં, જ્ઞાનનો ફેલાવો થયો અને વેપાર રોજગારમાં વધારો થયો છે.

(૪) હિંદનાં જંગલોને વ્યવસ્થિત કરવા જંગલખાતું સ્થાપ્યું. ઈ. સ. ૧૮૫૫.




**કંપનીના પટામાં ફેરફાર ઈ. સ. ૧૮૫૩**

કંપનીનો પટો ઈ. સ. ૧૮૫૩ માં પૂરો થવાથી પાર્લામેન્ટે હવે નક્કી કર્યું કે (૧) કંપનીના પટામાં હવે ૨૦ વરસને બદલે પાર્લામેન્ટ ગમે ત્યારે ફેરફાર કરે અને રાજ્ય વ્યવસ્થા હાથમાં લઈ શકે. (૨) બંગાળામાં લેફટેનંટ ગવર્નરની નીમણુંક કરી ગવર્નર જનરલને ફક્ત આખા હિંદનું કામ સોંપ્યું. (૩) કંપનીના વહીવટ માટે ૨૪

ડિરેકટરોને બદલે ૧૪ રાખ્યા. તેમાંના છની નીમણુંક ઈંગ્લાંડનો રાજા કરે. (૪) હિંદની સિવિલ સર્વિસ માટેની પરીક્ષા જાહેર રીતે લેવાનું ઠરાવી તેમાં હિંદીઓને બેસવાની છૂટ આપી.

**ડેલહાઉઝીની યોગ્યતા અને ગુણદોષ**

બ્રિટિશ સલ્તનત જમાવનારો લોર્ડ કલાઇવ, વોરન હેસ્ટિંગ્સ, લોર્ડ હેસ્ટિંગ્સે કરેલાં કામોમાં જે કાંઈ અપૂર્ણ હતું તે લોર્ડ ડેલહાઉઝીએ પૂરું કર્યું. તેણે આખો હિંદ બ્રિટિશ સત્તા નીચે આણીને દરેક ભાગમાં ઉત્તમ રાજ્યવ્યવસ્થા અમલમાં મૂકી. અનેક સુધારાની યોજનાઓ ઘડી બ્રિટિશ હિંદને આબાદીને માર્ગે ચડાવ્યું. તેના અમલમાં કંપનીની સત્તા પૂર્ણ શિખરે પહોંચી પણ તેની ખાલસા નીતિથી અંગ્રેજ અમલ પ્રત્યે તિરસ્કાર અને અવિશ્વાસની લાગણી પેદા થઇ. તેની આ નીતિ હિંદના ઇ. સ. ૧૮૫૭ ના બળવાનું કારણરૂપ થઈ પડી છતાં તેના રાજ્ય અમલમાં શરૂ કરેલા સુધારાથી હિંદી પ્રજાને ઘણો લાભ થયો છે અને લોકોનું કલ્યાણ થયું છે તેમાં શક નથી. હિંદમાં કરેલી સખત મહેનતને લીધે તેની તબિયત લથડી અને ૪૮ વરસની નાની ઉંમરે તે મરણ પામ્યો. ઇ. સ. ૧૮૬૦.

## પ્રશ્નો.

૧. બીજા શીખ વિગ્રહનાં કારણો અને પરિણામ લખો.
૨. બ્રહ્મી બીજા વિગ્રહથી અંગ્રેજોને શું શું મળ્યું ?
૩. ડેલહાઉઝીની દેશી રાજ્યો પ્રત્યેની નીતિ કેવી હતી ? તેનાં શાં પરિણામ આવ્યાં ?
૪. બિનવારસી રાજ્યો ખાલસા કરવાની નીતિ વિષે તમારો શું મત છે ?
૫. તટસ્થ રાજ્ય પદ્ધતિ, સહાયકારી યોજના અને ખાલસા નીતિ તે ત્રણેના ગુણદોષ અને તેમની સરખામણી કરો,
૬. ડેલહાઉઝીએ હિંદમાં કરેલા સુધારા સંબંધી તમે શું જાણો છો ? તે પરથી તમે તેને કેવો રાજ્યકર્તા કહેશો તે કારણો સાથે લખો.

# લૉર્ડ કૅનિંગ

## [ ઈ. સ. ૧૮૫૬ થી ઇ. સ. ૧૮૫૮ ]

જ્યારે લૉર્ડ કૅનિંગ ગવર્નર જનરલ થઈને આવ્યો ત્યારે દેખીતી રીતે હિંદમાં ચોમેર શાંતિ ફેલાએલી હતી, પણ અંદરખાનેથી અસંતોષ હતો. પરિણામે ઉત્તર હિંદમાં બળવો ફાટી નીકળ્યો. તેને સિપાઈઓનો બળવો કહે છે. તેનાં કારણોનાં આપણે ઐતિહાસિક દ્રષ્ટિએ રાજકીય, આર્થિક, સામાજિક અને સૈનિકોના ધારાધોરણમાં ફેર એવા ચાર ભાગ પાડી શકીએ.



લૉર્ડ કૅનિંગ

अ. રાજકીય તથા આર્થિક:–

(૧) ડેલહાઉઝીની ખાલસા નીતિથી દેશી રાજ્યોમાં અસંતોષ. (૨) અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવાથી મુસલમાનોમાં ફેલાએલી બેદિલી. (૩) પેશ્વાના પુત્ર નાનાસાહબે તથા કર્ણાટક અને તાંજોરના વારસોનાં પેન્શન બંધ કરવાનો ગણાતો અન્યાય.

ब. સામાજિક :–

(૧) વિધવાનો પુનર્વિવાહ કરવાની છૂટ આપવાથી પ્રજાના ધાર્મિક જીવનમાં ડખલ. (૨) અંગ્રેજ પાદરીઓને ખ્રિસ્તિ ધર્મનો પ્રચાર કરવામાં ઉત્તેજનઃ તેથી હિંદી પ્રજાને ખ્રિસ્તિ બનાવવાનો વહેમ. (૩) પોસ્ટ, તાર, રેલવે વગેરે નવીન સાધનો જોઇને અજ્ઞાન પ્રજા ઉંધે રસ્તે દોરવાઈ. (૪) હિંદુઓ અને મુસલમાન ભવિષ્યવેત્તાઓ કહેતા કે કંપનીને રાજ્ય કરતાં સો વરસ પૂરા થવાથી તેનો થવાનો નાશ.

क. સૈનિકોને લગતા :—

(૧) સિપાઇઓને નવી જાતની બંદુકો–એન્ફીલ્ડ રાઇફલો–આપવામાં

આવી. તેમાં વપરાતી કાર્તુસોને મોંથી ઉઘાડવી પડતી. તેને ગાય અને ડુક્કરની ચરબી લગાડી છે તેવી ખોટી ગપથી સિપાઇઓ ધારવા લાગ્યા કે તેમને બધાને ખ્રિસ્તિ બનાવવાના છે.

(૨) દરિયા પાર મોકલવાનો હુકમ તેમની ધાર્મિક માન્યતાઓથી વિરુદ્ધ હતો.

(૩) હિંદી સિપાઈઓને મોટી જગા આપતા નહોતા. તેમ તેમના પગારમાં વધારો કરતા ન હતા.

આ બળવાની શરૂઆત સિપાઈઓએ કરી તેથી તે બળવો સિપાઈઓનો હતો એમ મનાયું. બંગાળામાં આવેલા

**બળવાની શરૂઆત**

બૅરેકપોર, બુરાનપુર અને રાણીગંજની પલટણોએ નવી બંદુક લેવા ના પાડવાથી તેમને બરતરફ કરી. તે સિપાઈઓ છૂટા થઈને તેમને વતન જતાં રસ્તામાં બીજી પલટણોમાં ઝેરી બીજ વાવતા ગયા. આનો ચેપ લાહોર, દિલ્હી, મીરત, લખનૌ, આગ્રા, કાનપુર, અલાહાબાદ અને બનારસની પલટણોમાં ફેલાયો. આ અસંતોષમાં ચીનગારી મૂકી ઉત્તેજન આપનારા નાનાસાહેબ અને તાત્યા ટોપી જેવા આગેવાનો મળી ગયા.

ઇ. સ. ૧૮૫૭ માં મીરતના સિપાઈઓએ અંગ્રેજ અમલદારો તથા

**મીરત**

તેમનાં બૈરાં છોકરાંને ઠાર કર્યાં, મકાનો બાળ્યાં અને પછી તેઓ દિલ્હી તરફ ઉપડ્યા.

બળવાખોરોએ દિલ્હી કબજે કર્યું તે પહેલાં દિલ્હીના અંગ્રેજ અમલદારો ત્યાંનો દારૂગોળો સળગાવી મૂકીને બાદશાહને

**દિલ્હી**

શરણે ગયા. પછી બળવાખોરોએ તેમને ઘાતકી રીતે મારી નાખી બાદશાહ ઝફરખાનને તેની મરજી વિરુદ્ધ દિલ્હીના સ્વતંત્ર બાદશાહ તરીકે જાહેર કર્યો.

આ સમયે પેશ્વાનો પુત્ર નાનાસાહેબ કાનપુરમાં હતો. તેણે બળવાખોરોની આગેવાની લઈને કાનપુરના સઘળા અંગ્રેજોને

**કાનપુર**

ઘેરી લઈ તેમની કતલ કરી અને તેમનાં મડદાં એક કૂવામાં નાખ્યાં. તે કૂવો અત્યારે 'મેમોરિયલ વેલ' તરીકે

જાણીતો છે. છેવટે જનરલ હેવલોક સૈન્ય સાથે આવી પહોંચ્યો. તેણે નાનાસાહેબને હરાવી કાનપુર કબજે કર્યું.

**લખનૌ**

લખનૌના અંગ્રેજો આથી કિલ્લામાં ભરાઈ ગયા અને તેમણે બે માસ બળવાખોરો સામે ટક્કર ઝીલી. છેવટે કાનપુરનું લશ્કર તેમની મદદે આવી પહોંચતાં તેઓ બચ્યા.

**ઝાંસી**

ઝાંસીની રાણી લક્ષ્મીબાઈએ પહેલાં અંગ્રેજોને પૂરતી મદદ આપી હતી. પણ બીજાની શીખવણીથી તેણે બળવામાં ભળી જઈ ઝાંસીની પલટણોને કતલ કરી દારૂગોળો હાથ કર્યો. તેની ઉંમર વીસ વરસની હતી, પણ તે બહાદુર હતી. તેણે બખ્તર પહેરી ઘોડેસ્વાર થઈ રજપુત યોદ્ધાની માફક અંગ્રેજો સામે ઝાંસીનો બચાવ કર્યો. છેવટે એકાએક ગોળી વાગ્યાથી તે મરણ પામી. સર હ્યુ રોઝે ઝાંસી કબજે કર્યું અને પછી ગ્વાલિયર લીધું.

**દિલ્હી પડયું**

આ પ્રમાણે અંગ્રેજ સેનાપતિઓએ ઉપરનાં મથકો લીધાં. પણ હજુ દિલ્હી બળવાખોરોનું મુખ્ય મથક હતું. તેથી નિકલસને ૩૭૦૦૦ના સૈન્ય સાથે દિલ્હી ઘેર્યું. ૭ દિવસ પછી બળવાખોરો હાર્યા, પણ નિકલસન મરાયો. મોગલ બાદશાહ તથા તેના બંને પુત્રોને પકડ્યા. એક અંગ્રેજે તે પુત્રોને ગોળીથી ઠાર કર્યા અને બહાદુરશાહને કેદ કરી રંગુન મોકલાવ્યો. આ બળવા વખતે ગુર્ખા અને શીખ લોકોએ ખરેખરી વફાદારી બતાવી હતી અને તેમની મદદથી બળવાની શાંતિ થઈ. બળવાખોરોના સરદારોમાં ઝાંસીની રાણી મરણ પામી હતી. નાનાસાહેબ ડુંગરોમાં નાસી ગયો. તાત્યા સાહેબ પકડાયો. તેને ફાંસી દીધી.

**બળવાનું મહત્ત્વ**

આ બળવો અંગ્રેજોથી સ્વતંત્ર થવા માટે હતો જ નહિ; પણ કેટલાક વિઘ્નસંતોષી માણસો તથા સિપાઇઓની બેદિલીથી જ થયો હતો. આ બળવામાં નિષ્ફળતા મળવાનાં કારણો નીચે મુજબ છે.

(૧) બળવો આખા હિંદમાં ફેલાયો નહોતો. તેનું જોર ફક્ત મધ્ય હિંદુસ્તાનમાં વિશેષ હતું. (૨) ગુરખા અને શીખો અંગ્રેજોને વફાદારીથી

વળગી રહ્યા. (૩) નિઝામ અને ગાયકવાડ જેવા દેશી રાજાઓએ તેમાં સહાય આપી નહિ. (૪) બળવાખોરોનો કાંઈ ચોક્કસ હેતુ નહોતો તેમ તેમના આગેવાનો લાયકાત વિનાના હતા.

**બળવાનું પરિણામ**

બળવાનું પરિણામ કંપની માટે ખરાબ આવ્યું. (૧) ત્યારથી કંપનીના કારભારનો અંત આવ્યો અને હિંદનું રાજ્ય મહારાણી વિક્ટોરિયાને સોંપવાનો પાર્લામેંટે ઠરાવ કર્યો. (૨) બૉર્ડ ઑવ કન્ટ્રોલ કાઢી નાખી લંડનમાં હિંદી પ્રધાન અને તેને મદદ કરનારું ૧૫ સભ્યોનું મંડળ નીમવામાં આવ્યું. (૩) હિંદના ગવર્નર જનરલને રાજાના પ્રતિનિધિ તરીકે "વાઇસરૉય એવું નામ આપવામાં આવ્યું. ઇ. સ. ૧૮૫૮.

## પ્રશ્નો

૧. હિંદી સિપાઇઓનો બળવો થવાનાં કારણો તમે જાણતા હો તે લખો.
૨. આ બળવો શા મુદ્દાથી થયો હતો? તેણે પરિણામે કયા મહત્વના ફેરફારો થયા?

## કંપની સરકારના અમલની સમાલોચના

### ( ઈ. સ. ૧૭૫૭ થી ઈ. સ. ૧૮૫૭ )

**કંપનીની જમાવટ**

ઇ. સ. ના સત્તરમા સૈકાથી અઢારમા સૈકાના મધ્ય સુધી તો તે હિંદના દેશી રાજ્યોની મહેરબાની પર વેપાર કરનાર મંડળ હતું. પણ દેશી રાજ્યોની અંધાધુંધીનો લાભ લઈ તેમને રાજ્યલોભની ઈચ્છા જન્મી. ડુપ્લેની નીતિથી તેમની ઇચ્છાને પોષણ મળ્યું અને પ્લાસી, વાંદીવાશ અને બકસરના યુદ્ધોમાં વિજય મળવાથી તેમનો માર્ગ સરળ બન્યો. વળી પાણીપતના યુદ્ધમાં મરાઠાઓની હાર થવાથી તેમની સત્તા નરમ પડી, તેનો લાભ અંગ્રેજોએ લીધો. તેમજ ઉત્તમ રાજનીતિજ્ઞ અને કાર્યકુશળ અધિકારીઓએ જુદી જુદી રાજસત્તાઓમાં માથું મારી ઘણાકને જીત્યા, કેટલાકનાં રાજ્યો જપ્ત કર્યાં, તથા કેટલાકને સુલેહ જાળવવાની ફરજ પાડી. આ પ્રમાણે

બધા પાસે અંગ્રેજોનું સર્વોપરીપણું કબુલાવ્યું. ઠગ અને પિંઢારાઓનો નાશ કરી રૈયતની સુખસગવડો પર ધ્યાન આપી હિંદમાં સર્વોપરી બન્યા.

**કંપની સરકારનો અંત**

જો કે કંપનીની હિંદના વહીવટ પર સત્તા હતી, પણ પટાની રૂએ પાર્લામેન્ટના કહેવા પ્રમાણે તેમને વર્તવું પડતું હતું. જ્યારે જ્યારે પટો નવો થતો ત્યારે પાર્લામેન્ટ કાંઈ ને કાંઈ વધારે સત્તા તેમની પાસેથી પડાવી લેતી અને ધીમે ધીમે કંપની પાસે રાજ્ય સત્તા તો માત્ર નામની જ રહી. તેમાં બળવો થવાથી કંપની પર ખરેખરી આફત આવી અને પાર્લામેંટે તેમની પાસેથી બધી રાજસત્તા ખૂંચવી લીધી. ઈ. સ. ૧૮૫૭. આ રીતે સોદાગરો મારફતે ઈંગ્લાંડની પાર્લામેંટને હિંદનું વિશાળ રાજ્ય અનાયાસે મળી ગયું.

**કંપનીની રાજ્યનીતિ**

હિંદના સો વર્ષના અમલમાં કંપનીએ રાજનીતિમાં ઘણી વખત ફેરફાર કર્યો. તેમની મૂળ નેમ વેપાર કરી પૈસા કમાવાની હતી. છતાં જ્યારે જ્યારે રાજ્યમાં તોફાન થાય અને ખરચ થાય ત્યારે રાજ્યનીતિ બદલતા. રાજ્યલોભ ઘણો હતો, પણ વેપારલોભ તેમાં ડખલ કરતો. આ પ્રમાણે આપણે તેની રાજનીતિઓમાં ત્રણ મુખ્ય તત્ત્વો જોઇએ છીએ. (૧) તટસ્થ રાજનીતિ. (૨) સહાયકારી લશ્કરની યોજના અને (૩) ખાલસા નીતિ. આવી જુદી જુદી જાતની નીતિઓ ગ્રહણ કરવાથી લોકોમાં અસંતોષ રહેતો. તેનું પરિણામ બળવામાં આવ્યું. કંપનીનો રાજ્યવહીવટ કરવા આવનાર પુરૂષો બહુજ કુશળ અને રાજનીતિજ્ઞ હતા. તેમાં લૉર્ડ ક્લાઇવ, વૉરન હેસ્ટિંગ્સ, લૉર્ડ વેલેસ્લી, અને લૉર્ડ ડેલહાઉઝી ઘણા સમર્થ હતા. આ લોકોએ કંપનીની સત્તાને હિંદમાં સર્વોપરી બનાવી. પણ રાજ્યવહીવટની બાબતમાં તો આ બધા કરતાં લૉર્ડ વિલિયમ બેંટિંક ઉત્તમ ગણાય છે, કારણકે તેણે કરેલા સુધારાઓથી પ્રજા સુખી થઈ. કંપનીના અમલ દરમિયાન વહીવટમાં ઘણા સુધારા થયા. તેથી પ્રજાજીવન ખીલ્યું. દેશમાં કેળવણી શરૂ થઈ. નાની નાની જગાઓ પર હિંદીઓને દાખલ કરી

તેમને વહીવટી તાલીમ આપી. હિંદી લશ્કરને યૂરોપી ઢબે કેળવ્યું. તાર, ટપાલ, રેલવે વગેરે દાખલ કર્યાં અને દેશમાં તથા પરદેશ જોડે વેપારની વૃદ્ધિ થઈ. ઠગ, પિંઢારાઓ વગેરેનો નાશ થવાથી દેશમાં શાંતિ ફેલાઈ અને પ્રજા એકંદરે સુખી જીવન ગાળવા લાગી.

## — પ્રશ્નો —

૧. કંપનીની શરૂઆત કેવી રીતે થઈ? ઈંગ્લાંડના રાજાનો કંપની પર મૂળથી કાબુ હોવાનું કારણ શું?
૨. કંપનીની રાજ્યસત્તા પાર્લામેન્ટે કેવી રીતે કમી કરીને આખરે પડાવી લીધી?
૩. કંપનીના વહીવટથી હિંદને શા ફાયદા થયા?

## અગત્યની તવારીખ

| સમય | વિગત |
|---|---|
| ઇ. સ. ૧૭૭૩ | રેગ્યુલેટિંગ ઍક્ટ. |
| ,, ૧૭૭૫ | પહેલો મરાઠા વિગ્રહ. |
| ,, ૧૭૮૨ | હૈદરઅલીનું મરણ: ટિપુ સુલતાન થાય છે: |
| ,, ૧૭૮૪ | પિટ્ટનું ઈંડિયા બીલ. |
| ,, ૧૭૯૩ | બંગાળામાં કાયમી જમાબંધી દાખલ થઈ. |
| ,, ૧૭૯૫ | ખર્ડાનું યુદ્ધ. મરાઠાઓએ નિઝામને હરાવ્યો. |
| ,, ૧૭૯૯ | ચોથો મ્હૈસુર વિગ્રહ: ટિપુનું મરણ. |
| ,, ૧૮૦૨ | વસાઇના કરાર. [વર્ષાશન. |
| ,, ૧૮૦૩ | અસાઇ અને આરગામમાં યુદ્ધ; શાહઆલમને |
| ,, ૧૮૦૪ | સિંધિઆ સાથે સંધિ; દીગ પાસે હોલ્કરની હાર. |
| ,, ૧૮૦૬ | વેલોરનો બળવો. |
| ,, ૧૮૧૭ | ખડકીની લડાઈ: પિંઢારાને વશ કર્યા. |
| ,, ૧૮૧૮ | બાજીરાવ પેશ્વા પદભ્રષ્ટ. |
| ,, ૧૮૨૯ | સતી થવાનો રિવાજ બંધ. |
| ,, ૧૮૩૫ | અંગ્રેજી કેળવણીની શરૂઆત. |
| ,, ૧૮૩૬ | વર્તમાનપત્રોને છૂટ. |
| ઇ. સ. ૧૮૪૨ | બ્રિટિશ સૈન્યનો ખૈબરઘાટમાં નાશ. |
| ,, ૧૮૪૩ | સિંધ ખાલસા. |
| ,, ૧૮૪૬ | દુલીપસિંહ પંજાબનો રાજા થયો; કાશ્મીર સ્વતંત્ર રાજ્ય. |
| ,, ૧૮૪૯ | બીજો શીખ વિગ્રહ: દુલીપસિંહને પેન્શન. |
| ,, ૧૮૫૩ | નાગપુર અને ઝાંસી ખાલસા: હિંદીઓને સિવિલ સર્વિસની પરીક્ષામાં બેસવાની છૂટ. |
| ,, ૧૮૫૬ | અયોધ્યા પ્રાંત ખાલસા. |
| ,, ૧૮૫૭ | હિંદમાં બળવો. |

# હિંદમાં અંગ્રેજ રાજકર્તાઓનો અમલ

## ઇ. સ. ૧૮૫૮ થી શરૂ

### મહારાણી વિક્ટોરિયા

**[ઇ. સ. ૧૮૫૮ થી ઇ. સ. ૧૯૦૧]**

હિંદનો રાજ્યકારભાર કંપની પાસેથી લઈને પાર્લામેંટે ઇંગ્લાંડના રાજ્યકર્તાને સોંપ્યો, તે વખતે રાણી વિક્ટોરિયા રાજ્ય કરતાં હતાં. તે આ ફેરફારાથી હિંદનાં મહારાણી બન્યાં. તે ઈંગ્લાંડના રાજ્યકર્તા જ્યોર્જ ત્રીજાના કુંવરી હતાં. તે ઇ. સ. ૧૮૧૮માં જન્મ્યાં હતાં. તેમને ઇંગ્લાંડની ગાદીએ આવવાનો સંભવ હોવાથી તેમને યોગ્ય કેળવણી આપી હતી. તે ઇ. સ. ૧૮૩૭માં ગાદીએ બેઠાં. તેમનું લગ્ન પ્રિન્સ આલ્બર્ટ નામે એક જર્મન શાહજાદા સાથે થયું હતું.



**મહારાણી વિક્ટોરિયા**

મહારાણી વિક્ટોરિયા હિંદી પ્રજા પ્રત્યે ઘણો પ્રેમ રાખતાં. તે હિંદમાં કદી પણ આવ્યાં નહોતાં. પણ હિંદી લોકો સાથે વાતચીત કરી શકાય તે માટે હિંદી ભાષા શીખ્યાં હતાં. તે બહુ જ સભ્ય, દયાળુ અને પરગજુ હતાં.

આ વખતે લૉર્ડ કૅનિંગ ગવર્નર જનરલ હતો. તે હિંદનો પહેલો વાઇસરોય થયો.

# લોર્ડ કેનિંગ–પહેલો વાઇસરોય

## [ ઇ. સ. ૧૮૫૮ થી ઇ. સ. ૧૮૬૨ ]

લોર્ડ કેનિંગ શાંત સ્વભાવનો પણ દૃઢ મનનો હતો. બળવા વખતે તેણે સંયમ સાચવી હિંદીઓનાં મન મેળવી લીધાં હતાં.

વિકટોરિયા મહારાણી થયાં ત્યારે તેમણે હિંદી પ્રજા જોગ એક સંદેશો મોકલી આપ્યો હતો. તેને '**ઢંઢેરો**' કહે છે. આ વાંચવા સારૂ ઇ. સ. ૧૮૫૮ના નવેંબરની પહેલી તારીખે અલાહાબાદમાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. અને તે તે જ દિવસે બીજા સ્થળોમાં પણ વાંચવાની ગોઠવણ કરી હતી. તેમાં જણાવ્યું હતું કે:

**ઢંઢેરો**

(૧) હિંદનું રાજ્ય કંપની સરકાર પાસેથી મહારાણીશ્રીએ પોતાના હાથમાં લીધું છે અને આજથી હિંદની સર્વ પ્રજાને સરખી ગણવામાં આવશે. તેમના ધર્મની બાબતમાં સરકાર વચ્ચે પડશે નહિ. (૨) સરકારી નોકરી માટે કાળાગોરાનો ભેદભાવ નહિ ગણાતાં ફક્ત લાયકાત જોવામાં આવશે. (૩) દેશી રાજાઓ સાથે કંપની સરકારે કરેલા કરારનું હવેથી પુરેપુરૂં પાલન કરવામાં આવશે, તેમજ તેમનો દરજ્જો અને માનમરતબો જળવાશે. તેમનો દત્તક પુત્ર લેવાનો હક્ક કબૂલ રાખવામાં આવશે. (૪) "હિંદની ઉન્નતિ એજ અમારૂં બળ છે, હિંદની પ્રજાનો સંતોષ એ જ અમારી સ્થિરતા અને તેમની કૃતજ્ઞતા એ જ અમારૂં ઉત્તમ ફળ છે. એવું અમો માનીએ છીએ. રૈયતનાં કલ્યાણ બાબતની અમારી એ ઇચ્છા પાર પાડવા સર્વશક્તિમાન પરમેશ્વર અમને તથા અમારા અધિકારીઓને બળ આપે એવી અમારી પ્રાર્થના છે."

આ ઢંઢેરાથી મહારાણીશ્રી ઘણાં લોકપ્રિય થયાં. હિંદીઓ આ ઢંઢેરાને 'હક પત્રક' માને છે. શહેનશાહના પ્રતિનિધિ તરીકે લોર્ડ કેનિંગે હિંદની પ્રજાને સુખી અને આબાદ કરવામાં બહુ રસ લીધો અને તેની ઉદાર રાજનીતિથી વહીવટમાં અગત્યનાં ફેરફારો થયા:

(૧) લશ્કરને વ્યવસ્થિત કરી તેના ત્રણ ભાગ પાડ્યા. સૈન્ય વધારી તોપખાનું અંગ્રેજ લશ્કરને સોંપ્યું.

(૨) મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટિઓ સ્થાપી. ઈ. સ. ૧૮૫૭. તેથી ઊંચી કેળવણી વધી.

(૩) મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની સદર અદાલતો રદ કરી હાઈકોર્ટો સ્થાપી. તેમજ પીનલ કોડ, ક્રિમિનલ પ્રોસીકયોર કોડ વગેરે કાયદાનાં પુસ્તકો બહાર પાડી હિંદ માટે સરખું કાયદાનું ધોરણ કર્યું.

(૪) બળવામાં થએલા ખર્ચને પહોંચી વળવા કેટલાંક ખાતાઓના ખર્ચમાં કાપકુપ કરી આવક વધારવા આવક વેરો નાંખ્યો, તેમજ કાગળની ચલણી નોટો ચાલુ કરી.

(૫) કાઉન્સિલ ઍક્ટ કરી ધારાસભાઓ સ્થાપી. વાઇસરૉયને મદદ કરવા વડી ધારાસભાઓ સ્થાપી. તેમાં હિંદીઓને નીમવાની ગોઠવણ કરી.

એ રીતે બળવાને સમાવી સલ્તનતની ફરીથી સ્થાપના કરી આ ઉદાર અને દયાળુ વાઇસરૉય ઈ. સ. ૧૮૬૨માં સ્વદેશ ગયો.

### પ્રશ્નો.

૧. મહારાણી વિકટોરિયાની હિંદ પ્રત્યેની લાગણી વિષે તમે શું જાણો છો, તે સકારણ વર્ણવો. તેમના ઢંઢેરામાં મુખ્ય કઈ બાબતોનો સમાવેશ થાય છે?

૨. લૉર્ડ કેનિંગને તમે કેવો રાજ્યકર્તા કહેશો? શા માટે?

૩. તેણે કરેલા રાજ્યવહીવટી સુધારા વિષે લખો. તેથી હિંદને ફાયદો થયો છે કે નુકશાન?

## લૉર્ડ એલ્જિન.

### [ ઇ. સ. ૧૮૬૨ થી ઇ. સ. ૧૮૬૩ ]

[ લૉર્ડ કેનિંગ પછી હિંદના પ્રતિનિધિ તરીકે લૉર્ડ એલ્જિન આવ્યો. તે અઢાર મહીના જ હોદ્દા પર રહ્યો. વાયવ્ય કોણમાં આવેલા વહાબી નામે ઝનુની મુસલમાનોએ બંડ ઉઠાવ્યું, તે સમાવવા જતાં રસ્તામાં જ તેનું મરણ થયું. તેથી પંજાબના ચીફ કમિશનર સર જોન લૉરેન્સને વાઇસરૉય તરીકે નીમ્યો. ]

# લૉર્ડ લૉરેન્સ

## [ઈ. સ. ૧૮૬૪ થી ઇ. સ. ૧૮૬૯]

તે સાદો, ભલો અને પ્રમાણિક અમલદાર હતો.

**ભૂતાન**

નેપાળની પૂર્વમાં ભૂતાનનો પહાડી પ્રદેશ છે. તેનો રાજા લૂંટફાટ કરી નજીકની બ્રિટિશ પ્રજાને ત્રાસ આપતો હતો. તેની સાથે મસલત ચલાવતાં તે ન માનવાથી એક લશ્કરી ટુકડી મોકલી રાજાને હરાવી તેની સાથે સુલેહ કરી. ઇ. સ. ૧૮૬૪. તેમાં હિંદી ગુલામોને છૂટા કર્યા તથા પૂર્વદ્વાર અને બીજાં નાનાં પરગણાં અંગ્રેજોને મળ્યાં.

**અફ્ઘાનિસ્તાન**

અફ્ઘાનિસ્તાનનો અમીર દોસ્તમહમદ મરણ પામવાથી તેનો નાનો દીકરો શેર અલ્લી ગાદી પચાવી પડયો. આથી તેના મોટા ભાઈ અફઝલખાને અંગ્રેજોની મદદ માગી. પણ લૉરેન્સે વચમાં પડવા ના પાડી અને હિંદી સરકારે એવું ધોરણ જાહેર કર્યું કે 'અફ્ઘાનિસ્તાનની ગાદીએ જે બેસે તેને હિંદી સરકારે અમીર તરીકે સ્વીકારવો.' શેરઅલ્લીને તેના મોટા ભાઈએ થોડા વખત પછી હાંકી કાઢયો. તે ઇ. સ. ૧૮૬૮માં મરી જવાથી શેરઅલ્લી પાછો ગાદીએ આવ્યો.

**ઓરિસ્સામાં દુકાળ**

ઇ. સ. ૧૮૬૬માં ભારે દુકાળ પડયો. તેમાં ઘણાં માણસો મરણ પામ્યાં. આવા પ્રસંગે ખપમાં આવે તે માટે 'દુષ્કાળ નિવારણ ફંડ' શરૂ કર્યું. નાણા સંબંધી સ્થિતિ સુધારવા આવક વેરો ફક્ત હિંદુઓ જ ભરતા હતા, તે અંગ્રેજોએ પણ આપવો જોઈએ તેવું ઠરાવ્યું. વળી શાળાઓ તથા પાઠશાળાઓ ઉઘાડી અને તાર, ટપાલ વગેરેના દરમાં ઘટાડો કરી વેપારને ઉત્તેજન આપ્યું. નાના નોકરોના પગારમાં વધારો કર્યો.

# લૉર્ડ મેયો

[ ઇ. સ. ૧૮૬૯ થી ઇ. સ. ૧૮૭૨ ]

તે કાબેલ અને મુત્સદ્દી હતો. તેને ઠાઠમાઠ અને દરબારનો ભારે શોખ હતો.

**અંબાલા દરબાર**

રશિયા તરફની બીકથી અફઘાનિસ્તાનના અમીરને ખુશ રાખવાની જરૂર હતી. તેથી અંબાલામાં એક ભવ્ય દરબાર ભરી તેમાં અમીર શેરઅલીને બોલાવી તેનો સારો સત્કાર કર્યો અને તેને મિત્રાચારી બદલ દર વરસે ૧૨ લાખ રૂપિયાનું સાલીઆણું આપવાનું ઠરાવ્યું.

**રાજકીય સુધારા**

દેશી રાજ્યો પ્રત્યે તેનું વર્તન ઘણું સારું હતું. રાજાના કુંવરોને ઉચ્ચ શિક્ષણ આપવા માટે તેણે અજમેરમાં **મેયો કૉલેજ** સ્થાપી. તેણે આખા હિંદની પ્રથમ વસ્તી ગણતરી કરાવી. ખેતીવાડીની ખીલવણી માટે 'ખેતીવાડી ખાતું' ખોલ્યું. નાણાં સંબંધી સ્થિતિ સુધારવા માટે લશ્કર અને ઈજનેર ખાતાનાં ખર્ચ કમી કર્યાં. આવક વેરો અને મીઠાના કર વધાર્યા. પ્રાંતિક સરકારોને ઉપજમાંથી અમુક ભાગ આપવાનું ઠરાવ્યું; તેમજ તેમને કેટલાંક ખાતાંઓ સોંપી તે માટે ઉપજ પ્રમાણે ખર્ચ કરવાની સત્તા આપી. અલ્વરના રાજ્યમાં અંધેર ચાલવાથી ત્યાં કાર્યવાહક મંડળ નીમ્યું.

આ સમયે મહારાણીના એક પુત્ર ડયુક ઑવ કૉનૉટ હિંદની મુસાફરીએ પધાર્યા. તેનો હિંદી પ્રજાએ અતિશય પ્રેમપૂર્વક સત્કાર કર્યો.

હિંદના દેશનિકાલ થએલા કેદીઓને આંદામાન મોકલતા. ત્યાં તેમની સ્થિતિની તપાસ કરવા માટે લૉર્ડ મેયો જાતે ગયો. ત્યાંથી પાછા ફરતી વખતે શેરઅલી નામના એક ઝનુની કેદીએ તેનું ખૂન કર્યું. ઇ.સ.૧૮૭૯.

## — પ્રશ્નો —

૧. લૉર્ડ લૉરેન્સ ભલો વાઈસરૉય હતો, તેમ શા ઉપરથી કહો છો?
૨. ભૂતાન વિગ્રહ, અંબાલાનો દરબાર અને ઓરિસ્સાના દુકાળ વિષે ટૂંક નોંધ કરો.
૩. લૉર્ડ મેયોએ શા શા સુધારા કર્યા.

---

## લૉર્ડ નોર્થબ્રુક

[ ઈ. સ. ૧૮૭૨ થી ઇ. સ- ૧૮૭૬ ]

**બિહારમાં દુકાળ**

તેણે પોતાનો હોદ્દો સંભાળ્યો તે અરસામાં બિહારમાં ભયંકર દુકાળ પડયો. પરંતુ લૉર્ડ લૉરેન્સે શરૂ કરેલા દુકાળ ફંડથી અને બંગાળાના જમીનદારોની મદદથી દુકાળિયાઓનું દુઃખ મટાડવા જરુરી પગલાં લીધાં, તથા લોકોને કૂવા, તળાવ અને રેલવે બાંધવાનાં કામમાં રોકી મજૂરીએ વળગાડયા.

**મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ**

સહાયકારી લશ્કરી યોજના સ્વીકારાઈ ત્યાર પછી ગાયકવાડનો ગૂજરાતનો રાજ્યકારભાર નિયમિત ચાલતો હતો. ઈ. સ. ૧૮૩૫માં મલ્હારરાવ ગાયકવાડ ગાદી પર આવ્યો. તે દુરાચરણી હતો, તેથી રાજ્યમાં અંધેર ચાલતું. આ બાબત ઉઘાડી પાડવા માટે તેણે વડોદરાના રેસિડંટ કર્નલ ફેરનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો. એવું તેના પર તહોમત મૂકવામાં આવ્યું. આ તહોમત સાબીત થયું નહિ. તો પણ તેના અંધેર કારભાર માટે તેને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યો. ત્યાર પછી ખંડેરાવ મહારાજાની વિધવા રાણી જમનાબાઈએ ત્રીજા સયાજીરાવ ગાયકવાડને દત્તક લઈ તેને ગાદીએ બેસાડયો.

**પ્રિન્સ ઑવ વેલ્સ હિંદની મુલાકાતે**

મહારાણીના મોટા કુંવર પ્રિન્સ ઑવ વેલ્સ હિંદની મુલાકાતે આવ્યા. આ વખતે તેમને હિંદની પ્રજાએ તથા દેશી રાજાઓએ ઘણું માન આપી વફાદારી બતાવી. રશિયાની લાગવગ અફઘાનિસ્તાનમાં વધતી હતી. ત્યાં હિંદનો એલચી મોકલવાની બાબતમાં મતભેદ પડવાથી તેણે રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૭૬.

## લૉર્ડ લિટન

**કૈસરે હિંદ અને દિલ્હી દરબાર**

લૉર્ડ લિટને હિંદમાં આવ્યા પછી પાર્લામેંટની સૂચનાથી દિલ્હીમાં ભવ્ય દરબાર ભરી મહારાણી વિક્ટોરિયાને **હિંદના શહેનશાહબાનુ** એટલે "કૈસરે હિંદ" તરીકે જાહેર કર્યાં. આ પ્રસંગે હિંદના દેશી રાજાઓએ ઇંગ્લાંડને સર્વોપરી તરીકે સ્વીકારીને તાબેદાર તરીકે વાઇસરૉયને નમન કર્યું. ઇ. સ. ૧૮૭૭.

**મદ્રાસનો ભયંકર દુકાળ**

આ સમયે મદ્રાસ તરફ ભયંકર દુકાળ પડયો. લોકોને રાહત આપવા માટે ઘણાં બાંધકામ ઉઘાડ્યાં છતાં ભૂખમરાથી **૫૨** લાખ માણસો મરી ગયાં. રોગચાળાને લીધે પણ આ વખતે મદ્રાસ તથા મુંબઈ ઈલાકામાં ઘણાં માણસો મરી ગયાં હતાં.

**પ્રેસ ઍક્ટ**

સર ચાર્લ્સ મેટ્કાફના વખતમાં વર્તમાનપત્રોને આપેલી છૂટથી ઘણાં દેશી વર્તમાનપત્રો પ્રગટ થવા લાગ્યાં હતાં. તેમાં કેટલાકમાં રાજકારભાર સામે ગમે તેવી ટિકાઓ આવતી હોવાથી **પ્રેસ ઍક્ટ** કરી તેના પર અંકુશ મૂક્યો. ઇ. સ. ૧૮૭૮.

**આર્મ્સ ઍક્ટ**

અત્યાર સુધી હિંદની પ્રજાના ગમે તે માણસને ગમે તે જાતનું હથિયાર રાખવાની છૂટ હતી. પણ આથી લૂંટફાટ મારામારી, તથા ખૂન બહુ થતાં હતાં. તેથી લૉર્ડ લિટને આર્મ્સ ઍક્ટ કર્યો. તેમાં નક્કી કર્યું કે 'સર-

કારની પરવાનગી સિવાય કોઈ પણ બ્રિટિશ રૈયત હથિયાર રાખી શકશે નહિ.' ત્યારથી દેશીઓ પાસેથી હથિયાર ખુંચવી લીધાં છે.

આ સમયે અફઘાનિસ્તાને પોતાને ત્યાં રશિયન એલચી રાખ્યો અને બ્રિટિશ એલચીનો સત્કાર કર્યો નહિ. આથી

**બીજો અફઘાન વિગ્રહ** લૉર્ડ લિટને કવેટા કબજે કરી અફઘાનિસ્તાન સાથે યુદ્ધ આરંભ્યું. ઈ. સ. ૧૮૭૭. અંગ્રેજ સૈન્યે કાબુલ અને કંદહાર જીતી લીધાં. આથી અમીર શેર અલ્લી તુર્કસ્તાન નાસી ગયો. ત્યાં તે મરણ પામ્યો. અંગ્રેજોએ તેના પુત્ર યાકુબખાનને ગાદીએ બેસાડી **ગન્ડામુખની** સંધિ કરી તેમાં નીચે મુજબ શરતો કરી:

(૧) કાબુલમાં બ્રિટિશ રેસિડન્ટ રાખવો. (૨) અંગ્રેજો સિવાય બીજાં કોઈ પણ રાજ્યો કે પ્રજા સાથે ગુપ્ત વ્યવહાર રાખવો નહિ.

આ શરત પ્રમાણે કાબુલમાં બ્રિટિશ રેસિડંટ રાખ્યો. પણ અફઘાનોએ તેનું ખૂન કર્યું. આથી જનરલ રૉબર્ટે કાબુલ જીતી યાકુબખાનને પદભ્રષ્ટ કરી કલકત્તા મોકલી દીધો. તે દરમિયાન લૉર્ડ લિટન પાછો ઇંગ્લાંડ ગયો.

લૉર્ડ લિટન આપખુદ સ્વભાવનો હતો. તેણે અફઘાન અમીરને દાબમાં રાખવા માટે લીધેલાં પગલાંથી સરહદ પર અશાંતિ ફેલાઈ. વળી પ્રેસ ઍક્ટ તથા આર્મ્સ ઍક્ટથી પણ તે હિંદમાં અપ્રિય થયો.

## પ્રશ્નો.

૧. લૉર્ડ નૉર્થબ્રુકનો રાજ્યકારભાર લખો. તેણે શા કારણથી રાજીનામું આપ્યું હતું?

૨. નીચેના બનાવો પર ટૂંક નોંધ લખો:
બિહારનો દુકાળ; મદ્રાસનો દુકાળ; મલ્હારરાવનું પદભ્રષ્ટ થવું; પ્રેસ ઍક્ટ; આર્મ્સ ઍક્ટ; કેસરે હિંદનો દિલ્હીનો દરબાર.

## લૉર્ડ રિપન

### [ ઇ. સ. ૧૮૮૦ થી ઇ. સ. ૧૮૮૪ ]

**હિંદ : સ્વરાજ્યને પહેલે પગથિયે**

લૉર્ડ રિપન ઉમરાવ પક્ષનો, ઉદાર દિલનો અને દેશીઓનું ભલું કરવાની ઉચ્ચ વૃત્તિવાળો હતો. તેણે હિંદમાં આવી શાંતિ સ્થાપી, લોકકલ્યાણનાં ઘણાં કાર્યો કર્યાં અને તેણે હિંદની ઉન્નતિ માટે કેટલાક કાયદાઓ પસાર કરાવ્યાઃ

(૧) દેશી વર્તમાનપત્રો પરનો અંકુશ કાઢી નાંખ્યો. (૨) મીઠા પરનો કર ઘટાડયો. (૩) કેળવણીના ફેલાવા માટે વિલિયમ હંટરના પ્રમુખપણા નીચે એક 'કેળવણી કમિશન' નીમ્યું. (૪) પ્રાથમિક અને માધ્યમિક કેળવણીના પ્રચાર માટે ખાનગી શાળાઓને ગ્રાન્ટ આપવી શરૂ કરી. (૪) વેપારને ઉત્તેજન આપવા સારુ હિંદમાં આવતા માલ પરની જકાત કાઢી નાખી. (૬) ખેતીવાડી ખાતું સુધારી પદ્ધતિસર કર્યું. (૭) સરકારી નોકરીમાં ઊંચામાં ઊંચા હોદ્દાઓ પર હિંદીઓની નીમણૂંક કરી. (૮) મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટિઓ સ્થાપી સ્થાનિક સ્વરાજ્યની શરૂઆત કરી અને 'લોકલ સેલ્ફ ગવર્નમેંટ ઍક્ટ' કર્યો. આની મદદથી ગામડામાં ગ્રામ્ય પંચાયતો, તાલુકામાં તાલુકા બોર્ડો અને જિલ્લામાં જિલ્લા લોકલ બોર્ડો સ્થાપી તેમને આરોગ્ય, રસ્તા રિપેર તથા કેળવણી વગેરેનાં કામ સોંપ્યાં. આ પ્રમાણે સ્વરાજ્યનું પ્રથમ પગથિયું તેણે રચ્યું.


લૉર્ડ રિપન

તેણે અફઝલખાનના પુત્ર અબ્દુલ રહેમાનને ગાદીનો વારસ ગણી કાબુલનો અમીર બનાવ્યો. તેણે ગંદામુખની બધી

**અફઘાનો જોડે સંધિ**

શરતો કબૂલ રાખી. પણ આ ઉપરથી ખાત્રી થઈ કે અફઘાનો પોતાના દેશમાં બીજા કોઇ પણ પ્રજાની ડખલગિરી સહન કરી શકતા નથી.

લૉર્ડ બૅંટિંકના સમયથી મ્હૈસુરનો રાજ્યકારભાર કમીશન મારફતે ચાલતો હતો તે બંધ કરી રાજા કૃષ્ણરાવના દત્તક પુત્રને મ્હૈસુરનું રાજ્ય પાછું સોંપ્યું. ઈ. સ. ૧૮૮૧. આ રાજ્ય અત્યારે તેના વંશજોના હાથમાં છે અને તે આબાદ અને આગળ પડતું છે.

**ઇલ્બર્ટ બિલ**

લૉર્ડ રિપનનું એમ માનવું હતું કે કાયદાની દૃષ્ટિએ હિંદીઓ અને યૂરોપિયનો સરખે દરજ્જે ગણવા જોઈએ તેથી યૂરોપિયન ગુન્હેગારોના કેસ પણ હિંદી સેશન્સ જજો ચલાવી શકે તેવો કાયદો ઘડનારૂં ઈલ્બર્ટ બિલ (ઇલ્બર્ટ નામના સભાસદે ઘડેલું) ઘડયું. પણ આ સામે હિંદના અંગ્રેજોએ ભારે વાંધો ઉઠાવવાથી આ બિલ આખરે પડતું મૂકયું.

આ પ્રમાણે હિંદી લાભના કાર્યો કરવાથી લૉર્ડ રિપન હિંદના ઇતિહાસમાં અમર થયો છે. અને તેણે હિંદી પ્રજાનો એટલો બધો પ્રેમ મેળવ્યો હતો કે તે જ્યારે ઈ. સ. ૧૮૮૪માં વિલાયત ગયો ત્યારે સિમલાથી મુંબઇ સુધીની સમગ્ર હિંદી પ્રજાએ તેનો પ્રેમપૂર્વક સત્કાર કરી તેને અપૂર્વ માન આપ્યું.

## — પ્રશ્નો —

૧. બીજા અફઘાન વિગ્રહનાં કારણો આપો. તેનો અંત શી રીતે આવ્યો?
૨. લૉર્ડ રિપન અતિ લોકપ્રિય કેવી રીતે થયો? તેને હજી સુધી હિંદીઓ કેમ સંભારે છે?
૩. તેણે કરેલાં કાર્યોનું ટૂંકમાં વર્ણન કરો.
૪. નીચેની બાબતો પર ટૂંક નોંધ કરો.
(૧) ઇલ્બર્ટ બિલ. (૨) લોકલ સેલ્ફ ગવર્નમેંટ ઍકટ.

## લૉર્ડ ડફરીન

[ઈ. સ. ૧૮૮૪થી ઈ. સ. ૧૮૮૮.]

**રાવળપિંડીનો દરબાર**

તે હિંદમાં આવ્યો ત્યારે રશિયા તરફથી હિંદને ઘણો ભય લાગતો હતો. તેથી તેણે અફઘાન અમીરને ખુશ રાખવા માટે રાવળપિંડીમાં ભવ્ય દરબાર ભરી તેમાં અમીરની સાથે મિત્રાચારીના કરાર કર્યા.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ**

(૧) બ્રહ્મી રાજા **થીબો** રાજ્ય વ્યવસ્થા બરાબર જાળવી શકતો નહિ. (૨) બ્રહ્મદેશમાં અંગ્રેજ વેપારીઓને કનડગત કરતો અને ફ્રેન્ચ, જર્મન અને ઇટાલિયન વેપારીઓને સગવડતા આપતો. (૩) અંગ્રેજોની બર્મા ટ્રેડિંગ કંપની અને રાજા થીબો વચ્ચે ઝઘડો થયો. તેથી ત્રીજો બ્રહ્મી વિગ્રહ શરૂ થયો. બ્રિટિશ સૈન્યે માંડલે જીતી લઈ રાજા થીબો અને તેના કુટુંબને કેદ કરી રત્નાગિરી મોકલી બ્રહ્મદેશને ખાલસા કરી બ્રિટિશ હિંદ સાથે જોડી દીધું. ઇ. સ. ૧૮૮૬. હિંદમાં ખાલસા કરેલો આ છેલ્લામાં છેલ્લો પ્રદેશ છે. હાલમાં તેને છૂટું પાડવાની ગોઠવણ ચાલે છે.

લૉર્ડ રિપનની ઉદાર રાજ્યનીતિથી હિંદની પ્રજા-



દાદાભાઈ નવરોજજી

**ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ**

માં નવચેતન આવ્યું હતું. તેમજ તેમનો માનસિક વિકાસ કેળવણીના પ્રચારથી થયો હતો. તેથી તે સમયના દાદાભાઈ નવરોજજી, મહાદેવ રાનડે, વ્યોમેશચંદ્ર બેનરજી, કાશીનાથ તેલંગ વગેરે પુરુષો ભેગા મળી રાજકીય સ્થિતિનો વિચાર કરતા. તેમણે સર હ્યુમ નામના અંગ્રેજ અમલદારની પ્રેરણાથી **હિંદીમહાસભા** અથવા **ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ** નામની સંસ્થા સ્થાપી. આવી કૉંગ્રેસ ઇ. સ. ૧૮૮૫માં પહેલી વખત ભરાઈ હતી. ત્યારથી દર વરસે તે ભરાય છે. તેના હેતુઓ અને પદ્ધતિમાં અત્યારે તો ઘણો ફેરફાર થઈ ગયો છે, તો પણ અત્યારે પણ તે બહુ જ અગત્યની ગણાય છે. હિંદમાં કેવી જાતનું રાજબંધારણ જોઈએ તે સંબંધી તે પોતાના વિચારો દર સાલ પ્રજા સમક્ષ રજૂ કરે છે ને ઠરાવો પસાર કરે છે.

**બીજા અગત્યના બનાવો**

(૧) ઇ. સ. ૧૮૫૭ના બળવા વખતે ગ્વાલિયર અંગ્રેજ સરકારે કબજે લીધું હતું. તે સિંધિઆ સરકારને પાછું સોંપી તેને બદલે ઝાંસી લીધું. (૨) બંગાળાના જમીનદારો ખેડૂતો પર બહુ જુલમ કરતા. તેમના રક્ષણ માટે એક કાયદો પસાર કર્યો. (૩) લેડી ડફરીને હિંદની સ્ત્રીઓની વૈદક સારવાર માટે નાણાં ઉઘરાવી **લેડી ડફરીન ફંડ** ઊભું કર્યું. તેમાંથી હિંદના મુખ્ય શહેરોમાં હૉસ્પિટલો સ્થાપવામાં આવી છે. તે હજુ ચાલુ છે. (૪) કેળવાએલા હિંદીઓને રાજ્યમાં મોટા હોદ્દા આપવા માટે તપાસ કરવા એ કમિશન નીમ્યું. (૫) મહારાણી વિક્ટોરિયાને રાજ્ય કરતાં ૫૦ વરસ પૂરાં થવાથી તેમનો **સુવર્ણ મહોત્સવ** (ગોલ્ડન જ્યુબિલિ) હિંદમાં ભારે ધામધુમથી ઉજવી હિંદી પ્રજાએ પોતાની વફાદારી બતાવી.

## પ્રશ્નો

૧. ત્રીજા બ્રહ્મી વિગ્રહનાં કારણો અને પરિણામ જણાવો.
૨. નીચેના બનાવોની અગત્યતા સમજાવો :
   રાવલપિંડીનો દરબાર; ઇન્ડિયન નૅશનલ કોંગ્રેસ; લેડી ડફરીન ફંડ.
૩. લૉર્ડ ડફરીનના સમયમાં બનેલા અગત્યના બનાવોની નોંધ કરો.

## લૉર્ડ લૅન્સડાઉન

### [ઇ. સ. ૧૮૮૮ થી ઇ. સ. ૧૮૯૪.]

**સરહદની મજબુતી**

રશિયા તરફની બીક ચાલુજ હતી. તેથી લૉર્ડ લૅન્સડાઉને સરહદ પ્રાંતની મજબુતી માટે કિલ્લાઓ બાંધ્યા અને અફઘાન અમીરનો સંબંધ દૃઢ કરવા તેને અઢાર લાખ રૂપિયા આપવાના ઠરાવ્યા. વળી લશ્કરને વ્યવસ્થિત કરી ઇમ્પિરિયલ સર્વિસ ટ્રુપની સ્થાપના કરી.

**મણિપુરમાં બળવો**

આસામમાં આવેલું મણિપુરનું રાજ્ય સ્વતંત્ર હતું. ત્યાંની પ્રજાએ સેનાપતિની ખટપટથી રાજ્ય સામે બંડ કર્યું. ત્યાં આસામના ચીફ કમિશ્નર તપાસ કરવા ગયા. તેનું ખૂન થયું. તેથી અંગ્રેજી લશ્કરે ત્યાં જઈ મણિપુર કબજે લઇ સેનાપતિને પકડી ફાંસી દીધી અને રાજ્ય કુટુંબના એક નાના બાળકને ગાદીએ બેસાડી બ્રિટિશ રેસિડંટ રાજ્યકારભાર ચલાવવા લાગ્યા.

**ઇન્ડિયન કાઉન્સિલ ઍક્ટ ઇ. સ. ૧૮૯૨**

હિંદી મહાસભા દર સાલ હિંદના જુદા જુદા ભાગમાં ભરાતી હતી. તેના 'પ્રયાસથી ઇ. સ. ૧૮૯૨માં "ઇન્ડિયન કાઉન્સિલ ઍક્ટ' પસાર કર્યો. તે કાયદાને આધારે ધારાસભાઓને વિસ્તૃત બનાવી તેમાં મ્યુનિસિપાલિટિઓ, જમીનદારો, યુનિવર્સિટીઓ અને વેપારી મંડળોને પ્રતિનિધિઓ મોકલવાનો હક આપ્યો. પરિણામે સર સુરેન્દ્રનાથ બૅનરજી, ગોપાળ કૃષ્ણ ગોખલે, સર ફિરોઝશાહ મહેતા જેવા મહાન દેશનેતાઓએ ધારાસભામાં જઈ પ્રજા હિતાર્થનાં સારાં કામો કર્યાં. આ ઍક્ટ પહેલાં ધારાસભાઓમાં ફક્ત સરકાર નિયુક્ત સભાસદો જ હતા. પણ હવે લોકોને પોતાની પસંદગીના સભાસદો મોકલવાનો હક મળ્યો. તેથી **હિંદ સ્વરાજ્યને બીજે પગથિયે ચઢ્યું.**

## પ્રશ્નો

૧. ઈ. સ. ૧૮૯૨ ના **ઈન્ડિયા કાઉન્સિલ ઍકટથી** દેશને શો લાભ થયો ?
૨. હિંદી મહાસભાની પ્રગતિથી કાયદામાં શો ફેરફાર થયો ?
૩. મણિપુરનો બળવો અને સરહદની વ્યવસ્થા વિષે ટૂંક નોંધ લખો.

---

## લૉર્ડ એલ્જિન

[ઈ. સ. ૧૮૯૪થી ઇ. સ. ૧૮૯૯]

તે અગાઉ હિંદમાં આવી ગયેલા લૉર્ડ એલ્જિનનો પુત્ર હતો. તે આવ્યો તેને બીજે વરસે જ મુંબઇ, બંગાળા, ઉત્તરહિંદ અને મદ્રાસ ઇલાકામાં ભયંકર દુકાળ પડયો. વધારામાં મરકીનો જીવલેણ રોગ ફાટી નીકળ્યો: તેથી લાખો માણસો મરી ગયાં. રોગને અટકાવવા રસી મૂકવાની ગોઠવણ કરી. પણ તેમાં લશ્કરી મદદ લેવાથી પ્રજા ત્રાસી ગઇ. તેથી પૂનામાં બે લશ્કરી અમલદારોનાં ખૂન થયાં. વળી વર્તમાનપત્રોમાં લશ્કરના ત્રાસની હકીકત આવવાથી તે ઉપર અંકુશ મૂકયો. તેમજ રાજદ્રોહના કાયદાનો સખત રીતે અમલ કર્યો. ઇ. સ. ૧૮૯૫.

**દુકાળ અને મરકી**

આ વખતે સરહદપ્રાંતના ચિત્રાલ વિભાગના આફ્રિદી લોકોએ બંડ કર્યું. તેમાં આસપાસના પ્રદેશના લોકો ભળવાથી બંડ સમાવતાં મુશ્કેલી પડી. તેથી આ ચડાઈનો ખર્ચ ઘણો ભારે થયો. આને **ટીરાની ચડાઈ** પણ કહે છે. આ ભારે ખર્ચથી તથા રૂપિયાના ચલણમાં ફેરફાર થવાથી એ વખતના સમયમાં નાણાંની ભારે તંગી પડી. તેથી પરદેશથી આવતા માલ પર ૫ ટકાની અને હિંદી મિલોમાં બનતા કાપડ પર ૩।। ટકાની જગાત દાખલ કરી. તેથી પ્રજામાં ભારે અસંતોષ ફેલાયો.

**ચિત્રાલનો બળવો**

**નાણાંની તંગી**

મહારાણી વિકટોરિયાના અમલનાં ૬૦ વર્ષ પૂરાં થવાથી તેમનો **હીરક મહોત્સવ** (ડાયમંડ જ્યુબિલિ) ભારે ધામધૂમથી ઇ. સ. ૧૮૯૭ માં ઉજવાયો હતો.

## પ્રશ્નો

૧. લૉર્ડ એલ્જિનની કારકીર્દી વિષે શું જાણો છો ?
૨. નીચેના બનાવો પર ટૂંક નોંધ લખોઃ
(૧) ભયંકર મરકી. (૨) ટીરાની ચડાઇ. (૩) હીરક મહોત્સવ.

---

## લૉર્ડ કર્ઝન

[ ઈ. સ. ૧૮૯૮ થી ઈ. સ. ૧૯૦૫ ]

તે મહારાણી વિકટોરિયાનો છેલ્લો પ્રતિનિધિ વાઇસરૉય હતો.

**પૂર્વજીવન** તેણે ઘણા પ્રદેશોમાં મુસાફરી કરી ઘણો અનુભવ મેળવ્યો હતો. હિંદમાં પણ ત્રણ ચાર વખત આવી ગયો હતો. તે સારો વકતા હતો. પાર્લામેંટના સભ્ય તરીકે તેની ખ્યાતિ ઉત્તમ હતી. તે આપખુદ અને ધાર્યું કરતો હોવાથી પ્રજામાં અપ્રિય થઈ પડયો.

**સરહદની વ્યવસ્થા** સરહદ પર વારંવાર તોફાન થતાં હતાં. તેથી ત્યાં રેલવે અને રસ્તા બાંધી લશ્કર જઈ શકે તેવી સગવડ કરી તથા તે પ્રદેશના લોકોનું લશ્કર તૈયાર કરી તેમના પરજ સરહદની શાંતિનો બોજો નાખ્યો.

**નવા પ્રાંતો** પંજાબ પ્રાંતમાંથી પેશાવર, કોહાટ અને ડેરાઈસ્માઈલખાન વગેરે ભાગ લઈ તેનો એક નવો **(નૉર્થવેસ્ટ ફ્રન્ટિયર પ્રૉવિન્સ) વાયવ્ય સરહદનો પ્રાંત** બનાવી તેના પર ચીફ કમિશ્નર નીમ્યો. આગ્રા અને અયોધ્યાના પ્રાંતને ત્યાર પછી **(યુનાઈટેડ પ્રોવિન્સિઝ) સંયુક્ત પ્રાંતો** નામ આપવામાં આવ્યું છે. આ સમયમાં ફરીથી

**છપ્પનીઓ દુકાળ** મુંબઈ ઇલાકામાં અને ખાસ કરીને ગૂજરાતમાં ભારે દુકાળ પડયો.તે વખતે સંવત ૧૯૫૬ની સાલ હતી. તેથી તેને ‘ છપ્પનીઓ કાળ ’ કહે છે. લૉર્ડ કર્ઝને દુકાળિયાનું દુઃખ મટાવવા બાંધકામો ખોલ્યાં અને ખાવાનું પૂરું પાડયું. ઇ. સ. ૧૯૦૦.

**મહારાણીનો સ્વર્ગવાસ**

મહારાણી વિકટોરિયા ૮૩ વરસની ઉંમરે ઇ. સ. ૧૯૦૧ માં સ્વર્ગવાસ પામ્યાં. તેમના રાજ્ય અમલમાં પ્રજા સુખી અને આબાદ બની, કેળવણીનો પ્રચાર થયો, વેપાર રોજગાર અને હુન્નરો ખીલ્યા. તેથી તે આજે પણ હિંદમાં 'ભલાં વિકટોરિયા' તરીકે જાણીતાં છે. તેમનો ઢંઢેરો હિંદની પ્રજા ભૂલી શકે તેમ નથી.

---

# શહેનશાહ સાતમા એડવર્ડનો અમલ

## [ઇ. સ. ૧૯૦૧ થી ઇ. સ. ૧૯૧૦ સુધી]

## લૉર્ડ કર્ઝન (ચાલુ)

## [ઇ. સ. ૧૯૦૧ થી ઇ. સ. ૧૯૦૫]

શહેનશાહ સાતમા એડવર્ડ મહારાણીના વડા પુત્ર હતા. તેમને નાનપણથી જ ઊંચા પ્રકારની કેળવણી આપી હતી. મહારાણીના સમયમાં તેઓ પ્રિન્સ ઑવ વેલ્સ તરીકે હિંદમાં આવ્યા હતા. તે સ્વભાવે માયાળુ અને શાંતિપ્રિય હતા. તેમના દસ વરસના અમલ દરમિયાન તેમણે સલાહસંપ જાળવવા અથાગ મહેનત કરી હતી. તેથી તે **'સલાહકારક એડવર્ડ'**ના નામથી પ્રસિદ્ધ છે.



**શહેનશાહ સાતમા એડવર્ડ**

હિંદના શહેનશાહ તરીકે રાજ્યાભિષેકની ક્રિયા કરવા માટે

**દિલ્હી દરબાર ઈ. સ. ૧૯૦૩**

દિલ્હીમાં ઈ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરીની ૧ લી તારીખે લૉર્ડ કર્ઝને ભવ્ય દરબાર ભરી તેમને હિંદુસ્તાનના શહેનશાહ જાહેર કર્યા.

**તિબેટ પર ચડાઈ**

આ સમયે રશિયા તિબેટ તરફ લાગવગ વધારતું હતું. ત્યાંના ડલાઇ લામા જોડે અંગ્રેજોને અણબનાવ હતો. આથી લૉર્ડ કર્ઝને તિબેટ પર ચડાઈ કરવા કર્નલ યંગહસ્બંડની સરદારી નીચે સૈન્ય મોકલ્યું. જો કે પહાડી પ્રદેશમાં લશ્કરની ખરાબી થઇ, તોપણ તેમણે તિબેટની રાજધાની લ્હાસા તાબે કર્યું. ડલાઇ લામા નાસી ગયો અને તેની જગાએ બીજો ગુરુ બેસાડયો. તેની સાથે અંગ્રેજ સિવાય બીજી પ્રજા સાથે સંબંધ રાખવાની મના કરી. આ યુદ્ધથી હિંદને બીજો કાંઇ લાભ થયો નહિ.

**બંગાળાના ભાગલા**

બંગાળા પ્રાંત વિશાળ હોવાથી તેનો વહીવટ સારો રાખી શકાતો નહોતો. તેથી લૉર્ડ કર્ઝને તેના (૧) પૂર્વ બંગાળા અને (૨) પશ્ચિમ બંગાળા, એવા બે ભાગ પાડયા. આથી બંગાળાની પ્રજા નાખુશ થઈ. તેમની લાગણી ઉશ્કેરાઈ અને પાડેલા ભાગો રદ કરાવવા ચળવળ શરૂ થઈ. સભાઓ ભરાઈ, ભાષણો થયાં અને વર્તમાનપત્રોમાં ચર્ચાઓ થઇ. આ ઉપરાંત બ્રિટિશ માલના બહિષ્કારની ચળવળ શરૂ થઇ. છતાં પણ લૉર્ડ કર્ઝને નમતું આપ્યું નહિ. તેથી તે ઘણો અપ્રિય થયો.

આ ઉપરાંત **યુનિવર્સિટિ ઍક્ટ** પસાર કરી તેણે એક બીજું આપખુદ પગલું ભર્યું.



ગોપાળકૃષ્ણ ગોખલે

આ કાયદાથી સરકારનો યુનિવર્સિટી પર કાબુ વધાર્યો. આ કાયદાનો ગોપાળકૃષ્ણ ગોખલે, સર ફિરોઝશા મહેતા વગેરે દેશનેતાઓએ ઘણો વિરોધ કર્યો, છતાં પણ તે કાયદો પસાર કરાવ્યો.

**લૉર્ડ કર્ઝનનાં લોક હિતાર્થનાં કામો**

જો કે લૉર્ડ કર્ઝન આપખુદ હતો, છતાં હિંદનો હિતેચ્છક પણ હતો. તેણે પોતાથી સત્તાથી ઘણાં સારાં કામો પણ કર્યાં છેઃ (૧) મીઠા પરનો કર ઘટાડયો. (૨) વેપાર ઉદ્યોગનું નવું ખાતું ખોલ્યું. (૨) ખેડૂતોને શાહુકારના દેવામાંથી મુકત કરવા સહકારી મંડળીઓનો કાયદો કર્યો. (૪) નહેરો બંધાવવાની યોજના માટે **ઈરિગેશન કમીશન** નીમ્યું. (૫) જૂનાં ઐતિહાસિક મકાનોના રક્ષણ માટે **પ્રાચીન વસ્તુ સંશોધક અને સંરક્ષક ખાતું** ખોલ્યું. એનાં આ કામથી હિંદને ઘણો લાભ થયો છે.

**પ્રિન્સ ઑાવ વેલ્સ**

લૉર્ડ કર્ઝનના છેલ્લા અમલમાં 'પ્રિન્સ ઑાવ વેલ્સ'–હાલના મહારાજા **પંચમ જયોર્જ**ની હિંદમાં પધરામણી થઈ હતી. હિંદી પ્રજાએ તેમનો ભારે સત્કાર કર્યો હતો. તે હિંદની સ્થિતિ નિહાળીને ઇંગ્લાંડ વિદાય થયા હતા.

**કર્ઝનનું રાજીનામું**

લૉર્ડ કર્ઝન દરેક ખાતાં પર જાતિ દેખરેખ રાખતો હતો. તેને બીજાની ડખલગિરી ગમતી નહિ તથા તે બીજાને સત્તા સોંપતો નહિ. વડા સેનાપતિ લૉર્ડ કિચનર સાથે લશ્કરી બાબતમાં મતભેદ પડવાથી તેમજ હિંદી વજીરે સેનાપતિને ટેકો આપવાથી તે રાજીનામું આપી સ્વદેશ ગયો. ઈ. સ. ૧૯૦૫.

## પ્રશ્નો

૧. લૉર્ડ કર્ઝનનું જીવન અને તેની હિંદમાં કારકીર્દીનું ટૂંક વર્ણન ન કરો.
૨. લૉર્ડ કર્ઝનના સમયના સુધારાઓ લખો. તમો કયો સુધારો સૌથી અગત્યનો ગણો છો? તેનાં કારણો આપો.
૩. યુનિવર્સિટી એકટ, બંગાળાના ભાગલા, તિબેટની ચડાઈ અને સરહદના પ્રાંત વિષે ટૂંક નોંધ લખો.

## લૉર્ડ મિન્ટો

[ઈ. ૧૯૦૫ થી ઈ. સ. ૧૯૧૦]

**દેશની રાજકીય સ્થિતિ**

લૉડ કર્ઝનના આપખુદ વર્તનના પરિણામે દેશમાં નવું ચેતન પ્રગટયું. હિંદની મહાસભાએ પણ વખત વર્તી પ્રજાના જુસ્સાને વેગ આપ્યો. વળી આ વખતે નાના સરખા જાપાને મહાન રશિયાને હરાવ્યું. તેની અસર હિંદપર થઈ. દેશનો શિક્ષિત વર્ગ સ્વરાજની માંગણી કરવા લાગ્યો. ત્યારે બંગાળામાં અંગ્રેજી રાજ્ય ઉથલાવી પાડવા માટે કાવત્રાં મંડળ સ્થપાયાં. તેમણે કેટલાએ નિર્દોષ અમલદારોનાં ખુન કર્યાં. આ પ્રમાણે દેશમાં અરાજકતા અને અસંતોષ ફેલાયો. આ ચળવળને કચરી નાખવા લૉર્ડ મિન્ટોએ સખત પ્રયત્નો કર્યાં. લાલા લજપતરાયને દેશપાર કર્યા અને લોકમાન્ય ટિળકને છ વર્ષની કેદ કરી.


લૉર્ડ મિન્ટો

**મિન્ટો-મોર્લી સુધારા**

આ વખતે ઈંગ્લાંડના પ્રધાન મંડળમાં લૉર્ડ મોર્લી નામે ઉદાર હૃદયનો હિંદી પ્રધાન હતો. તેણે વાઈ-સરોયને લખી જણાવ્યું કે "દમનના પગલાં ભરીને હિંદી પ્રજામાં શાંતિ સ્થાપવા કરતાં તેમની અભિલાષાઓ પૂર્ણ કરવાથી જ તેમનામાં શાંતિ સ્થપાશે. માટે શું શું કરવું તેનો રિપોર્ટ કરવો." આ પછી લૉર્ડ મિન્ટો અને હિંદી વજીરે મળીને હિંદી પ્રજા માટે 'ઇન્ડિયા કાઉન્સિલ બિલ'



લૉર્ડ મોર્લી

પાર્લામેંટ પાસે પસાર કરાવ્યું. તેને ઈતિહાસમાં **મિન્ટો-મોર્લી** સુધારા કહે છે. તેથી નીચેના ફેરફારો થયા.

૧. ગવર્નર જનરલની ધારાસભાના સભ્યોની સંખ્યા વધારીને ૬૦ની રાખી.

૨. ગવર્નર જનરલની કારોબારી સભામાં એક હિંદીની નીમણૂંક થઈ.

૩. ઈંગ્લાંડની હિંદી પ્રધાનની કાઉન્સિલમાં બે હિંદીઓ નીમાયા.

૪. પ્રાંતિક ધારાસભાઓના સભાસદોની સંખ્યા બેવડી કરી તથા તે સભ્યોને સરકારી કામકાજ પર ચર્ચા કરવાનો તથા પ્રશ્નો પૂછવાનો હક આપ્યો.

૫. મુંબઈ, મદ્રાસ અને બંગાળા ઈલાકાની કારોબારી કમિટિમાં એક હિંદી નીમવામાં આવ્યો.

આ રીતે **હિંદ સ્વરાજ્યને ત્રીજે પગથિયે** ચડ્યું. આ સુધારા ખામીવાળા હતા. વળી વધુ ખરાબ તો એ થયું કે તેમાં કોમી ભેદભાવ રાખવામાં આવ્યો હતો. તેથી જન્મ પામેલા કોમી મતદાર મંડળ હજુ ચાલુ છે અને પરિણામે પ્રજામાં દ્વેષ અને ઈર્ષા વધતાં જાય છે.

ઈ. સ. ૧૯૧૦માં શહેનશાહ સાત્તમા એડવર્ડ ટૂંક સમય રાજ્ય ભોગવી સ્વર્ગવાસી થયા. તેમના દસ વરસના અમ-

**સાતમા એડવર્ડનો** લમાં હિંદની ખેતીવાડીને ઉત્તેજન મળ્યું. રાજ્યકાર-

**સ્વર્ગવાસ** ભારમાં સુધારા મળ્યા અને સલાહસંપ રહ્યાં. તેઓ 'સલાહકારક એડવર્ડ' તરીકે જાણીતા થયા છે.

**પ્રશ્નો**

૧. લૉર્ડ મિન્ટો હિંદમાં આવ્યા ત્યારે હિંદની રાજકીય સ્થિતિ કેવી હતી ?
૨. મિન્ટો–મોર્લી સુધારા એટલે શું ? તેથી હિંદી વહીવટમાં શો ફેરફાર થયો?
૩. ૧૯૦૯ના સુધારાના લાભાલાભ જણાવો.
૪. 'સલાહકારક એડવર્ડ'નું ટૂંક જીવન લખો.

---

## શાહેનશાહ પંચમ જ્યોર્જનો અમલ

[ઈ. સ. ૧૯૧૦થી ઈ. સ. ૧૯૩૫]

શાહેનશાહ પંચમ જ્યોર્જનો જન્મ સને ૧૮૬૫માં થયો હતો. તેઓ સાતમા એડવર્ડના બીજા પુત્ર હતા. પરંતુ તેમના મોટા ભાઈ પ્રિન્સ આલ્બર્ટના મરણ પછી તેઓને ઈ. સ. ૧૯૦૧માં પ્રિન્સ ઑવ વેલ્સનો ઇલકાબ મળ્યો હતો.

યુવરાજ જ્યોર્જને નાનપણથી જ યોગ્ય શિક્ષણ આપવામાં આવ્યું હતું. તેઓ નાનપણથી જ માયાળુ, દયાળુ અને નિખાલસ તથા હસમુખા હતા. તેમને નૌકાખાતાની બધી તાલીમ બ્રિટાનિયા નામના લડાયક વહાણ પર આપવામાં આવી હતી. તે **'ખલાસી રાજા'** તરીકે વધારે જાણીતા હતા.



**શાહેનશાહ પંચમ જ્યોર્જ**

તેમણે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી હતી. હિંદમાં પણ તેઓ ઈ.સ. ૧૯૦૫માં પધાર્યા હતા. તેમને હિંદની પ્રજાએ ભારે આવકાર આપ્યો હતો.

## ૧. લૉર્ડ હાર્ડિંજ

[ઈ. સ. ૧૯૧૦થી ઈ. સ. ૧૯૧૬]

તે અગાઉ આવી ગયેલા લૉર્ડ હાર્ડિંજનો પૌત્ર હતો. તે હિંદનું ભલું કરવાની વૃત્તિવાળો હતો. તે આવ્યો ત્યાર પછી શહેનશાહ **પંચમ જ્યૉર્જ** અને શહેનશાહ બાનુ **મેરી** ઈ. સ. ૧૯૧૧માં હિંદમાં પધાર્યાં હતાં. અત્યાર સુધી ઇંગ્લાંડના કોઈ રાજ્ય-



લાર્ડ હાર્ડિંજ

**દિલ્હીમાં** કર્તાએ હિંદમાં આવી

**રાજ્યાભિષેક** રાજ્યાભિષેક કર્યો નહતો. શહેનશાહે તા. ૧૨ મી ડિસેંબરે દિલ્હીમાં ભવ્ય દરબાર ભરી રાજ્યમુગટ ધારણ કર્યો. ઇ.સ. ૧૯૧૧. આ પ્રસંગે હિંદના સઘળા દેશી રાજાઓએ આવીને શહેનશાહને નમન કરી સ્વામીભક્તિ બતાવી તથા બ્રિટિશ રાજ્યનું સર્વોપરીપણું સ્વીકાર્યું.

આ શુભ પ્રસંગે શહેનશાહે હિંદના લાભાર્થે કેટલીક જાહેરાત કરી:

(૧) દિલ્હીને હિંદનું પાટનગર બનાવ્યું. (૨) બંગાળાના ભાગલા રદ કર્યા. (૩) બિહાર તથા ઓરિસ્સાનો નવો પ્રાંત બનાવ્યો તથા આસામનો પણ જુદો પ્રાંત બનાવ્યો. (૪) પ્રાથમિક કેળવણીના પ્રચાર માટે વાર્ષિક ૫૦ લાખ રૂપિયાની ગ્રાંટ જાહેર કરી. (૫) હિંદી સિપાઈઓને તેમની બહાદુરી માટે **વિક્ટોરિયા ક્રોસ** મેળવવાનો હક આપ્યો. (૬) મહારાણી વિક્ટોરિયાના

ઢંઢેરાનું પાલન કરવાનું વચન આપ્યું. (૭) નાના દેશી રાજાઓનું લેણું માફ કર્યું અને રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાનું ફરમાવ્યું. તે પછી શહેનશાહ હિંદના મુખ્ય શહેરોની મુલાકાત લઈ ઈંગ્લાંડ સીધાવ્યા.

**હાર્ડિંજનો કારભાર**

લૉર્ડ હાર્ડિંજે ઉદારતાથી કેટલાક સુધારા કર્યા. (૧) પ્રાથમિક કેળવણી માટે શાળાઓની સંખ્યા વધારી. (૨) માધ્યમિક કેળવણીના પ્રચાર માટે બનારસ, ઢાકા, પટણા, રંગુન અને મ્હૈસુરમાં નવી યુનિવર્સિટિઓ સ્થાપી. (૩) દિલ્હીને પાટનગર તરીકે જાહેર કર્યું. તે વખતે નીકળેલા સરઘસમાં તેમના પર કોઈ દુષ્ટ માણસે બૉમ્બ નાંખ્યો. પણ સુભાગ્યે તેઓ બચી ગયા. તે છતાં તે વખતે તેમણે ઉદારતા બતાવી અને કોઇ જાતનો અત્યાચાર થવા દીધો ન હતો.

**દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ**

ઘણા હિંદીઓ હિંદ બહારના સ્થળોમાં જઈ વેપાર કરતા. તેમાં દક્ષિણ આફ્રિકા મુખ્ય મથક હતું. ત્યાંની સરકાર હિંદીઓ પર ત્રાસ વર્તાવતી હતી. તે સમયે ત્યાંના આગેવાન મનમોહનદાસ ગાંધી–હાલના **મહાત્મા ગાંધી**ની ચળવળથી લૉર્ડ હાર્ડિંજે દક્ષિણ આફ્રિકાની સરકાર પર હિંદીઓની અગવડો દૂર કરવા દબાણ કર્યું. પરિણામે ત્યાં ગાંધી–સ્મટસ કરાર થયા અને હિંદીઓને કંઈક સંતોષ થયો.

**યુરોપનું મહાન યુદ્ધ**

લૉર્ડ હાર્ડિંજના અમલ દરમિયાન ઇ. સ. ૧૯૧૪ના ઑગસ્ટ માસમાં યૂરોપમાં જર્મની અને ફ્રાન્સ વચ્ચે મહાન યુદ્ધ શરૂ થયું. તેમાં ઈંગ્લાંડની સરકારે ફ્રાન્સનો પક્ષ લીધો. આ યુદ્ધમાં હિંદે પૂર્ણ વફાદારી બતાવી લાખો માણસોનો ભોગ આપ્યો. હિંદના રાજા મહારાજાઓએ નાણાં, ખોરાક, માણસો અને લડાઇનાં સાધનોની કીમતી મદદ કરી, તેમજ હિંદી સિપાઈઓની, શીખ, ગુર્ખા, રજપુત, બલુચી, મરાઠા વગેરે ટુકડીઓએ યૂરોપના રણક્ષેત્રમાં તથા મેસોપોટેમિયા અને પૂર્વ આફ્રિકામાં અનેક સંકટો વેઠી અતુલ બહાદુરી બતાવી સામ્રાજ્યની સેવા બજાવી હતી.

## પ્રશ્નો

૧. પંચમ જ્યૉર્જનું ટૂંક જીવન લખો.
૨. હિંદી દરબાર વિષે શું જાણો છો? શહેનશાહના હિંદમાંના રાજ્યાભિષેકથી હિંદને શા શા લાભ થયા?
૩. લૉર્ડ હાર્ડિંજને તમે કેવો વાઇસરૉય કહેશો? કારણો આપો.
૪. યૂરોપના મહાન યુદ્ધમાં હિંદે શો ભાગ ભજવ્યો હતો?

---

## લૉર્ડ ચેમ્સફર્ડ

### [ ઈ. સ. ૧૯૧૬ થી ઇ. સ. ૧૯૨૧ ]

લૉર્ડ ચેમ્સફર્ડે ચાર્જ લીધો ત્યારે મહાન યુરોપી વિગ્રહ ચાલતો હતો. તેના વખતમાં પણ યુદ્ધના અંત સુધી હિંદીઓએ દરેક જાતની મદદ આપવાનું ચાલુ રાખ્યું. છેવટે ઇ. સ. ૧૯૧૮ ના નવેમ્બર માસમાં મહાયુદ્ધનો અંત આવ્યો. આ યુદ્ધમાં દુનિયાનાં બધાં મહાન રાજ્યો સામેલ થયાં હતાં અને શસ્ત્રાસ્ત્રની નવી નવી શોધો થઈ હતી. આ યુદ્ધમાં કરોડો માણસોનો સંહાર થયો તથા કરોડો ઘાયલ થયા. તેના અંતે ઘણાં રાજ્યોમાં અજબ ફેરફારો થયા. (૧) રશિયા, જર્મની, ઑસ્ટ્રિયા, ગ્રીસ વગેરે રાજ્યો રાજાસત્તાક મટી પ્રજાસત્તાક બન્યાં.

**મહાયુદ્ધનું અંત અને પરિણામ**



લૉર્ડ ચેમ્સફર્ડ

ઑસ્ટ્રિયા અને તુર્કસ્તાનનાં રાજ્યોના ભાગલા પડી ગયા અને તેમાંથી નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો છૂટાં પડી ગયાં. (૩) તુર્કસ્તાનના ધાર્મિક ખલીફાનો અંત આવ્યો અને તુર્કસ્તાન પણ પ્રજાસત્તાક બન્યું. યૂરોપનો આખો નકશો ફરીથી રચાયો તથા દુનિયાની આર્થિક સ્થિતિમાં જબરી ઉથલપાથલ થઈ.

**મોન્ટફર્ડ સુધારા ઈ. સ. ૧૯૧૯**

મહાયુદ્ધમાં હિંદે કરેલી ઉત્તમ સેવા ધ્યાનમાં લઈ તેમજ હિંદી નેતાઓને ખુશ રાખવા માટે તે સમયના હિંદી પ્રધાન મોન્ટેગ્યુએ ઇ. સ. ૧૯૧૭માં એક જાહેરનામું બહાર પાડી જણાવ્યું કે: (૧) બ્રિટિશ સામ્રાજ્યના ભાગ તરીકે હિંદને ગણવામાં આવશે. (૨) પ્રજાને જવાબદાર રાજ્યતંત્રમાં હિંદીઓનું પ્રમાણ વધારવામાં આવશે. (૩) હિંદને બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતું કરવું તે ધ્યેય છે. તે પછી રાજકીય સ્થિતિ તપાસવા તેઓ જાતે હિંદમાં આવ્યા હતા. તેમણે હિંદની બારીક તપાસ કરી વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડની મદદથી એક રીપોર્ટ તૈયાર કર્યો. તે રીપોર્ટને આધારે ગવર્નમેંટ ઑફ ઇન્ડિયા ઍક્ટ ૧૯૧૯, પાર્લામેંટ પાસે પસાર કરાવ્યો. તેને મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા પણ કહે છે. આ ખરડાને આધારે હિંદનું રાજ્યતંત્ર ચાલે છે.



મી. મૉન્ટેગ્યુ

ઉપરનાં સુધારાથી રાજ્યબંધારણમાં નીચે મુજબ મહત્વના ફેરફારો થયા:

(૧) હિંદમાં મુખ્ય ધારાસભા સ્થાપી તેના બે ભાગ પાડ્યા: (ક) વડી ધારાસભા અગર લેજીસ્લેટીવ ઍસેમ્બલી અને (ખ) રાજસભા અગર કાઉન્સિલ ઑવ સ્ટેટ. (૨) હિંદના દસ પ્રાંતોમાં પ્રાંતિક ધારાસભાઓ સ્થાપી. (૩) પ્રાંતિક અને વડી ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિઓની બહુમતી રાખી; તેમને પોતાના પ્રમુખ ચુંટવાની સત્તા આપી. (૪) પ્રાંતિક અને વડી સરકારની કારોબારી કમિટિઓમાં હિંદીઓનું પ્રમાણ વધારવામાં આવ્યું (૫) પ્રાંતોના વહીવટમાં પ્રજાકીય સભ્યોમાંથી પ્રધાનો નીમી તેમને કેળવણી, આબકારી, વૈદકીય અને સ્થાનિક સ્વરાજ્યનાં ખાતાં સોંપવામાં આવ્યાં. પ્રધાનોને સોંપેલાં ખાતાંઓને **સુપ્રત ખાતાં** કહે છે. જ્યારે સરકારને હસ્તકનાં **અનામત ખાતાં** કહેવાય છે. એ રીતે પ્રાંતોના વહીવટમાં બે ભાગ પાડવાથી 'દ્વી રાજ્ય પદ્ધતિ' શરૂ થઈ. વડી ધારાસભાને તથા પ્રાંતિક ધારાસભાઓને આવક ખર્ચને લગતા અંદાજપત્રો પર ચર્ચા કરવાનો, તેમાંની રકમો ઘટાડવાનો અને નામંજુર કરવાનો હક છે. પણ આમ કરવાથી જો દેશના વહીવટની વ્યવસ્થામાં ખામી આવતી હોય તો ધારાસભાઓની ઉપરવટ થઇને અંદાજપત્રોને મંજુરી આપવાની વાઇસરૉયને તથા પ્રાંતના ગવર્નરોને સત્તા છે.

**રોલેટ ઍક્ટ**

મહાસભાની પ્રવૃત્તિથી દેશમાં રાષ્ટ્રીય જાગૃતિ બહુ આવી હતી. તેથી મૉન્ટફૉર્ડ સુધારાઓ અમલમાં આવવા છતાં પ્રજાને સંતોષ થયો નહિ અને રાજકીય વાતાવરણ ઉગ્ર બનતું ગયું. પ્રજા સ્વરાજ્યની માગણી કરવા લાગી. અને દેશમાં અત્યાચારો થવા લાગ્યા. આથી રાજદ્રોહ અને ફિતુરી ચળવળ અટકાવવા હિંદી અમલદારોને વધારે સત્તા આપનારો એક કાયદો હિંદી સરકારે પસાર કર્યો. તેને **રોલેટ ઍક્ટ** કહે છે.

મહા યુદ્ધને અંતે તુર્કસ્તાનના સુલતાનની સત્તાનો અંત આવ્યો. તે

સાથે તેની ધાર્મિક સત્તાનો–ખલીફાનો પણ નાશ થયો.

**ખિલાફતની ચળવળ**

આથી હિંદના મુસલમાનોમાં અસંતોષ થયો અને તે સુલતાનને ખલીફા બનાવવા માટેની ચળવળ શરૂ કરી.

**અસહકારની ચળવળ**

ઉપલી બાબતોને લીધે હિંદનું રાજકીય વાતાવરણ તોફાની બન્યું. તેમાં રોલેટ ઍક્ટે ઘી હોમ્યું. એટલે દક્ષિણ આફ્રિકામાંથી આવેલા ગાંધીજીની આગેવાની નીચે રોલેટ ઍક્ટના કાયદા સામે સવિનય ભંગની ચળવળ ઉપડી. પણ ગાંધીજીની નીતિ બાજુ પર મૂકી ઉશ્કેરાયલા લોકોએ દિલ્હી, કલકત્તા, મુંબઈ, અમદાવાદ વગેરે સ્થળોએ તોફાનો કર્યાં. અને સરકારી મકાનોને આગ લગાડી, રેલવેના પાટા ઉખેડી નાખ્યા વગેરે. આથી કેટલેક સ્થળે લશ્કરી કાયદો અમલમાં મૂકવો પડયો. પંજાબમાં સભાબંધીના હુકમ સામે ઇ. સ. ૧૯૧૯ના એપ્રિલની ૧૩મી તારીખે જલીઆનવાલા બાગમાં સરકારની દમનનીતિ સામે વિરોધક સભા ભરાઈ. આ સભા પર જનરલ ડાયરે ગોળીબાર કરાવી ઘણાઓના જાન લીધા. આથી આખા દેશમાં ખળભળાટ થઈ રહ્યો. આ જાગૃતિનો લાભ લઈ ગાંધીજીએ **અસહકાર**ની ચળવળ આરંભી.

**અફઘાન ત્રીજા વિગ્રહનાં કારણો**

આ સમયે અફઘાનિસ્તાનમાં અમાનુલ્લાખાન અમીર હતો. તે અંગ્રેજોથી સ્વતંત્ર થવા ઇચ્છતો હતો. પ્રજાના અવાજને માન આપી તેણે ઇ. સ. ૧૯૧૯માં હિંદ પર ચડાઈ કરી. પણ ફક્ત એકજ માસમાં લડાઈ બંધ કરી સુલેહ કરવી પડી. આ સુલેહથી (૧) અફઘાનિસ્તાનને સ્વતંત્ર રાજ્ય ગણવાનું અંગ્રેજોએ કબૂલ કર્યું. (૨) પરંતુ હવેથી હિંદ રસ્તે અફઘાનિસ્તાનમાં હથિયાર અને દારૂગોળો લઈ જવાનું તથા અમીરને અપાતી મદદની રકમ બંધ કરવાનું ઠરાવ્યું.

**નરેંદ્ર મંડળની સ્થાપના**

હિંદી પ્રધાન મૉન્ટેગ્યુએ હિંદના રાજાઓ એક બીજાના સમાગમમાં આવે, પોતાના રાજ્યમાં પ્રજાતંત્રનું ધોરણ દાખલ કરે અને હિંદી સરકાર સાથે પરિચયમાં આવી રાજ્યના ગુંચવણ ભરેલા પ્રશ્નોનો વાઇસરૉયની મદદથી નિકાલ લાવે

તે માટે હિંદમાં નરેંદ્ર મંડળની સ્થાપના કરી. આ મંડળની બેઠક વર્ષમાં એકવાર મળે છે. તેમની કચેરી દિલ્હીમાં છે.

મહાયુદ્ધના પરિણામમાં દેશ પરદેશ સાથેના સંબંધની વાટાઘાટમાં હિંદને સ્થાન મળ્યું છે. યુદ્ધ દરમિયાન એક વૉર કાઉન્સિલ નિમાઈ હતી. તેમાં હિંદના બે પ્રતિનિધિઓ (૧) બીકાનેરના મહારાજા અને (૨) સર સત્યેન્દ્રપ્રસાદ સિંહાને નીમવામાં આવ્યા હતા. યુદ્ધને અંતે **વર્સાઈલની** સંધિ વખતે પણ બે હિંદી પ્રતિનિધિઓ હાજર હતા. આથી હિંદનો મોભો અને માન વધ્યાં છે.

**પ્રજાસંઘમાં હિંદ**

મહાન યુદ્ધ પછી યૂરોપનાં મહારાજ્યોએ અંદર અંદરના ઝઘડાના નિકાલ માટે તથા ફરીથી આવાં યુદ્ધો ન થાય તેના ઉપાય માટે સઘળાં રાજ્યોના પ્રતિનિધિઓની **પ્રજાસંઘ** અગર **લીગ ઓફ નેશન્સ**ની સ્થાપના કરી. આ પ્રજાસંઘમાં દુનિયાનાં ઘણાં ખરાં રાજ્યો ભળ્યાં છે. આ સંઘમાં હિંદના પણ બે પ્રતિનિધિઓની બેઠક છે. તેની બેઠક સ્વીટ્ઝર્લાંડમાં જીનીવામાં મળે છે.

**ડયુક ઑવ કૉનૉટ**

મૉન્ટફર્ડના સુધારાની રુએ હિંદમાં સ્થપાએલી ધારાસભાએ ખુલ્લી મૂકવા માટે શહેનશાહના કાકા ડયુક ઑવ કૉનૉટ હિંદમાં પધાર્યા હતા. તેમણે ધારાસભાઓ તથા નરેંદ્રમંડળ ખુલ્લાં મૂકયાં ઇ. સ. ૧૯૨૧.

## પ્રશ્નો.

૧. મહા યુધ્ધને હિંદ સાથે શો સંબંધ હતો? તેમાં તથા તે પૂરું થયા પછી હિંદે શો ભાગ ભજવ્યો છે?

૨. મૉન્ટફર્ડ સુધારા એટલે શું? હિંદને તેથી શા શા લાભો મળ્યા?

૩. રોલેટ ઍક્ટ ખિલાફતની ચળવળ વિષે શું જાણો છો?

૪. દેશમાં સવિનય કાયદાભંગની ચળવળ કેમ શરૂ થઇ? તેનું શું પરિણામ આવ્યું?

૫. ત્રીજા અફઘાન વિગ્રહનાં કારણો તથા પરિણામ વિષે ટુંક નોંધ લખો.

૬. નરેંદ્ર મંડળ અને પ્રજાસંઘ એટલે શું? હિંદને પ્રજાસંઘ સાથે શો સંબંધ છે?

## લૉર્ડ રેડિંગ

[ ઈ સ. ૧૯૨૧ થી ઇ. સ. ૧૯૨૬ ]

લૉર્ડ રેડિંગ ઈંગ્લાંડનો પ્રખ્યાત ધારાશાસ્ત્રી હતો. તેને હિંદની અશાંતિ દૂર કરવા ખાસ નીમ્યો હતો. પણ પ્રતિકૂળ સંજોગો હોવાથી તે તેમ કરવામાં ફાવ્યો નહિ.

**અસહકારની લડત**

આ સમયે અસહકારની ચળવળ ચાલતી હતી. તેમાં સરકાર સાથેનો સંબંધ તોડવાનો, વિદેશી વસ્તુઓનો બહિષ્કાર કરી સ્વદેશી વસ્તુઓનો વપરાશ વધારવાનો અને રાજ્ય કર્તાઓને મુશ્કેલીમાં મૂકવાનો ઉદ્દેશ હતો. આ લડતમાં શાંતિ અને અહિંસા પાળવાનાં હતાં, છતાં પણ કેટલેક સ્થળે હુલ્લડો અને ભયંકર તોફાનો થયાં. તેથી લૉર્ડ રેડિંગે દમનનીતિના સખત પગલાં લઈ અસહકારના નેતાઓ ગાંધીજી વગેરેને જેલમાં પૂર્યા. વળી હિંદુ મુસલમાન ઐક્ય પણ તૂટયું. આ પ્રમાણે ચળવળ દબાઈ ગઈ. પણ લોકોમાં ધુંધવાતા અગ્નિ માફક છુપાએલો જુસ્સો તો કાયમ રહ્યો.



લૉર્ડ રેડિંગ

**સ્વરાજ્ય પક્ષ**

અસહકારથી ધારાસભાઓનો કૉંગ્રેસ પક્ષે બહિષ્કાર કર્યો હતો. પણ કૉંગ્રેસના કેટલાક નેતાઓને તે નીતિ પસંદ ન પડવાથી તેમણે સ્વ-રાજ્ય પક્ષની સ્થાપના કરી. તેમાં દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલ નહેરુ અગ્રસ્થાને હતા. આ પક્ષે ધારાસભામાં ભાગ લઈ ધારાસભાઓને નકામી બનાવી

મૂકવાનું કાર્ય આરંભ્યું. વડી ધારાસભામાં સ્વરાજ્ય પક્ષની બહુમતી થવાથી ધારાસભાના પહેલા પ્રમુખ તરીકે **સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ ચુંટાયા.** તેમની કારકીર્દી જળહળતી છે.

**પ્રિન્સ ઑાવ વેલ્સની પધરામણી**

આ સમયે પ્રિન્સ ઑાવ વેલ્સ હિંદ પધાર્યા. પણ અસહકારની ચળવળ ચાલતી હોવાથી પ્રજાએ જોઈએ તેવો આદર-સત્કાર આપ્યો નહોતો. તેઓ ત્રણ ચાર માસ હિંદમાં રહી મુખ્ય શહેરોની મુલાકાત લઇ સ્વદેશ સિધાવ્યા. ઈ. સ. ૧૯૨૨.

**મોપલાઓનો બળવો.**

આ સમયે મલબાર કાંઠે કેટલાએક ઝનુની મુસલમાનો–મોપલાઓએ ખિલાફતની ચળવળથી ઉશ્કેરાઈ બળવો કરી તે પ્રદેશમાં બહુ ત્રાસ વર્તાવ્યો. તથા નિર્દોષ સ્ત્રી પુરૂષોનાં ખૂન કર્યાં. આ બળવામાં લશ્કરે ૩૦૦૦ ઉપરાંત મોપલાઓનો નાશ કર્યો ત્યારે તે શાંત થયો.

**ટૅરિફ બોર્ડ**

હિંદના હુન્નર ઉદ્યોગને રક્ષણ આપવાનો વિચાર કરવા માટે ટૅરિફ બોર્ડ સ્થાપ્યું. તેમના રિપોર્ટ પર ધ્યાન આપી હિંદી સરકાર જકાત વગેરે નાખી હિંદના ઉદ્યોગોને રક્ષણ આપે છે. આમ કરવાથી હિંદમાં પોલાદનો ઉદ્યોગ અને બીજા કેટલાક ઉદ્યોગો પગભર થવા પામ્યા છે.

**ઈંચકેપ કમિટી**

સરકારી નાણાં સ્થિતિનો વિચાર કરવા લૉર્ડ ઈંચકેપના પ્રમુખપણા નીચે એક કમિટિ નિમાઈ હતી. તેમણે લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવાનું તથા મીઠાનો કર ઓછો કરવાનું સૂચવ્યું.

**પ્રિન્સિઝ પ્રોટેકશન બિલ.**

આ વાઇસિરૉયે હિંદના ચળવળીઆઓથી દેશી રાજ્યોને રક્ષણ આપવા માટે પ્રિન્સિઝ પ્રોટેકશન બિલ પાસ કરાવ્યું હતું. છતાં તેમને કેટલાક દેશી રાજ્યોમાં વચ્ચે પડવું પડયું હતું: (૧) નાભાના મહારાજાને તેમણે પદભ્રષ્ટ કર્યો હતો. (૨) ઈંદોરના તુકાજીરાવ હોલ્કરે મુંબઈમાં રહેતા એક મુસલમાન શેઠિયાનું ખૂન કરાવ્યું. તેનું કામ ચાલતાં તેમને ગાદી છોડવાની ફરજ પાડી તેમની જગાએ તેમના પુત્ર યશવંતરાવ હોલ્કરને ગાદીએ બેસાડ્યો.

(૩) લશ્કરના ખર્ચ પેટે નિઝામ સરકારે આપેલો વરાડ પ્રાંત નિઝામે પાછો માગતાં તે પર હવે નિઝામનો બિલકુલ હક નથી એમ તેને સ્પષ્ટ કહેવામાં આવ્યું.

## પ્રશ્નો

૧. લૉર્ડ રેડિંગના વખતમાં અસહકારની ચળવળ બંધ થવાનાં કારણો આપો.

૨. નીચેના વિષય પર ટૂંક નોંધ લખોઃ

[૧] ટેરિફ બોર્ડ [૨] મોપલાઓનો બળવો. [૩] ઈંચકેપ કમીટી [૪] પ્રીન્સીઝ પ્રોટેકશન બિલ. [૫] સ્વરાજ પક્ષ.

૩. લૉર્ડ રેડિંગના વખતમાં તેમને ક્યા દેશી રાજ્યોમાં અને શા માટે માથું મારવું પડયું ?

---

## લૉર્ડ અરવિન

[ ઈ. સ. ૧૯૨૬ થી ઈ. સ. ૧૯૩૧.



લૉર્ડ અરવિન

લૉર્ડ અરવિન ઇંગ્લાંડમાં ખેતીવાડી ખાતાનો પ્રધાન હતો. તેણે હિંદમાં આવી ખેતીવાડીને ઉત્તેજન આપવા એક 'શાહી ખેતીવાડી કમિશન' નીમ્યું. પણ હજુ સુધી આ કમિશનની ઘણીખરી ભલામણો અમલમાં મૂકી શકાઇ નથી.

**સાયમન કમિશન** હિંદને આપેલા સુધારાઓને દશ વર્ષ પૂરાં થતાં હોવાથી પાર્લામેંટે ઇ. સ. ૧૯૨૭ માં સર જૉન સાઇમનના પ્રમુખપણાં નીચે એક કમિશન નીમ્યું.

તેમાં સઘળા અંગ્રેજો હોવાથી મહાસભાએ તેનો બહિષ્કાર કર્યો. આ કમિશને જે રિપોર્ટ કર્યો તેનાથી હિંદીઓને સંતોષ થયો નહિ.

**નહેરુ રિપોર્ટ**

આ પહેલાં હિંદી મહાસભાએ દેશના આગેવાન પંડિત મોતીલાલ નહેરુના પ્રમુખપણા નીચે બંધારણ ઘડવા એક કમિટી નીમી હતી. તેમણે ઘડેલો રિપોર્ટ 'નહેરુ રિપોર્ટ' કહેવાય છે. તેમાં માગ્યા મુજબનું સંસ્થાનિક સ્વરાજ્ય એક વર્ષમાં આપવાની કબૂલાત લૉર્ડ અરવિન આપી શકયા નહિ.

ઇંગ્લાંડના રાજદ્વારીઓ સાથે મસલત કરવા લૉર્ડ અરવિન જાતે ઇંગ્લાંડ ગયા. ત્યાંથી આવી તેમણે એક જાહેરનામું બહાર પાડ્યું, કે "બ્રિટિશ પાર્લામેન્ટની ઇચ્છા હિંદને સંસ્થાનિક સ્વરાજ્ય આપવાની છે તેની ચર્ચા કરવા લંડનમાં થોડા સમયમાં એક ગોળમેજી પરિષદ ભરવામાં આવશે." મહાત્મા ગાંધીજીએ વાઇસરૉયને જણાવ્યું કે "બ્રિટિશ સરકારનો હિંદને સંસ્થાનિક સ્વરાજ્ય આપવાનો હોય તો તમામ રાજદ્વારી કેદીઓને છોડી મૂકવા અને સાઇમન કમિશનના રિપોર્ટ પર ચર્ચા કરવા માટે ગોળમેજી પરિષદ ભરાવે એવી ખાત્રી આપવામાં આવે તો મહાસભા તેમાં ભળી શકે." આવી કબુલાત લૉર્ડ અરવિન આપી શકયા નહિ. તેથી લાહોરમાં ભરાએલી મહાસભાએ 'સંપૂર્ણ સ્વરાજ'નો ઠરાવ પસાર કર્યો અને ગાંધીજીને સવિનય કાયદા ભંગની છૂટ આપી.



મહાત્મા ગાંધીજી

**મહાત્મા ગાંધીજી**

તેમનો જન્મ ઇ. સ. ૧૮૬૯માં થયો હતો. તેઓ દેશના આગેવાન તરીકે જાણીતા છે. તેમનું સાદું આદર્શ જીવન અને સત્યપાલન માટે દૃઢ આગ્રહથી હિંદના લોકો તેમને પૂજ્ય ગણે છે. તેઓ મહાસભામાં જોડાયા ત્યાર પછી લોકોમાં નવચેતન આવ્યું છે. સંપૂર્ણ દારૂનિષેધ અને અસ્પૃશ્યતા નિવારણ એ તેમનું ખાસ ધ્યેય છે. તેમની લડતમાં સત્યપાલન, અહિંસા અને રેંટિઓ એ મુખ્ય છે.

હાલ તેઓ શેગાંવ અથવા સેવાગ્રામમાં રહે છે.

**૧૧ મુદ્દા અને કાયદાભંગ**

ગાંધીજીએ ૧૧ મુદ્દા રજુ કરતો ખુલ્લો પત્ર વાઇસરૉય પર લખ્યો. તેનો જવાબ ન આવતાં તેણે અમદાવાદથી ૧૨મી માર્ચે ૧૯૩૦ના રોજ ૮૦ સૈનિકો સાથે પગે ચાલીને દાંડી જઈ મીઠાના કાયદાનો ૬ઠી એપ્રિલે ભંગ કર્યો. તે પછી સવિનય કાયદાભંગની લડાઇ પૂર જોસમાં ચાલી. તે સાથે દારુ અને પરદેશી કાપડનો બહિષ્કાર ચાલુ થયો અને સ્વદેશી વસ્તુઓના વપરાશને જોર મળ્યું. આખો દેશ લડતમાં ભળ્યો અને હજારો માણસો કેદમાં ગયા. આ ચળવળ દબાવવા લૉર્ડ અરવિનની સરકારે ઑર્ડિનન્સો બહાર પાડયા. પણ ધારી અસર થઈ નહિ. વડી ધારાસભાના પ્રમુખ સ્વ. વિઠ્ઠલભાઈ પોતાના હોદ્દાનું રાજીનામું આપી જેલમાં ગયા. ઇ. સ. ૧૯૩૧.

**વિઠ્ઠલભાઈ પટેલ**

તેઓ ખેડા જિલ્લાના કરમસદ ગામે પાટિદાર કુટુંબમાં ઇ. સ. ૧૮૭૧માં જન્મ્યા હતા. તેમના પિતાની સ્થિતિ સાધારણ હતી છતાં ઉચ્ચ કેળવણી લીધી હતી તે વિલાયત જઈ બેરિસ્ટર થઈ આવ્યા હતા. તેમણે ખેડા જિલ્લાની લોકલ બોર્ડના અને મુંબઈ મ્યુનિસિપાલિટિના સભાસદ થઈ લોકસેવા કરી હતી. તેઓ વડી ધારાસભાના પહેલા હિંદી પ્રમુખ તરીકે ચુંટાયા હતા. તે પોતાના હોદ્દાનું રાજીનામું આપી અસહકારની ચળવળમાં ભળ્યા અને જેલમાં ગયા. ત્યાં તેમનું શરીર બગડ્યું. તેઓ દવા માટે

યુરોપમાં વિએના ગયા. ત્યાં મરણ પામ્યા. તેમના શબને હિંદમાં લાવી મુંબઈમાં અગ્નિ સંસ્કાર કર્યો. ઇ. સ. ૧૯૩૩ તેઓ નાતજાતના ભેદ સિવાય આખા દેશની સેવા કરતા.

**પહેલી ગોળમેજી પરિષદ**

આ સમયે વડા પ્રધાન રામ્સે મેકડોનલ્ડના પ્રમુખપણા નીચે લંડનમાં પહેલી ગોળમેજી પરિષદ ભરાઈ તેમાં મહાસભાએ ભાગ લીધો નહિ. પણ દેશના બીજા પક્ષના કેટલાક આગેવાનો ગયા હતા. આ પરિષદ કાંઈ ચોક્કસ નિર્ણય પર ન આવી.

**ગાંધી–અરવિન કરાર**

છેવટે વાઈસરોયે દિલ્હીમાં ગાંધીજી સાથે સમજુતિ કરી. તેને **ગાંધી–અરવિન કરાર** કહે છે. આ કરાર મુજબ (૧) કાયદા ભગની લડત મોકૂફ રહી. (૨) સરકારે રાજદ્વારી કેદીઓને છોડી મૂકયા. (૩) મહાસભાએ બીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવાનું ઠરાવ્યું. આ મુજબ કરાંચીની મહાસભાની બેઠકમાં મહાત્મા ગાંધીજીને બીજી ગોળમેજી પરિષદમાં મોકલવાનો ઠરાવ થયો. ઇ. સ. ૧૯૩૧.

**કેટલાક અગત્યના બનાવો**

૧. **હવાઈ વ્યવહાર:** ઇંગ્લાં અને હિંદ વચ્ચે પહેલવહેલો હવાઈ વ્યવહાર શરૂ થયો. ઇ. સ. ૧૯૨૯. તે મુજબ ઇંગ્લાંડથી કરાંચી ૭ દિવસમાં ટપાલ આવે છે.

૨. વડી ધારાસભાના પ્રમુખ વિઠ્ઠલભાઈની સૂચનાથી જુદું સેક્રેટરિઅટ બનાવવામાં આવ્યું.

૩. **બટલર કમિટિ:** આ કમિટિ હિંદનાં દેશી રાજ્યો સાથેના કરારો તપાસવા હિંદમાં આવી હતી. ઇ. સ. ૧૯૨૯.

૪. **બારડોલી સત્યાગ્રહ:** મુંબઇ ઇલાકામાં ચાલતી રૈયતવારી પદ્ધતિની આંકણી દર ૩૦ વરસે કરવામાં આવે છે. અને તે મુજબ નવી આંકણી થઈ. તેમાં બારડોલી તાલુકાના મહેસુલમાં ૩૦ ટકા જેટલો વધારો

થવાથી ત્યાંના લોકોએ નવું મહેસુલ ન ભરતાં સત્યાગ્રહ આદર્યો છેવટે માગણી ધ્યાનમાં લઈ એક તપાસ કમિટિ નીમવી પડી. ઇ. સ. ૧૯૨૮.

**૫. શારદા ઍક્ટ :** વડી ધારાસભાના સભ્ય હરબિલાસ શારદાએ બાળલગ્ન અટકાવવા શારદા ઍક્ટ પાસ કરાવ્યો. તેમાં ૧૪ વરસ પૂરાં ન થયાં હોય તેવી કન્યાનાં અને ૧૮ વરસ પુરાં ન થયાં હોય તેવા છોકરાના લગ્ન બાળલગ્ન ગણાય છે. અને તે બાબત કોઈ ફરિયાદ લાવે તો ગુન્હો કરનારને શિક્ષા થાય છે. આ કાયદો સમાજને બહુ જ લાભદાયક છે.

**પ્રજા સલામતીનો કાયદો:** બિનકેળવાયલા અજ્ઞાન માણસો હિંદુસ્તાનની બહારના દેશોમાં ચાલતી ચળવળથી દોરવાઈ જઈ ઘણી વખત રમખાણો અને હુલ્લરો કરે છે. તે અટકાવવા માટે વડી ધારાસભાએ **પબ્લિક સેફ્ટી બિલ** પસાર કર્યું છે.

## પ્રશ્નો

૧. લૉર્ડ અરવિનના સમયની દેશની સ્થિતિ કેવી હતી ?
૨. સાયમન કમિશન અને બટલર કમિટી સંબંધી તમે શું જાણો છો ?
૩. નીચેના બનાવો પર ટુંકી નોંધ લખો:
   ક. નહેરુ રિપોર્ટ. ખ. ગાંધી—અરવિન કરાર. ગ. બારડોલી સત્યાગ્રહ.
   ઘ. શારદા ઍક્ટ. ચ. પબ્લિક સેફ્ટી બિલ. છ. ધારાસભા ખાતું.

---

## લૉર્ડ વિલિંગ્ડન

લૉર્ડ અરવિન પછી હિંદના વાઈસરૉય તરીકે લૉર્ડ વિલિંગ્ડન આવ્યા. તે હિંદના પૂરા અનુભવી હતા. કારણ અગાઉ તેમણે મુંબઈના ગવર્નર તરીકે તથા મદ્રાસના ગવર્નર તરીકે કામ કરેલું હતું. વળી અહીં આવતાં પહેલાં તે કૅનેડાના ગવર્નર જનરલ હતા. તેમણે આવ્યા પછી

**બીજી ગોળમેજી પરિષદ**

લંડનમાં ભરાનારી બીજી ગોળમેજી પરિષદમાં મહાસભા તરફથી ગાંધીજીને મોકલ્યા. પણ આ પરિષદમાં મહાત્મા ગાંધી દેશના બીજા નેતાઓ સાથે

કોમી ચુકાદાના સંબંધમાં એકમતે નહિ થઈ શકવાથી પરિષદ છેવટના નિર્ણયો કરી શકી નહિ તથા કોમી ચુકાદાનું કામ વડા પ્રધાનને સોંપવું પડયું.



**લૉર્ડ વિલિંગ્ડન**

**બંગાળામાં અત્યાચારો**

જ્યારે ગોળમેજી પરિષદ ચાલતી હતી ત્યારે બંગાળામાં ક્રાંતિકારોએ ઘણા અત્યાચારો કર્યા. વળી ઉદ્દામ પક્ષના નેતા જવાહરલાલ નહેરુને તથા ખાન અબ્દુલ ગફારખાનને પણ જેલમાં પૂર્યા હતા. ગાંધીજીએ ઇંગ્લાંડથી આવી બંગાળાની પરિસ્થિતિ બાબત વાઈસરૉયની મુલાકાત માગી, પણ આપવામાં આવી નહિ.

**કાયદા ભંગની લડત શરૂ**

આથી ગાંધીજીએ ફરીથી કાયદા ભંગની લડત ઉપાડી. પણ આ વખતે તે પૂર જોશમાં ચાલી નહિ. કારણ પહેલાંથી જ સઘળા આગેવાનોને પકડીને જેલમાં પૂરી દીધા. ગાંધીજીને પણ પકડયા. કૉંગ્રેસની સઘળી સંસ્થાઓને ગેરકાયદેસર ઠરાવી જપ્ત કરી અને ઑર્ડિનન્સો કાઢી લડતને દબાવવાનો પ્રયત્ન કર્યો.

**પૂના કરાર અને કોમી ચુકાદો**

આ સમયે વડા પ્રધાને કોમી ચુકાદો જાહેર કરી અંત્યજોને જુદા મતદાર ગણ્યા તેથી ગાંધીજીએ ઉપવાસ આદર્યા અને અંત્યજોને ભેગા ગણવા દબાણ કર્યું. ગાંધીજીના મરણાંત ઉપવાસથી દેશ ખળભળ્યો. છેવટે પૂના કરારને વડા પ્રધાને બહાલી આપી કોમી ચુકાદો સુધાર્યો.

પછી ગાંધીજીએ હરિજનનો ઉદ્ધાર કરવાની ચળવળ આદરી તેમના ઉદ્ધાર માટે ફંડ એકઠું કર્યું. આ કામમાં સરકાર તરફથી તેમને સારી સહાનુભૂતિ છે.

**ત્રીજી ગોળમેજી પરિષદ**

અધુરી રહેલી ગોળમેજી પરિષદ લંડનમાં ત્રીજી વાર ભરવામાં આવી. તેમાં **શ્વેતપત્રની** યોજના કરવામાં આવી અને તે પર વિચાર કરવા પાર્લામેન્ટરી કમિટી નીમી. તેણે હિંદને આપવાના સુધારા નક્કી કર્યા.

**પાર્લામેન્ટરી બોર્ડ અને ધારાસભા**

કાયદાભંગની લડત ભાંગી પડવાથી દેશના આગેવાનોએ ધારાસભામાં દાખલ થવાનો કાર્યક્રમ નક્કી કર્યો. તે માટે તેઓએ પાર્લામેન્ટરી બોર્ડ સ્થાપી. મહાસભાએ આ બાબતમાં બહાલી આપવાથી વડી ધારાસભામાં કૉંગ્રેસ પક્ષ બહુમતીથી ચુંટાઈને દાખલ થયો. ત્યાં તેમણે કેટલાંક સુધારાના ઠરાવ જેવા કે મીઠાની જકાત તથા પોસ્ટકાર્ડોના દર ઘટાડવા બાબતના પસાર કરાવ્યા. પણ વાઇસરૉયે તે નામંજુર કર્યા.

**હિંદના ભયંકર ધરતીકંપો**

આ સમયે બિહાર પ્રાંતમાં ધરતીકંપનો જબરો આચકો લાગવાથી ભયંકર નુકશાન થયું તથા જાન માલની બહુ ખરાબી થઈ. ચાલુ સાલે કવેટામાં ધરતીકંપથી બહુ નુકસાન થયું. લગભગ ૩૦૦૦૦ માણસો દટાઈ ગયાં. બંને વખતે ના. વાઇસરૉયે ફંડ ઉઘાડી લોકોને રાહત મળે તે માટે બનતા ઉપાયો કર્યા. ઈ. સ. ૧૯૩૪

**ગવર્નમેન્ટ ઑફ ઇંડિઆ ઍક્ટ ઇ. સ. ૧૯૩૫**

પાર્લામેન્ટરી કમિટિએ નક્કી કરેલા સુધારા મુજબ હાલના રાજ્ય બંધારણનો કાયદો પાર્લામેન્ટે ઇ. સ. ૧૯૩૫ માં પાસ કર્યો તેને 'ગવર્નમેન્ટ ઑવ ઇંડિઆ ઍક્ટ' કહે છે આ કાયદાથી નીચે પ્રમાણે ફેરફારો થશે.

(૧) ફેડરલ (સમવાય કે સમૂહ) રાજ્યતંત્રઃ–બ્રિટિશ હિંદના પ્રજાકિય સભાસદો અને દેશી રાજાઓના પ્રતિનિધિઓની બનેલી ધારાસભાએ ઘડેલા કાયદા પ્રમાણે રાજ્યતંત્ર ચાલે તે ફેડરલ રાજ્યતંત્ર કહેવાશે.

(૨) પ્રાંતિક સ્વરાજ્યઃ–કેટલીક બાબતોમાં પ્રાંતોને સ્વતંત્રતા આપવામાં આવી છે. તેને પ્રાંતિક સ્વરાજ્ય કહે છે.

(૩) ખાસ સત્તાઓઃ—અગત્યના પ્રસંગોએ ગવર્નર જનરલ અને ગવર્નરો ધારાસભાઓએ પસાર કરેલા ખરડા નામંજુર કરી શકે છે અને વિકટ પરિસ્થિતિ ઉભી થાય તો ધારાસભાઓ બરખાસ્ત કરી સલાહકાર કમીટી નીમી સ્વતંત્ર રાજ્ય કારભાર ચલાવી શકે. આ સત્તાઓને ખાસ સત્તાઓ કહેવાય.

**શહેનશાહનો રૌપ્ય મહોત્સવ**

શહેનશાહને રાજ્ય કરતાં ૨૫ વરસ પુરાં થવાથી રૌપ્ય મહોત્સવ (સિલ્વર જ્યુબીલી) ઘણી ધામધુમથી ઉજવી હિંદી પ્રજાએ પોતાની વફાદારી બતાવી હતી.

**પંચમ જ્યોર્જનો સ્વર્ગવાસ**

ઇ. સ. ૧૯૩૬માં શહેનશાહ પંચમ જ્યોર્જ સ્વર્ગવાસી થયા. તેમના મરણ પછી તેમના પુત્ર આઠમા એડવર્ડ ગાદી પર આવ્યા.

## પ્રશ્નો

૧. લૉર્ડ વિલિંગ્ટનને આ સમયે હિંદમાં વાઈસરૉય તરીકે મોકલવાનું કારણ શું?
૨. તેણે હિંદમાં આવીને કઇ જાતની નીતિ અખત્યાર કરી?
૩. તે હિંદમાં આવ્યા ત્યારની અને ગયા ત્યારની રાજકીય પરિસ્થિતિ સમજાવો.
૪. તેમને તમે હિંદ માટે કઈ પંકતીના વાઈસરૉયમાં મુકાશો?
૫. ગોળમેજી પરીષદ એટલે શું? હિંદને અને લંડનની ગોળમેજી પરીષદોને શો સંબંધ?
૬. કોંગ્રેસપક્ષ અસહકાર કરે તેથી વધારે ફાયદો કે સરકાર સાથે સહકાર કરે તેથી ફાયદો? કયે રસ્તે હિંદનું વધારે ભલું થવા સંભવ છે.

---

## શહેનશાહ આઠમા એડવર્ડનો અમલ

[ઈ. સ. ૧૯૩૬.]

તેમને રાજકારભારનો સારો અનુભવ મળ્યો હતો. અને પોતાની જાહેર કારકિર્દીથી સઘળી પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો હતો. તેઓ અવિવાહિત હતા.

તેમણે ગાદીએ બેઠા પછી એક સાધારણ કુટુંબની ખૂબસુરત અમેરિકન બાનુ મીસીસ સીમ્પસન સાથે લગ્ન કરવાની ઇચ્છા જણાવી. એ બાબતમાં પ્રધાનમંડળે વાંધો ઉઠાવ્યો. શહેનશાહને સીમ્પસનના સહકાર વિના પોતાની ફરજો અદા કરવાનું કાર્ય અશકય જણાયું. પરિણામે સામ્રાજ્યની એકયતા સાચવવા અને પોતાના નાનાભાઈ ડયુક ઑાવ યોર્કની તરફેણમાં ગાદી ત્યાગ કર્યો. ઈ. સ. ૧૯૩૬.

એક સ્ત્રી સાથેના પ્રેમની ખાતર દુનિયાનું મહાન રાજ્ય તજી દેનાર આઠમા એડવર્ડ જેવો રાજા દુનિયાના ઇતિહાસમાં ભાગ્યેજ હશે. ગાદી–ત્યાગ પછી તેઓ વિન્ડસર નામ ધારણ કરી પ્રવાસે ચાલ્યા ગયા પરંતુ તેમના ભાઈ છઠ્ઠા જ્યોર્જે તેમને ડયુક ઑાવ વિન્ડસરનો ખિતાબ આપ્યો.

## શહેનશાહ છઠ્ઠા જ્યોર્જનો અમલ

[ઈ. સ. ૧૯૩૬ થી ચાલુ]



આઠમા એડવર્ડ પછી તેમના નાનાભાઈ ડયુક ઑાવ યોર્ક છઠ્ઠા જ્યોર્જ નામ ધારણ કરી ગાદીએ બેઠા. તેઓ શાંત અને માયાળુ છે. તેમણે નૌકા-સૈન્યની તાલીમ લીધી છે.

મહારાણી ઈલિઝાબેથ અમીર કુટુંબનાં અને માયાળુ છે તો પણ સામાન્ય પ્રજાજીવનના જાણકાર છે.

શહેનશાહ છઠ્ઠા જ્યોર્જની તાજ-પોષીની ક્રીયા લંડનમાં ઇ. સ. ૧૯૩૭માં ધામધુમથી કરવામાં આવી.

## લોર્ડ લિન્લિથગો

[ઇ. સ. ૧૯૩૬થી ઇ. સ. ૧૯૪૧]

તેમણે ખેતીવાડીની સ્થિતિ સુધારવા

અને ઢોરની ઓલાદ સુધારવાની યોજના કરી.

શહેનશાહ આઠમા એડવર્ડે સીમ્પસન સાથે લગ્ન કરવા બાબતમાં પ્રધાનમંડળ સાથે મતભેદ પડવાથી સામ્રાજ્યની ઐકયતા સાચવવા ગાદી ત્યાગ કર્યો ઇ. સ. ૧૯૩૬.

વિધવાઓની પરિસ્થિતિ ધ્યાનમાં લઈ ડો. દેશમુખે વિધવાઓને મિલ્કતમાં ભાગ મળે તેવો વારસી હક્કનો કાયદો પાસ કરાવ્યો ઇ. સ. ૧૯૩૭.

**પ્રાંતિક સ્વરાજ્ય ૧૯૩૭**

નવા રાજબંધારણનો કાયદો ઇ. સ. ૧૯૩૫માં પાસ થયો તેમાં મહાસભાનો વિરોધ તેમજ દેશી રાજ્યો નહિ જોડાવાથી સંપૂર્ણ અમલ થઈ શકયો નથી. પણ પ્રાંતોમં પ્રાંતિક સ્વરાજ્યનો અમલ ઇ. સ. ૧૯૩૭થી કરવામાં આવ્યો છે. પ્રાંતિક ધારાસભાઓમાં મહાસભાની બહુમતી થઈ એટલે મહાસભાએ ગવર્નરો પાસે ખાત્રી માગી કે "પોતાને મળેલી ખાસ સત્તાનો ઉપયોગ ન કરો તો પ્રધાનમંડળ રચીએ" પણ ખાત્રી મળી નહિ એટલે પ્રધાનમંડળ રચાયાં નહિ. ગવર્નરોએ વચગાળાનાં પ્રધાનમંડળો રચી વહીવટ ચલાવ્યો પણ તેમાં કેટલીક મુશ્કેલીઓ પડવાથી સરકારે જાહેર કર્યું કે "ગવર્નરો પોતાની સત્તાનો જરૂર સિવાય ઉપયોગ કરશે નહિ" એટલે મહાસભા પક્ષનાં પ્રધાનમંડળો રચાયાં. અગિયાર પ્રાંતો પૈકી સાત પ્રાંતોમાં આમ કોંગ્રેસ પ્રધાનમંડળનો વહીવટ ચાલુ થયો.

**સુધારા**

મહાસભાવાદી પ્રધાનોએ નીચે મુજબ સુધારા કર્યા. (૧) દારૂબંધીની યોજના કરી. (૨) શાળાઓમાં હરિજનોને દાખલ કરવાના પ્રયત્ન કર્યા. (૩) રાજદ્વારી કેદીઓને છોડી મૂકયા (૪) સત્યાગ્રહમાં ખેડૂતોએ ગુમાવેલી જમીનો પાછી અપાવી (૫) વર્તમાનપત્રો પરનો અંકુશ દૂર કર્યો. (૬) ગ્રામ્ય ઉદ્યોગો ખીલવવાની અને નિરક્ષરતા ટાળવાની યોજના કરી. (૭) ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવા ઋણ રાહત બિલ પાસ કર્યા. (૮) લાંચરુશ્વત અટકાવવાની યોજના કરી (૯) કેળવણીમાં સુધારો કરવા વર્ધાયોજના નક્કી કરી.

**યુરોપમાં મહાન યુદ્ધ ઇ. સ. ૧૯૩૯** જર્મનિના સરમુખત્યાર હિટલરની જર્મન સામ્રાજ્યની ઇચ્છાથી ઓસ્ટ્રીઆ, સુડેટનલેન્ડ, ઝેકોસ્લાવેકિયા અને મેમલ તેણે કબજે કર્યાં હતાં. પછી તેણે રશિઆ સાથે અનાક્રમણના કરાર કરી પોલાંડ પર ચડાઈ કરી તે જીત્યું. અને જર્મનિ તથા રશિઆએ પોલાંડ વહેંચી લીધું. ઇંગ્લાંડે આ સામે વાંધો ઉઠાવી લડાઈ જાહેર કરી. જર્મનિએ માન્યું નહિ અને ડેન્માર્ક, નોર્વે, લક્સેમ્બર્ગ, હોલેન્ડ અને બેલજીઅમ જીતી ફ્રાન્સ પર ચડાઈ કરી. આ સમયે ઇટાલી પણ જર્મનિના પક્ષમાં જોડાયું. ફ્રાન્સ હાર્યું. અને સુલેહ કરી. પછી ઇંગ્લાંડ પર ચડાઈ કરી તેમાં જર્મનિ ફાવ્યું નહિ. ઇટાલીએ ગ્રીસ પર ચડાઈ કરી તેમાં પણ તે ફાવ્યું નહિ. હાલમાં જર્મનિએ રૂમાનિયા અને બલ્ગેરીયા કબજે કરી ગ્રીસ અને યુગોસ્લાવિયા પર ચડાઈ કરી છે. લડાઈ હજુ ચાલુ છે.

**પ્રધાનોનાં રાજીનામાં** યુરોપમાં લડાઈ શરુ થઈ તેમાં પ્રધાન મંડળોને પૂછ્યા સિવાય વાઇસરૉયે હિંદને લડાઈમાં ઉતરેલું જાહેર કર્યું. તે બાબતમાં મતભેદ પડવાથી પ્રધાનોએ રાજીનામાં આપ્યાં. હાલમાં ગવર્નરો સલાહકાર કમિટિ નીમી વહીવટ ચલાવે છે.

## પ્રશ્નો

૧. આઠમા એડવર્ડે શા માટે ગાદી ત્યાગ કર્યો ?
૨. મહાસભાવાદી પ્રધાનોએ કયા કયા સુધારા કર્યા ?
૩. યુરોપમાં મહાયુદ્ધની શરૂઆત થઈ અને યુદ્ધનું ટૂંકમાં વર્ણન કરો.
૪ મહાસભાના પ્રધાનોનાં રાજીનામા વિષે શું જાણો છો ?



# ઇંગ્લાંડના રાજ્યકર્તાઓના અમલની સમાલોચના

## [ ઈ. સ. ૧૮૫૮ થી ઇ. સ. ૧૯૩૫ ]

હિંદનું રાજ્ય મહારાણી સરકારે હાથમાં લીધું ત્યારથી ધીમે ધીમે પ્રગતિ થઈ અને વખતો વખત થએલા કાયદાઓથી અત્યારનું હિંદનું રાજ્યબંધારણ ઘડાયું છે. તે કાયદાઓ ક્યારે થયા અને તેથી શા શા ફેરફારો થયા તે આપણે જોઈએ.

૧. ઈ. સ. ૧૮૬૧માં ઇન્ડિયા કાઉન્સિલ ઍકટથી પ્રાંતિક ધારાસભાઓ સ્થપાઈ તેમજ મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં હાઈ કોર્ટો સ્થપાઈ. ઈ. સ. ૧૮૬૬માં અલાહાબાદમાં હાઈ કોર્ટ સ્થપાઈ.

૨. ઇ. સ. ૧૮૯૫માં ઇન્ડિયા કાઉન્સિલ ઍકટથી ધારાસભાઓ વિસ્તૃત કરી. તેમાં સભ્યોની ચુંટણીનો નિયમ પહેલીવાર દાખલ કર્યો. વળી મ્યુનિસિપાલિટિઓ અને બીજી સાર્વજનિક સંસ્થાઓને ધારાસભામાં પ્રતિનિધિ મોકલવાના હક્ક આપ્યા.

૬. ઇ. સ. ૧૯૦૯માં મોર્લી-મિન્ટો સુધારાથી વાઇસરૉય અને મુંબઈ મદ્રાસ તથા બંગાળાના ગવર્નરની કાઉન્સિલમાં એક એક દેશી સભાસદ નીમાયો. ધારાસભામાં પ્રજાકીય મેમ્બરો વધાર્યા તથા તેમને પ્રશ્નો પુછવાના અને ચર્ચા કરવાના હક્ક મળ્યા.

૭. ઈ. સ. ૧૯૧૯ના મૉન્ટફર્ડ સુધારાથી હિંદનાં રાજ્યબંધારણમાં મહત્વના ફેરફારો થયા છે તે તમે જાણો છો. તે મુજબ હાલનું હિંદનું રાજ્યતંત્ર ચાલે છે.

૮. ઇ. સ. ૧૯૩૫માં પાર્લામેન્ટે હિંદ માટે નવું રાજ્યબંધારણ પસાર કર્યું છે.

અંગ્રેજી અમલથી હિંદને શા શા લાભો થયા છે, તે હવે જોઈએ :

**બ્રિટિશ રાજ્યથી હિંદને થએલા લાભો**

(૧) આખું હિંદ એક છત્ર તળે આવવાથી સરખો ન્યાય, સરખા કાયદા, જાનમાલની સલામતી, વ્યાપારની છૂટ વગેરેને લીધે હિંદમાં ઐકયની ભાવના જાગી છે. (૨) અંગ્રેજી કેળવણીના

પ્રચારથી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનું એકીકરણ થવાથી રાષ્ટ્રીય ભાવના જાગ્રત થઈ તે. (૩) હિંદનો પરદેશ જોડે સંબંધ તથા વેપાર ઘણો વધવાથી પરદેશથી પૈસો ખેંચાઈને હિંદમાં આવ્યો છે. તેથી એકંદર લોકો સુખી છે. (૪) રેલવે, તાર વગેરે દાખલ થવાથી અગાઉનાં દુકાળ જેવાં સંકટો સામે લડવાને લોકો તથા સરકાર શક્તિ ધરાવે છે. (૫) દેશની ખીલવણી માટે નહેરો, રસ્તાઓ, વ્યવહારના માર્ગો વગેરે થવાથી લોકોની સગવડો વધી છે. અને તેથી દેશની ખીલવણી થઈ છે. (૬) નવી જાતના હુન્નર ઉદ્યોગો દાખલ થયા છે. અને ઘણી ચીજો કે જેને માટે હિંદને પરદેશ પર આધાર રાખવો પડતો હતો તે દેશમાં બનવા લાગી તે (૭) દેશ પરદેશમાં હિંદનો મોભો વધ્યો છે. વિગેરે.

**હિંદથી બ્રિટનને લાભ** બ્રિટનની હિંદને લીધે આખી દુનિયામાં પ્રતિષ્ઠા વધી છે. ૩૬ કરોડની હિંદી પ્રજા પર મુઠ્ઠીભર માણસોથી બ્રિટન રાજ્ય ચલાવે છે. તેથી તેમની કાર્ય કુશળતા આખી પૃથ્વીમાં વખણાય છે. હિંદનો કાચો માલ ખરીદીને ત્યાં પાકો માલ વેચવાનું મોટું ક્ષેત્ર મળ્યું છે. તેથી બ્રિટનની આબાદી વધી છે, તથા તે ઘણું ધનાઢ્ય અને આખી પૃથ્વીના વ્યાપારમાં અગ્રેસર થયું છે.

## પ્રશ્નો

૧. બ્રિટિશ અમલ નીચે હિંદનો વહીવટ આવ્યા પછી કયા કયા મહત્વના ફેરફારો થયા છે?

૨. બ્રિટનને લીધે હિંદને શા લાભ થયા છે? હિંદને લીધે બ્રિટનને કયા લાભ થયા છે?

૩. અંગ્રેજી અમલ દરમિયાન આપણા દેશની પ્રગતિની ટૂંક નોંધ ઘડો.

૪. આપણા દેશને પ્રગતિને પંથે ચડાવનાર બ્રિટનની સહાનુભૂતિ આપણને વિશેષ ઉપયોગી છે કે બીજા પારકા દેશોના ચળવળોના દાખલા?

૫. સ્વરાજ્ય ચલાવવા માટેની લાયકાત એટલે શું? આપણામાં તે લાયકાત કેવી છે? તે કારણો સાથે કહો.

# અગત્યની તવારીખ

| સમય | બનાવ |
|---|---|
| ઇ. સ. ૧૮૫૮ | મહારાણી વિક્ટોરિયાનો અમલ શરુ તથા તેમનો ઢંઢેરો. |
| ,, ૧૮૬૨–૬૫ | બળવાની શાંતિ. રેલ્વે, તાર, દવાખાનાં અને નિશાળોની વૃદ્ધિ. |
| ,, ૧૮૬૬ | અયોધ્યા અને ઓરિસ્સામાં દુકાળ. |
| ,, ૧૮૭૨ | લૉર્ડ મેયોનું આંદામાનમાં ખૂન. |
| ,, ૧૮૭૫ | વડોદરાના મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ. |
| ,, ૧૯૭૭ | હિંદી દરબાર. મહારાણી વિકટોરિયા કૈસરે હિંદ થયાં. |
| ,, ૧૮૮૩ | સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પસાર. |
| ,, ૧૮૮૫ | હિંદની રાષ્ટ્રીય મહાસભાની પહેલી બેઠક મુંબઇમાં મળી. |
| ,, ૧૮૮૬ | મહારાણી વિકટોરિયાનો સુવર્ણ મહોત્સવ. ગ્વાલિયર સિંધિયાને પાછું મળ્યું. |
| ,, ૧૮૯૨ | ઇન્ડિયન કાઉન્સિલ ઍક્ટથી ધારાસભાઓમાં ચુંટણીથી સભાસદો મોકલવાની શરુઆત. |
| ,, ૧૮૯૬ | મુંબઇમાં મરકીની શરુઆત. |
| ,, ૧૯૦૦ | ગૂજરાત અને મુંબઇ ઇલાકામાં ભયંકર છપ્પનીઆનો દુકાળ. |
| ,, ૧૯૦૧ | મહારાણી વિકટોરિયાનો સ્વર્ગવાસ. |
| ,, ૧૯૦૩ | શહેનશાહ સાતમા એડવર્ડના રાજ્યાભિષેકનો હિંદમાં દરબાર. |
| ,, ૧૯૦૫ | બંગાળાના ભાગલા. પ્રિન્સ ઑવ વેલ્સની પધરામણી. |
| ,, ૧૯૦૯ | મિન્ટો–મોર્લી સુધારા. |
| ,, ૧૯૧૦ | શહેનશાહ સાતમા એડવર્ડનું અવસાન. |
| ,, ૧૯૧૧ | દિલ્હીમાં પંચમ જ્યૉર્જના રાજ્યાભિષેકનો દરબાર. બંગાળાના ભાગલા રદ. |
| ,, ૧૯૧૪ | યૂરોપમાં મહા યુદ્ધ. |
| ,, ૧૯૧૮ | મહા યુદ્ધનો અંત. |

| સમય | બનાવ |
|---|---|
| ,, ૧૯૧૯ | રાલેટ ઍક્ટ, મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા. |
| ,, ૧૯૨૧ | નરેંદ્ર મંડળની સ્થાપના. |
| ,, ૧૯૨૫ | ધારાસભામાં સ્વરાજ્ય પક્ષના વિઠ્ઠલભાઈ પટેલ વડીધારાસભાના પ્રમુખ ચુંટાયા. |
| ,, ૧૯૩૦ | સવિનય કાયદા ભંગની ચળવળ શરુ. લંડનમાં ગોળમેજી પરિષદની પહેલી બેઠક. |
| ,, ૧૯૩૧ | બીજી ગોળમેજી પરિષદમાં મહાસભાના પ્રતિનિધ તરીકે ગાંધીજી ગયા. |
| ,, ૧૯૩૨ | ગોળમેજી પરિષદની ત્રીજી બેઠક. અસહકારની લડત ફ્રરીથી શરૂ. |
| ,, ૧૯૩૪ | બિહારમાં ભયંકર ધરતીકંપ. |
| ,, ૧૯૩૫ | હિંદુસ્તાનના નવા બંધારણુનો કાયદો પાર્લમેંટમાં પસાર. કવેટામાં ધરતીકંપ. |
| ,, ૧૯૩૬ | આઠમા એડવર્ડનો ગાદી ત્યાગ. |
| ,, ૧૯૩૭ | પ્રાંતિક સ્વરાજ્યની શરૂઆત. |
| ,, ૧૯૩૯ | યૂરોપમાં મહાન યુદ્ધની શરૂઆત. |

# હિંદનું રાજ્ય બંધારણ

## ઈંગ્લાંડમાં હિંદી રાજ્યતંત્ર

**રાજા અને પાર્લામેન્ટ**

બ્રિટિશ સામ્રાજ્યનો રાજ્ય વહીવટ રાજા અને પાર્લામેન્ટ ચલાવે છે. પાર્લામેન્ટના બે ભાગ છે. (૧) હાઉસ ઑવ્ લૉર્ડ્ઝ (ઉમરાવોની સભા) (૨) હાઉસ ઑવ્ કૉમન્સ (આમની સભા). કોઈપણ ધારો ઉપરની બે સભાઓ પસાર કરે અને પછી રાજા સહી કરે ત્યારે જ કાયદા તરીકે ગણાય છે.

**હિંદી પ્રધાન**

ઈંગ્લાંડના રાજા હિંદના શહેનશાહ કહેવાય છે. હાલમાં આપણા શહેનશાહ છઠ્ઠા જ્યૉર્જ છે. હિંદના રાજ્ય વહીવટનું કામ શહેનશાહ અને પાર્લામેન્ટ કરે છે. હિંદના કામકાજ માટે એક પ્રધાન હોય છે, તેને હિંદી પ્રધાન કહે છે. હિંદી પ્રધાન પાલામેન્ટને સંપૂર્ણ જવાબદાર રહે છે. હિંદના કારભારનો ખુલાસો તેને પાર્લામેન્ટ સમક્ષ કરવો પડે છે.

**હિંદી પ્રધાનની કાઉન્સિલ**

હિંદી પ્રધાનને સલાહ આપવા આઠ સભ્યોની કાઉન્સિલ નીમવામાં આવી છે. તેને હિંદી પ્રધાનમંડળ કહે છે. હિંદી પ્રધાન ઘણે ભાગે મંડળની સલાહ પ્રમાણે વર્તે છે. તેમની ઑફિસને **ઇન્ડિયા ઑફિસ** કહે છે. તેનું ખર્ચ ઈંગ્લાંડની તિજોરીમાંથી અપાય છે. તેની સત્તા નીચે મુજબ છે:

**હિંદી પ્રધાનની સત્તા**

(૧) હિંદના વાઈસરૉય તેમજ બીજા સઘળા સનંદી અમલદારો પર તેની સત્તા ચાલે છે. (૨) હિંદી સરકાર સઘળો પત્રવ્યવહાર તેની ઉપર કરે છે. (૩) મોટા પગારની જગાઓ કાઢવી સનંદી નોકરોના પગારો વધારવા કે ઘટાડવા તથા હિંદે લડાઈમાં ઉતરવું કે નહિ તેની સઘળી સત્તા તેના હાથમાં છે.

ઈ. સ. ૧૯૧૯ના કાયદા મુજબ ઇંગ્લાંડમાં હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે પાંચ વરસને માટે વાઇસરૉય એક અમલદાર નીમે છે. તેને હાઇ કમિશ્નર કહે છે. તે હિંદી સરકારના એજન્ટ તરીકે આડત બાંધવાનું, હિંદના વેપાર પર દેખરેખ રાખવાનું, તથા ઇંગ્લાંડમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓ પર દેખરેખ રાખવાનું કામ કરે છે.

**હાઈ કમિશ્નર ફૉર ઇન્ડિયા**

### પ્રશ્નો

૧. ઈંગ્લાંડના રાજાને હિંદ માટે શી શી સત્તાઓ છે?
૨. પાર્લામેન્ટને કેટલી સત્તા છે? તેને જવાબદાર અમલદાર કોણ છે?
૩. હિંદી પ્રધાનની સત્તાઓ અને ફરજો શી છે તે લખો.
૪. ઇન્ડિયા ઑફિસ અને હાઈ કમિશ્નર એટલે શું?

## ૨. હિંદી સરકાર

શહેનશાહની વતી હિંદનું રાજ્યતંત્ર ચલાવવા માટે તેમનો પ્રતિનિધિ નીમવામાં આવે છે. તેને વાઇસરૉય કહે છે. નામદાર શહેનશાહ ઈંગ્લાંડના વડા પ્રધાનની સૂચનાથી તેની નીમણૂક કરે છે.

**વાઇસરૉય**

તે આખા બ્રિટિશ હિંદનો અને રક્ષિત રાજ્યોનો ઉપરી છે. પ્રાંતિક ગવર્નરો તેના તાબામાં છે, તેથી તે ગવર્નર જનરલ કહેવાય છે. (૧) તે હિંદનો પરદેશ સાથે સંબંધ સાચવે છે. (૨) દેશી રાજ્યો પર દેખરેખ રાખે છે. (૩) હિંદની ધારાસભાએ પસાર કરેલા ખરડા નામંજુર કરી શકે છે, અગર ધારાસભાએ નામંજુર કરેલા ખર્ચની રકમને મંજુર કરી શકે છે. (૫) ગુન્હેગારોને માફી આપી શકે છે.

**ગવર્નર જનરલ અને વાઇસરૉય તેની સત્તા**

ગવર્નર જનરલને મદદ કરવા દસ પ્રધાનોનું કારોબારી મંડળ છે. કારોબારી સભા અને ગવર્નર જનરલ મળીને જે સભા બને છે તેને હિંદી સરકાર, વડી સરકાર કે મધ્યસ્થ સરકાર કહે છે.

**કારોબારી ખાતાં** હિંદના રાજ્યકારભાર માટે મુખ્ય ૮ ખાતાં પાડેલ છે. તે કારોબારી સભ્યોમાં વહેંચાએલાં છે. (૧) રાજકીય અને પરદેશ ખાતું ખુદ વાઈસરૉયના હાથમાં છે. (૨) લશ્કરી ખાતું હિંદના વડા સેનાપતિ સંભાળે છે. (૩) સ્વદેશ ખાતું. (૪) નાણાં ખાતું. (૫) રેલવે, વ્યાપાર અને ધર્મ વિષયક ખાતું. (૬) ધારાખાતું. (૭) કેળવણી ખાતું તથા જાહેર તંદુરસ્તીને લગતું ખાતું. અને (૮) ઉદ્યોગ અને મજુર વર્ગને લગતું ખાતું.

**ધારાસભાઓ** વાઇસિરૉયને મદદ કરવા માટે બે ધારાસભા છે. (૧) કાઉન્સિલ ઑવ્ સ્ટેટ એટલે રાજસભા અને (૨) ફેડરલ એસેમ્બલી એટલે ધારાસભા છે. રાજસામા ૧૫૦ સભાસદો છે. તે બધા ચુંટાયેલા છે. આ સભાના પ્રમુખની ચુંટણી સભા કરે છે. આ સભા કાયમની છે. તેમાંથી $\frac{1}{3}$ સભાસદો ત્રણ વર્ષની આખરે રદ થાય છે અને તેમની જગાએ નવા ચુંટાય છે. એક સભાસદ ફરીથી ચુંટાયા વિના ૯ વર્ષ સભાસદ તરીકે રહી શકે છે. ધારાસભામાં ૨૫૦ સભાસદો છે. તેમાં પણ ચુંટાયેલા સભાસદો હોય છે. તેના સભાસદોની પાંચ વર્ષે નવી ચુંટણી થાય છે.

**ધારાસભાનું કામ** (૧) ધારાસભામાં નવા કાયદા ઘડાય છે. (૨) ધારાસભાના સભ્યો મહત્વના પ્રશ્નોની ચર્ચા કરી હિંદી વહીવટ પર અંકુશ રાખે છે. (૩) સવાલો પૂછી બાતમી મેળવી શકે છે. તેમ છતાં તેમને પરદેશીય સંબંધમાં દેશી રાજાઓના સંબંધમાં તથા કોર્ટમાં ચાલતા કેસો સંબંધી સવાલો પૂછવાની સત્તા નથી.

## ફેડરલ રાજ્યતંત્ર

ઇંગ્લાંડની પાર્લામેન્ટે હિંદનાં નવાં રાજ્યબંધારણનો ખરડો પાસ કર્યો. **ઈ. સ. ૧૯૩૫.**

**બ્રિટિશ હિંદના પ્રજાકીય સભાસદો અને હિંદના દેશી રાજાઓના પ્રતિનિધિઓની બનેલી ધારાસભાએ ઘડેલા કાયદા**

**ફેડરલ રાજ્યતંત્ર** પ્રમાણે હિંદનું રાજ્યતંત્ર ચાલે, તે ફેડરલ (સમવાયી કે સમૂહ) રાજ્યતંત્ર કહેવાશે. આ રાજ્યતંત્રનો અમલ ચલાવતા રાજાઓની સંમતિ મળશે ત્યારે જ અમલમાં મૂકાશે. જે રાજ્ય ફેડરેશનમાં જોડાયા તે રાજ્યનો પોતાનિ રૈયત પર કાબુ સાર્વભૌમ રહેશે. પણ દરેક રાજ્ય અમુક બાબતોમાં બ્રિટિશ હિંદ જેવા કાયદાઓનો અમલ કરવાનું નક્કી કરશે. તે બાબતોમાં તે રાજ્યની પ્રજાને બ્રિટિશ હિંદના અમલ માટે ફેડરલ રાજ્યતંત્રની સત્તા રહેશે. એક વખત જે બાબતો રાજ્યોએ ફેડરલ રાજ્યતંત્રને સોંપી હશે તે બાબતોમાંથી એક પણ તેઓ પાછી ખેંચી શકશે નહિ; પણ તેમાં બીજી બાબતો વધારવાની હશે ત્યારે તે વધારવા દેવામાં આવશે.

(૧) મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંતો, બિહાર અને આસામમાં બે ધારાસભાઓ (૧) લેજીસ્લેટિવ કાઉન્સિલ અને (૨) લેજીસ્લેટિવ ઍસેમ્બલી બનાવવામાં આવી છે. બાકીના મોટા પ્રાંતોમાં એકજ ધારાસભા (ઍસેમ્બલી છે.)

(૨) પ્રાંતોમાં અગાઉ ચાલતી દ્વી મુખી સત્તાઓ કાઢી નાખી તેનો વહીવટ ધારાસભાએ પસંદ કરેલા પ્રધાનોને સોંપાયો છે.

(૩) વડી ધારાસભાના સભ્યોની ચુંટણી પ્રાંતિક ધારાસભામાં ચુંટાએલા સભ્યો કરે છે.

(૪) બ્રહ્મદેશને હિંદથી અને અલગ કરવામાં આવ્યો છે અને સિંધ તથા ઓરિસ્સાના જુદા પ્રાંતો બનાવી ત્યાં હાલની માફક ધારાસભા સ્થાપવામાં આવી છે.

(૫) એડનનો વહીવટ ઇંગ્લાંડની સરકારને સોંપ્યો છે.

(૬) ગવર્નર જનરલ અને ગવર્નરને અસાધારણ સત્તાઓ અપાઈ છે. જેથી તેઓ ધારાસભાએ પસાર કરેલા ખરડાઓને અમુક સંજોગોમાં નામંજૂર કરી શકે છે અને વિકટ પરિસ્થિતિ ઉભી થાય તો ધારાસભાઓ બરખાસ્ત કરીને સ્વતંત્ર રાજ્ય ચલાવવાની તેઓને સત્તા આપવામાં આવી છે.

## પ્રશ્નો.

૧. હિંદી સરકાર એટલે શું? ગવર્નર જનરલ અને વાઈસરૉયમાં શો ફેર?
૨. વાઇસરૉયની કઈ સત્તાઓ છે? ગવર્નર જનરલ-ઇન-કાઉન્સિલ એટલે શું?
૩. કારોબારી ખાતાં કેટલાં છે? ગવર્નર જનરલને હસ્તક શું કામ છે?
૪. ધારાસભામાં કેટલા ભાગ છે? ધારાસભા શું શું કામ કરી શકે છે?
૫. ફેડરલ રાજ્યતંત્ર એટલે શું? તે અમલમાં આવે તો ક્યા ફેરફારો થાય?
૬. પ્રાંતિક રાજ્ય પધ્ધતિમાં શું ફેરફારો છે?

---

## ૩. પ્રાંતિક સ્વરાજ્ય વ્યવસ્થા

**પ્રાંતિક વિભાગો**

બ્રિટિશ હિંદનો રાજ્ય વહીવટ ચલાવવા માટે ૧૭ વિભાગો કરેલા છે. તેમાં ૧૧ મોટા એટલે ગવર્નરના તાબાના અને ૬ નાના એટલે ચીફ કમિશ્નરના તાબાના છે. (૧) મુંબઇ. (૨) મદ્રાસ. (૩) બંગાળા. (૪) આસામ. (૫) સિંધ. (૬) આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો. (૭) પંજાબ. (૮) મધ્ય પ્રાંત અને વરાડ (૯) બિહાર. (૧૦) ઓરિસ્સા (૧૧) વાયવ્ય સરહદનો પ્રાંત. આ અગિઆર વિભાગો ગવર્નરની સત્તા નીચે છે. અને (૧) અજમેર-મ્હેરવાડા. (૨) બ્રિટિશ બલુચિસ્તાન. (૩) કુર્ગ. (૪) આંદામાન અને નિકોબાર. (૫) દિલ્હી પ્રાંત અને (૬) પંથ પીપલોદા, એ ચીફ કમિશ્નરના તાબામાં છે.

પહેલાં સિંધ મુંબઈ ઇલાકાનો ભાગ હતો અને ઓરિસ્સા બિહારનો ભાગ હતો. પણ નવા સુધારા મુજબ સિંધ અને ઓરિસ્સાને જુદા પ્રાંતો બનાવી ગવર્નરની સત્તા નીચે મૂકવામાં આવ્યા છે. બ્રહ્મદેશને હિંદથી અલગ પાડેલ છે.

**ગવર્નર**

ગવર્નરોની નીમણુંક હિંદી વજીરની સલાહથી નામદાર શહેનશાહ કરે છે. તેમાં મુંબઈ, મદ્રાસ અને બંગાળામાં તો અનુભવી, બાહોશ અને રાજનીતિજ્ઞ અમીર કુટુંબના માણસોને નીમવામાં આવે છે. તેઓ હિંદી પ્રધાન જોડે તથા ખુદ શહેનશાહ જોડે પરભાર્યો પત્રવ્યવહાર કરી શકે છે. ગવર્નરના હોદ્દાની મુદત પાંચ વરસની છે. દરેકને વાર્ષિક પગારો મળે છે.

**ગવર્નરની સત્તા** ગવર્નરને ઘણી સત્તાઓ મળેલી છે. (૧) તે ચુંટાએલા સભ્યને પ્રધાન તરીકે નીમી શકે છે. (૨) ધારાસભામાં પાસ થએલા ખરડાને નામંજુર કરી શકે છે. (૩) ધારાસભાની મંજુરી સિવાય કર નાખી શકે છે. (૪) તેને અયોગ્ય લાગતા ઠરાવની ચર્ચા અટકાવી શકે તે. (૫) ધારાસભા બોલાવવી, મુલ્તવી રાખવી, બરખાસ્ત કરવી કે મુદત વધારવી તે સત્તા તેના હાથમાં છે. તેમજ જરૂર પડે તો ધારાસભાઓને બરખાસ્ત કરીને સ્વતંત્ર સત્તાથી રાજ્ય ચલાવવાની સત્તા પણ તેમને આપવામાં આવી છે.

**કારોબારી સભા** ગવર્નર તેમણે નીમેલા પ્રધાનો સાથે મળીને રાજ્ય વહીવટ કરે છે. તે અને કારોબારી સભા મળી ગવર્નર–ઇન–કાઉન્સિલ અથવા પ્રાંતિક સરકાર કહેવાય છે.

મુંબઈ ઇલાકાની ધારાસભાઓનું બંધારણ નીચે મુજબ છે.

(૧) **બૉમ્બે લેજિસ્લેટિવ કાઉન્સિલ :** તેમાં ૨૯થી ૩૦ સભ્યો રહેશે. તેમાંથી ૨૬ ચુંટાએલા અને ૩થી ૪ સરકાર નિયુકત રહેશે.

(૨) **બૉમ્બે લેજિસ્લેટિવ ઍસેમ્બલી :** તેમાં ૧૭૫ સભ્યો રહેશે. તેમાંથી ૧૧૪ સામાન્ય પ્રજાના. ૨૯ મુસલમાન, ૭ કામદાર પક્ષના, ૧ પછાત વર્ગ, ૨ ઍંગ્લો ઇન્ડિઅન, ૩ યુરોપીઅન, ૩ દેશી ખ્રિસ્તિ, ૭ વેપારીઓ, ૨ જમીનદારો, ૧ યુનિવર્સિટિ તરફથી અને ૬ સ્ત્રી સભાસદો.

લેજીસ્લેટિવ કાઉન્સિલ કાયમની સભા છે. તેમાંથી દર ત્રણ વર્ષે ⅓ સભાસદો રદ થાય છે અને તેમની જગાએ બીજા ચુંટાય છે. એક વખત ચુંટાએલા સભાસદની ફરીથી ચુંટાયા વિના વધારેમાં વધારે મુદત ૯ વર્ષની છે. લેજીસ્લેટિવ ઍસેમ્બલીની મુદત ૫ વર્ષની છે. ૫ વર્ષની આખરે તે બરખાસ્ત થાય છે અને બધા સભાસદો ફરીથી ચુંટાય છે.

## પ્રશ્નો

૧. હિંદમાં હાલ કેટલા અને કયા ગવર્નરના પ્રાંતો છે ?

૨. ગવર્નરોની સત્તા શી શી છે ? કારોબારી સભા શું કામ કરે છે ?

## ૪. પ્રાંતોના વિભાગી વહીવટ

**કમિશ્નર**

મોટા ઇલાકા કે પ્રાંતોના ચાર કે પાંચ વિભાગ પાડી તે ઉપર અધિકારી નીમેલા છે. તેને કમિશ્નર કહે છે. આપણા ઇલાકાના ચાર વિભાગ છે: ઉત્તર, દક્ષિણ, મધ્ય અને મુંબઈ પરાં વિભાગ. કમિશ્નર વિભાગની દેખરેખ રાખે છે અને ગવર્નરને જવાબદાર રહી તેના હુકમ મુજબ વર્તે છે.

**કલેક્ટર**

વિભાગના જિલ્લા પાડ્યા છે. જિલ્લાના વડા હાકેમને કલેકટર કહે છે. તે જમીન મહેસુલ ઉઘરાવવાનું, ફોજદારી ગુન્હા પતાવવાનું તથા જિલ્લાની સુલેહ શાંતિ જાળવવાનું કામ કરે છે.

**મામલતદાર**

જિલ્લાના નાના વિભાગને તાલુકો કહે છે. તેના ઉપરીને મામલતદાર કહે છે. તે કલેકટરના હુકમ મુજબ વર્તે છે. મહેસુલ ઉઘરાવવામાં મદદ કરે છે તથા તેને મળેલા અધિકાર મુજબ ન્યાય આપવાનું કામ કરે છે. તાલુકો ઘણાં ગામો મળીને બને છે દરેક ગામના મુખ્ય આગેવાનને મુખી કે પોલીસ પટેલ કહે છે. મુખી ગામમાં થતી લૂંટફાટ, ચોરી અને સુખ શાંતિની દેખરેખ રાખે છે અને તે બાણેતમાં ઉપરી અધિકારીને મદદ કરે છે. ગામનું મહેસુલ ઉઘરાવવામાં તલાટીને પૂરતી મદદ આપે છે.

## ૫. પ્રજાકીય સંસ્થાનો યાને સ્થાનિક સ્વરાજ્ય

કેટલાંક પ્રજાકીય વહીવટનાં ખાતાં ચાલે છે- પ્રજાના પ્રતિનિધિઓથી ચાલતી સંસ્થાઓને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ કહે છે. આ સંસ્થાઓમાં ગ્રામ્ય પંચાયતો, મ્યુનિસિપાલિટિઓ અને જિલ્લા લોકલબોર્ડો મુખ્ય છે. ઉપરની સંસ્થાઓમાં થોડો ઘણો સરકારનો અંકુશ છે. તે નાણાંનો હિસાબ તપાસી શકે છે તથા અમલદારોની નીમણુંક સરકારની પરવાનગી વિના થઈ શકતી નથી.

**મ્યુનિસિપાલિટિ**

મોટાં ગામોના વહીવટ માટે ચુંટાએલાં મંડળને મ્યુનિસિપાલિટિ કહે છે. મુખ્ય અમલદાદ ચીફ ઑફિસર કહેવાય છે. તેના બધા સભ્યોના મંડળને જનરલ બોર્ડ કહે છે. તે બોર્ડ પોતાનો પ્રમુખ ચુંટી કાઢે છે. મ્યુનિસિપાલિટિઓને

પોતાની હદમાં નીચેનાં કામો ખાસ કરવા પડે છે.: (૧) રસ્તા અને ઘરોની સ્વચ્છતા. (૨) દિવાબત્તીની વ્યવસ્થા. (૩) દવાખાનાની ગોઠવણ. (૪) પાણી પુરું પાડવાની યોજના. (૫) રસ્તા દુરસ્ત કરાવવાના. (૬) વ્યવહાર માટેનાં સાધનો પુરાં પાડવાં. (૭) મડદાં દાટવા કે બાળવાની સગવડ કરી આપવી. (૮) જાજરૂ, ગટર, હોજ, તળાવ, અને બાગબગીચાની જોગવાઈ કરવી. અને (૯) શહેરનાં બાળકોને પ્રાથમિય કેળવણી આપવી.

**તેનું કામ**

ઉપરનાં કામો માટે મ્યુનિસિપાલિટિ લોકોનાં ઘર, જાજરૂ અને નળ ઉપર વેરો નાખે છે. તેમજ શહેરમાં જતા આવતા માલ પર કર નાખે છે, તથા જરૂર પડે તો સરકારની પરવાનગીથી લોનો કાઢી શકે છે.

**જિલ્લા બોર્ડો**

ઉપર મુજબ ગામડાંના લોકોના ચુંટાએલ પ્રતિનિધિઓવાળી જિલ્લા લોકલ બોર્ડો સ્થપાએલી છે. જિલ્લા બોર્ડોમાં બધા જ ચુંટાએલા સભ્યો રહેશે. તે પોતાનો પ્રમુખ ચુંટે છે. બોર્ડનાં કામો શહેરોની મ્યુનિસિપાલિટિને મળતાં જ છે. તે પોતાના ખર્ચને પહોંચી વળવા માટે જમીન મહેસુલ પર લોકલ ફંડ ઉઘરાવે છે. તથા બીજા કરો નાખે છે. સરકાર પણ તેમાં યોગ્ય ફાળો આપે છે.

**ગ્રામ્ય પંચાયત**

ઘણા પ્રાચીન સમયમાં આપણે ત્યાં ગ્રામ્ય પંચાયતો ચાલતી હતી. એથી ગામડાંઓ સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવતાં હતાં. મધ્ય યુગના તોફાની વાતાવરણમાં આ સંસ્થાઓ તૂટી. તેને રક્ષણ આપવાને બદલે કંપની સરકારે તેમનો નાશ કર્યો. પરંતુ હાલમાં બ્રિટિશ સરકારે તેમનો પુનરૂદ્ધાર કરી તેમને બંધારણસર અમલમાં આણવાનો નિર્ધાર કર્યો છે.

## પ્રશ્નો

૧. સ્થાનિક સ્વરાજ્ય એટલે શું? આપણે કઈ સંસ્થાઓ મારફતે સ્થાનિક સ્વરાજ્ય ભોગવીએ છીએ? તે સંસ્થાઓની શી ફરજ છે?

૨. આ સંસ્થાઓનો ખર્ચ શેમાંથી નભતો હશે?

૩. આ સંસ્થાઓના સભ્યો કોણ હશે? લોકો તેમને શા માટે માન આપતા હશે?

## ૬. ન્યાયખાતું

ચોરી, મારફાડ, લૂંટફાટ જેવાં કાર્યો ગુન્હા ગણાય છે અને તે કરનાર ગુન્હેગાર ગણાય છે. આવા ગુન્હેગારોને તેમના ગુન્હા બદલ કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે છે. આ જાતના ગુન્હા ફોજદારી ગુન્હા કહેવાય છે. બીજી જાતના પણ ગુન્હા થાય છે. તે હકકની તકરારોના તથા લેણદેણની તકરારોના હોય છે. આવા ગુન્હા દિવાની ગુન્હા કહેવાય છે. આ બે જુદી જુદી જાતના ગુન્હાઓની તપાસ માટે જુદી જુદી કોર્ટો છે તે નીચે મુજબ છે:

| ફોજદારી કોર્ટો. | દિવાની કોર્ટો. |
| --- | --- |
| ૧. પહેલા, બીજા અને ત્રીજા વર્ગના ઑનરરી મૅજીસ્ટ્રેટની કોર્ટો | ૧. સ્મૉલ કૉઝીઝ કોર્ટ |
| ૨. થર્ડ કલાસ મૅજીસ્ટ્રેટની કોર્ટ | ૨. મુન્સફની કોર્ટ |
| ૩. સેકન્ડ કલાસ મૅજીસ્ટ્રેટની કોર્ટ | ૩. સેકન્ડ કલાસ સબજજની કોર્ટ |
| ૪. ફર્સ્ટ કલાસ મૅજીસ્ટ્રેટની કોર્ટ | ૪. ફર્સ્ટ કલાસ સબજજની કોર્ટ |
| ૫. ડિસ્ટ્રિકટ અને સેશન્સ કોર્ટ | ૫. જિલ્લા કોર્ટ |

ઉપરની દરેક કોર્ટને તેમને આપેલી સત્તા મુજબના ગુન્હાની તપાસ કરવાનો હકક હોય છે. ફોજદારી નીચલી કોર્ટના ચુકાદા સામે ડિસ્ટ્રિકટ અને સેશન્સ કોર્ટમાં અપીલ થઈ શકે છે. અને દિવાની નીચલી કોર્ટના ચુકાદા સામે જિલ્લા કોર્ટમાં અપીલ થઈ શકે છે. આ અપીલોના ચુકાદાથી સંતોષ ન થાય તો આ બધી કોર્ટો માટે દરેક ઈલાકામાં એક એક હાઈકોર્ટ છે. તેમાં અપીલ થઇ શકે છે. હાઇકોર્ટને ઉપર બતાવેલી બધી કોર્ટો પર સત્તા છે. હાઇકોર્ટના ન્યાયાધીશોની નીમણુંક શહેનશાહ કરે છે. તેમાં એક ન્યાયાધીશને **ચીફ જસ્ટીસ** (મુખ્ય ન્યાયાધીશ) કહે છે. હાઇકોર્ટમાં આપેલા ન્યાયથી સંતોષ ન મળે તો **ફેડરલ કોર્ટ**માં અપીલ થઈ શકે છે. તેના નિર્ણય પર શહેનશાહ ઈન કાઉન્સીલને અપીલ થઈ શકે છે.

### પ્રશ્નો

૧. હાઈકોર્ટ એટલે શું? તેને શી શી સત્તા છે?
૨. અપીલના ચુકાદાની છેલ્લી કોર્ટ કઈ છે? તે કયાં છે?
૩. ફોજદારી ગુન્હા અને દિવાની ગુન્હા વચ્ચેનો તફાવત સમજાવો.

# ૭. જાહેર સલામતી ખાતાં

## લશ્કર, પોલિસ અને કેદખાનું

પરદેશી હુમલાથી હિંદનું રક્ષણ કરવા, ચોર, લૂંટારા અને સ્થાનિક બળવા સમાવવા લશ્કર અને પોલિસની યોજના કરેલી છે.

લશ્કરના મુખ્યત્વે બે ભાગ છે. (૧) નિયમિત જાથુકનું લશ્કર અને (૨) અણીના પ્રસંગે વધારાનું લશ્કર. હિંદનું જાથુકનું લશ્કર અઢી લાખ ઉપરાંતનું છે. તેમાં દેશી લશ્કરની સંખ્યા વધારે છે. પણ લશ્કરના અમલદારોમાં ગોરાઓની સંખ્યા વધારે છે. અમલદારોમાં દેશીઓની સંખ્યા વધારવા માટે હાલમાં ડહેરાડુનમાં લશ્કરી તાલીમની કૉલેજ સ્થાપી છે. અણીના પ્રસંગના લશ્કરમાં વૉલન્ટીયરો, ઇમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ અને સરહદના સૈન્યનો સમાવેશ થાય છે.

હિંદના લશ્કરમાં મુખ્યત્વે ગોરા સૈનિકો શીખ, ગુરખા, રજપુત અને મરાઠા જાતના સૈનિકો છે. લશ્કરમાં ઇ. સ. ૧૯૨૯માં પ્રાંતવાર સંખ્યા શા



| પ્રાંતો | સંખ્યા |
|---|---|
| પંજાબ | [illegible] |
| નેપાળ | ૧૯,૦૦૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧૬,૫૦૦ |
| રજપુતાના | ૭,૦૦૦ |
| મુંબઈ | ૭,૦૦૦ |
| કાશ્મિર | ૬,૫૦૦ |
| વાયવ્ય સરહદના પ્રાંતો | [illegible] |
| મદ્રાસ | ૪,૦૦૦ |
| બરમા | ૧,૦૦૦ |
| હૈદરાબાદ | ૩૦૦ |
| બલુચિસ્તાન | ૩૦૦ |
| બિહાર અને ઓરિસ્સા | ૩૦૦ |
| મધ્ય હિંદ | ૨૦૦ |
| મધ્ય પ્રાંતો | ૧૦૦ |
| મૈસુર | ૧૦૦ |
| બંગાળા | ૦ |
| આસામ | ૦ |
| કુલ | [illegible] |

પ્રમાણે હતી તે આ નીચે આપેલા નકશાથી સમજાશે. હિંદની આવકમાંથી લગભગ ૫૦ કરોડ રૂપિયા જેટલી મોટી રકમ લશ્કરી ખર્ચમાં જાય છે.

હિંદનું દરિયામાર્ગે રક્ષણ કરવા માટે બ્રિટિશ નૌકાસૈન્ય રાખેલું છે. તે બદલ હિંદ સરકાર બ્રિટનને દર વરસે અમુક રકમ આપે છે. હાલમાં હિંદી સરકારે પણ કેટલાંક નાનાં લડાયક વહાણોનો કાફલો તૈયાર કર્યો છે. તે ઉપરાંત હવાઈ વિમાનોનો કાફલો પણ લશ્કરની મદદ માટે રાખવામાં આવ્યો છે.

પોલિસના પાંચ જુદા જુદા વિભાગ છે. (૧) શહેર અને ગામડાંની પોલિસ–તે શહેર અને ગામડાંના લોકોની સલામતી જાળવવાનું અને ગુન્હા અટકાવવાનું કામ કરે છે. પ્રાંતના વડા ઇન્સ્પેક્ટર જનરલ કહે છે. તેના હાથ નીચે વિભાગ વાર ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર જનરલો, અને તેમના હાથ નીચે વિભાગ વાર ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર જનરલો, અને તેમના હાથ નીચે જિલ્લાઓમાં સુપરિન્ટેન્ડેન્ટો, ઇન્સ્પેક્ટરો અને સબ ઇન્સ્પેક્ટરો અને સબ ઇન્સ્પેક્ટરો હોય છે. (૨) રિઝર્વ પોલિસઃ તે હુલ્લડ સમયે કામ કરે છે. અગર ખાસ જરૂરિયાતના પ્રસંગે મેળાઓ, સભાઓ વગેરે પ્રસંગે તેમનો ઉપયોગ કરવામાં આવે છે. (૩) મિલિટરી પોલિસઃ વાયવ્ય સરહદના પ્રાંતો, આસામ અને બ્રહ્મદેશમાં કામ કરે છે. (૪) રેલવે પોલિસઃ રેલવેની હદમાં થતા ગુન્હાઓની તપાસ રાખે છે. (૫) છુપી પોલિસઃ આ રાજદ્વારી ગુન્હાઓ તથા ગંભીર ગુન્હાઓની છુપી તપાસ કરે છે તથા જાસુસી કામ કરે છે.

ગુન્હેગારોને શિક્ષા કર્યા પછી તેમને જેલમાં મોકલવામાં આવે છે. દરેક જિલ્લામાં એકેકી પાકી જેલ હોય છે, અને પ્રાંતમાં મુખ્ય જેલ અથવા સેન્ટ્રલ જેલ હોય છે. જેલમાં ગુન્હેગારોને સુધારવાના ઉપાયો લેવામાં આવે છે. ત્યાંના ઉદ્યોગોમાંથી જેલોનું અમુક ખર્ચ સરકાર નિભાવી શકે છે. ૧૯ વરસની નીચેના ગુન્હેગારો માટે જુદી જાતની જેલો હોય છે. તેને રેફરમેટરી કહે છે. ત્યાં ગુન્હેગારોને ભણાવવામાં આવે છે તથા હુન્નર ઉદ્યોગ શીખવી તેમનાં ચારિત્ર્ય સુધારવા તરફ લક્ષ આપવામાં આવે છે.

## પ્રશ્નો

૧. લશ્કર સંબંધી હિંદમાં શી વ્યવસ્થા છે? હિંદીઓને લશ્કરી તાલીમ આપવા શી ગોઠવણ કરવામાં આવી છે?

૨. પોલિસના પ્રકાર અને તેમની શી શી ફરજો છે?

૩. કેદખાનાંની સ્થિતિ કેવી છે? રેફરમેટરી સ્કૂલ એટલે શું?

# ૮. લોકોપયોગી ખાતાં.

**अ.** કેળવણી. **ब.** આરોગ્ય. **क.** સંકટ નિવારણ ખાતુ અને **ड.** જાહેર બાંધકામ ખાતું. બ્રિટિશ અમલ પછી પ્રજાની ઉન્નતિ માટે જે ખાતાંઓ ખોલેલાં છે તેમાં ઉપર બતાવેલાં ખાતાં મુખ્ય છે. હાલના જેવી પદ્ધતિસર કેળવણી આપવાની ગોઠવણ અગાઉના કોઈ પણ વખતે નહોતી. ઇ. સ. ૧૮૩૩માં પ્રથમ અંગ્રેજી કેળવણીનો પાયો નંખાયો. ઇ. સ. ૧૮૫૪માં વિદ્યાલયોની સ્થાપના થઈ. કેળવણીના ત્રણ મુખ્ય પ્રકાર છે (૧) પ્રાથમિક (૨) માધ્યમિક અને (૩) ઉચ્ચ. **પ્રાથમિક શાળાઓમાં** બાળકોને સ્વભાષાનું લેખન તથા વાંચન, ગણિત, ઇતિહાસ અને ભૂગોળના વિષયોનું

**કેળવણીના પ્રકાર**

સામાન્ય જ્ઞાન આપવામાં આવે છે. આ શાળાઓ મ્યુનિસિપાલિટિઓ અને લોકલબોર્ડો ચલાવે છે. સરકાર તેને યોગ્ય મદદ કરે છે. **માધ્યમિક શાળાઓમાં** અંગ્રેજી, માતૃભાષા, ગણિત, એક બીજી ભાષા, અને ઇતિહાસ તથા ભૂગોળનું સચોટ જ્ઞાન આપવામાં આવે છે. સરકાર તરફથી દરેક જિલ્લામાં એક હાઇસ્કુલ ચલાવવામાં આવે છે અને બીજી ખાનગી સંસ્થાઓને મદદ આપવામાં આવે છે, માધ્યમિક કેળવણી લેનારની સંખ્યા હવે ઘણી વધી ગઇ છે. માધ્યમિક કેળવણીને અંતે મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી ઉચ્ચ કેળવણી લેવાની સગવડ કરવામાં આવી છે. હિંદમાં આવાં ૨૦ વિશ્વવિદ્યાલયો છે. અંગ્રેજી કેળવણી લીધા પછી કેટલાક વિદ્યાર્થીઓ હુન્નર ઉદ્યોગની કેવળણી માટે પરદેશ જાય છે. કેળવણી પદ્ધતિસર અપાય તે માટે દરેક પ્રાંતમાં સરકાર કેળવણીખાતું રાખે છે અને તેનો ઉપરી ડિરેકટર ઑાવ પબ્લિક ઇન્સ્ટ્રકશન કહેવાય છે. તેના હાથ નીચે દરેક વિભાગમાં એક એજ્યુકેશનળ ઇન્સ્પેકટર છે. તે દરેક સંસ્થાના કામ સંબંધી ડિરેકટરને રીપોર્ટ કરે છે.

હિંદની સુખાકારી પરનું ધ્યાન આપવા માટે (૧) આરોગ્ય અને સુખાકારી, અને (૨) વૈદકીયખાતું રાખેલાં છે. આરોગ્ય

**સુખાકારી અને** ખાતાંના વડાને સૅનિટરી કમિશ્નર કહે છે. શહેરોની

**વૈદ્યકીય ખાતું** મ્યુનિસિપાલિટિ માટે હેલ્થ ઑફિસરો હોય છે. ફેલાએલા રોગો મટાડવા માટે વૈદ્યકીયખાતું ચાલે છે. માટે જિલ્લામાં દવાખાનાં ખોલેલાં છે. દરેક જિલ્લામાં એક મુખ્ય દવાખાનું હોય છે. તેના ઉપરીને સિવિલ સર્જન કહે છે. તાલુકાનાં મુખ્ય સ્થળે પણ નાનાં દવાખાનાં હોય છે. સ્ત્રીઓના રોગોની દવા કરવા માટે સ્ત્રી ડૉકટરો પણ રાખવામાં આવેલી હોય છે.

**દુકાળ નિવારણ ખાતું** આપણા દેશના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. ઘણી વખત કુદરતી આફતોને લીધે દુકાળ પડે છે. આ સંકટોનું નિવારણ કરવા માટે સરકાર દર વરસે અમુક રૂપિયા જુદા કાઢે છે અને તેમાંથી સંકટ નિવારણખાતું ચલાવે છે. એ નાણાં-માંથી (૧) નહેરો ખોદાવે છે. (૨) ખેડુતોને તગાવી ધીરવામાં આવે છે. (૩) દુકાળવાળા પ્રદેશોમાં તળાવો ખોદવાનું, રસ્તા બાંધવાનું કે આવાં બાંધકામ ઉઘાડી નિરુદ્યમી લોકોને મજુરીએ વળગાડી કામ આપે છે. વળી (૪) ગરીબ, લૂલાં, લંગડાને ખોરાક આપી તેમનું પોષણ કરે છે.

**બાંધકામખાતું** જાહેર બાંધકામો પર દેખરેખ રાખવા તથા પ્રજાની જરૂરિયાતો પુરતાં નવાં બાંધકામ કરવાનું કામ આ ખાતું કરે છે. તે પ્રજાની જરૂરિયાતો પૂલો, રસ્તાઓ, મકાનો, વગેરે બાંધે છે. આ ખાતાંના વડા અમલદારને એન્જિનીઅર કહે છે.

## પ્રશ્નો

૧. હિંદમાં વ્યવસ્થિત કેળવણી આપવાની કયારથી શરૂ થઈ? અત્યારે કેટલી જાતના મુખ્ય કેળવણીના પ્રકાર છે?

૨. તમારા જિલ્લામાં પ્રાથમિક કેળવણી આપવા માટે શી ગોઠવણ છે?

૩. માધ્યમિક કેળવણી એટલે શું? વિશ્વવિદ્યાલય શું કામ કરે છે?

૪. દુકાળ નીવારણ માટે શી ગોઠવણ કરેલી છે? તે વખતે કયા કયા ઉપાય લેવામાં આવે છે?

૫. સુખાકારી ખાતું શું શું કામ કરે છે? તેની શી શી ફરજો છે?

## ૯. જમીન મહેસુલ અને સરકારની આવક જાવક

**જમીન મહેસુલ**

તમે જાણો છો કે હિંદમાં જમીન મહેસુલ ત્રણ પ્રકારે ઉઘરાવાય છે: (૧) જમીનદારી પદ્ધતિ; આ પદ્ધતિ બંગાળામાં ચાલે છે. (૨) તાલુકદારી પદ્ધતિ; આ પદ્ધતિ અયોધ્યા આગ્રા અને અલાહાબાદ પ્રાંતમાં ચાલે છે. તેમાં તાલુકદારો મારફતે મહેસુલ ઉઘરાવાય છે. (૩) રૈયતવારી; એમાં રૈયત પાસેથી સીધું મહેસુલ વસુલ થાય છે. આપણે ત્યાં રૈયતવારી પદ્ધતિ ચાલે છે. તેની આંકણી દર ત્રીસ વરસે નવીન થાય છે.

સરકારી મુખ્ય આવક જમીન મહેસુલમાંથી જ છે. પ્રાંતિક સરકારે મહેસુલ ઉઘરાવીને અમુક હિસ્સો વડી સરકારને ભરે છે.

**વડી સરકારની આવક જાવક**

હિંદી સરકારની આવકમાં (૧) પ્રાંતિક સરકાર તરફથી મળતી રકમ. (૨) દેશી રાજ્યો તરફથી મળતી ખંડણી. (૩) મીઠાં પરનો કર અને અફીણની જકાત. (૪) તાર, ટપાલ અને રેલવેનો નફો. (૫) આવક વેરો. (૬) જંગલ ખાતાંની આવક. (૭) સ્ટેમ્પની આવક. (૮) ટંકશાળ અને પરદેશથી આવતા માલપરની જકાત, મુખ્ય છે. તેમાંથી ખર્ચ પણ તેટલું જ થાય છે. ખર્ચમાં (૧) લશ્કરનું ખર્ચ. (૨) શાહી અમલદારોના પગાર અને પેન્શન ફંડ. (૩) હોમ ચાર્જીસ. (૪) બાંધકામ. (૫) હુંડીઆમણ (૬) ટંકશાળ. (૭) રેલવે, તાર અને ટપાલ ખાતામાં ખર્ચ વગેરે.

**પ્રાંતિક સરકારની આવક જાવક**

એજ રીતે પ્રાંતિક સરકારની આવક અને ખર્ચ નીચે મુજબ થાય છે. આવકમાં (૧) જમીન મહેસુલ. (૨) આબકારી જકાત (૩) રેજીસ્ટ્રેશન ફી. અને (૪) સ્ટેમ્પ અને જાહેર બાંધકામ ખાતામાંથી વગેરે છે. જ્યારે ખર્ચમાં (૧) વડી સરકારનો ફાળો. (૨) બાંધકામ, કેળવણી, વૈધકીય અને જાહેર નોકરીઆતોના પગારો. (૪) ન્યાય ખાતું. (૪) દુકાળ ફંડ. (૫) પોલીસ, જેલખાતું વગેરે છે.

વડી અને પ્રાંતિક સરકારોમાં દર વરસે આવક અને જાવક રકમનાં આંકડાઓ તૈયાર કરવામાં આવે છે. તેને **અંદાજ પત્રક** કહે છે. આ બજેટ ધારાસભામાં રજુ કરવું પડે છે. જો આવક કરતાં ખર્ચ વધારે થશે એમ લાગે તો નવા કર નાંખી ખોટ પૂરી કરવામાં આવે છે. બજેટ ધારાસભામાં પસાર કરાવવું પડે તે.

**બજેટ**
**અંદાજ પત્રક**

— પ્રશ્નો —

૧. હિંદમાં જમીન મહેસુલ ઉઘરાવવાની જુદી જુદી રીતો આપો. તમે કઈ રીત પસંદ કરો છો ?

૨. વડી સરકારની આવક શામાંથી થાય છે, તથા તેને કઇ કઈ બાબતોમાં ખર્ચ કરવો પડે છે ? તેમાં કેમ ઘટાડો થઈ શકે ? તે કારણ આપી સમજાવો.

૩. પ્રાંતિક સરકારની આવક જાવક સંબંધી તમે શું જાણો છો ?

૪. અંદાજ પત્રક એટલે શું ? આવક કરતાં જાવક વધારે હોય તો તે ખોટ કેવી રીતે પૂરવામાં આવે છે ?

---

## ૧૦. દેશી રાજ્યો

હિંદમાં અંગ્રેજી મુલક સિવાય દેશનો ત્રીજો ભાગ દેશી રાજાઓના કબજામાં છે. બાખા દેશમાં નાના મોટા ૭૦૦ દેશી રાજ્યો છે. તેમાં ૮ માણસ વસે છે. આ સઘળાં રાજ્યો અંગ્રેજ સરકારની સત્તા નીચે છે. દેશી રાજાઓના બે વર્ગ છે.

(૧) અમુક મોટાં રાજ્યોમાં વાઇસરૉય તરફથી રેસિડંટ રહે છે. અને તે રાજ્યો વાઇસરૉય સાથે સંબંધ ધરાવે છે, તથા હિંદી સરકાર સાથેનું કામકાજ રેસિડંટ મારફતે થાય છે. આવાં રાજ્યોમાં નિઝામનું, મ્હૈસુરનું, વડોદરાનું, કાશ્મીરનું, ગ્વાલીઅરનું, કોલ્હાપુરનું વગેરે છે.

(૨) બાકીનાં રાજ્યોના સમૂહો બનાવીને તેમની એજન્સિઓ બનાવવામાં આવી છે. આવી એજન્સિઓ પર હિંદના વાઇસરૉયના એજંટ

ટુ ધી ગવર્નર સુનરલ હોય છે. તેઓને પણ હવે હિંદી સરકાર સાથે સીધો સંબંધ છે. પણ તેમને હિંદી સરકાર સાથેનું બધું કામકાજ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ મારફત કરવું પડે છે.

આ સઘળાં રાજ્યોને સરકાર સાથે કોલકરાર થએલા છે અને તે કોલકરાર પ્રમાણે તેઓને વર્તવું પડે છે. તેઓ સરકારની પરવાનગી સિવાય બીજાં રાજ્યો સાથે મૈત્રીના કોલકરાર કરી શકે નહિ. માહોમાંહે પણ રાજકીય સંબંધ રાખી શકે નહિ. નવાં સૈન્ય ઉભાં કરવાં, કે સૈન્ય વધારવું કે કિલ્લાઓ બાંધવા, દારુગોળો તૈયાર કરવો કે પાડોશી રાજ્યો પર ચડાઈ કરવાનું કામ કરી શકે નહિ. છતાં તેઓ પોતાનાં રાજ્યોમાં નવા કર નાખી શકે, નાણાં પાડી શકે, કાયદાઓ ઘડી શકે, બક્ષિસો આપી શકે વગેરે બાબતમાં તેમને સ્વતંત્રતા છે. જો આ રાજ્યોમાં ખાસ અંધાધુંધી ચાલે, બળવો જાગે કે ખરાબ રાજ્ય કારભાર ચાલતો હોય તો સરકાર તેમાં વચ્ચે પડી શકે. રાજાને પદભ્રષ્ટ કરવાની સત્તા તાજને છે.

**દેશી રાજ્યની સત્તા અને સરકાર સાથે સંબંધ**

દેશી રાજ્યોના રાજાઓ એકઠા મળી શકે અને પોતાના હિતના પ્રશ્નોની ચર્ચા કરી શકે તે માટે નરેંદ્રમંડળ સ્થાપવામાં આવેલું છે. આ મંડળનું કામકાજ ખાનગી રહે છે. આ કામકાજ માટે તેઓ વરસમાં એક વખત એકઠા મળે છે. હિંદનાં દેશી રાજ્યો જો ફેડરેશનમાં જોડાઈ જાય તો નવા સુધારાનો જલદી અમલ થાય.

**નરેંદ્રમંડળ**

## — પ્રશ્નો —

૧. દેશીરાજ્યોના પ્રકરણ ગણાવો. તેમાં ક્યાં ક્યાં રાજ્યોનો સમાવેશ થાયછે?
૨. દેશી રાજાઓને પોતાના રાજ્યમાં શી શી સત્તાઓ છે? તથા કઇ કઈ જાતનાં કામ તેઓ કરવા માટે સ્વતંત્ર નથી?
૩. નરેંદ્રમંડળ એટલે શું? તેથી દેશી રાજાઓને શું લાભ છે?
૪. ફેડરેશનમાં જોડાવાથી રાજાઓને શું લાભ થાય?

# શાળાંત સર્ટિફીકેટ પરીક્ષામાં પૂછાએલા પ્રશ્નો.

## સને ૧૯૩૮

૧ બૌદ્ધધર્મની સ્થાપના થતાં પહેલાં હિંદની ધાર્મિક સ્થિતિ કેવી હતી? બૌદ્ધધર્મની સ્થાપના કોણે કરી અને તેના મુખ્ય સિદ્ધાંતો શા હતા તેનો ઉલ્લેખ કરો.

અગર

પ્રાચીન હિંદનો છેલ્લો સમ્રાટ્ કોણ હતો? તેના સમયની હિંદની રાજકીય, ધાર્મિક, આર્થિક અને સામાજિક સ્થિતિનું વર્ણન કરો

૨ મહમદ ગિઝનીએ શા હેતુથી હિંદ પર સવારીઓ કરી હતી? તે હેતુમાં તેને કેટલેક અંશે સફળતા મળી તેની ચર્ચા કરો.

અગર

'અકબરના સમયમાં મોગલ સત્તા વધારે દૃઢ થઈ'—આ સૂત્રનું સમર્થન કરતી વિગતો આપો.

૩ શિવાજીની વ્યવસ્થા તેમજ લશ્કરી વ્યવસ્થાનો ઉલ્લેખ કરો.

અગર

બાલાજી બાજીરાવના સમયમાં પાણીપતનું યુદ્ધ શાં કારણોને લીધે થયું? તેમાં કોને વિજય મળ્યો અને શાથી તેની ચર્ચા કરો.

૪ માર્કિવસ વેલેસ્લીના સમયમાં કંપનીના રાજ્યનો વિસ્તાર હિંદમાં કયાં કયાં અને કેવી રીતે થયો તેનો ઉલ્લેખ કરો.

અગર

કયા ગવર્નર જનરલે શાંતિની નીતિ જાળવી સારા સુધારા કરી હિંદની પ્રજાનો પ્રેમ મેળવ્યો? તેણે કરેલા સુધારાનો ખ્યાલ આપો.

૫ પ્રાંતિક પ્રધાનમંડળની રચના કેવી રીતે થાય છે? પ્રધાનોના કાર્યપ્રદેશ અને જોખમદારી વિષે સામાન્ય ખ્યાલ આપો.

અગર

જિલ્લાનો વહીવટ કેવી રીતે થાય છે? તેમાં કલેકટર—મેજીસ્ટ્રેટનો શો હિસ્સો છે?

## સને ૧૯૩૯

૧ અશોક અને તેના વખતના શિલાલેખો વિષે જે જાણતો હો તે લખો.
હિંદુસ્તાનમાં એક પછી એક જે જુદા જુદા ધર્મોના પ્રચાર થયો તે ગણાવો. આ ધર્મોનો ઉદય અને અસ્ત થવાનાં કારણો જણાવો.

૨ મોગલ રાજાઓમાં સૌથી મોટો રાજા કોને ગણો છે તે કારણો સાથે સમજાવો.
અથવા

૩ નીચેના વિષે ટુંક નોંધ લખોઃ—
હુમાયુની ભૂલો, ખાલસા પદ્ધતિ, સિંધની જીત અને ઇલ્બર્ટ કાયદો.

૪ માર્કિવસ ઓફ હેસ્ટીંગ્સે બ્રિટિશ સત્તાને કેવી રીતે દૃઢ કરી અને તેમ કરતાં તેને કયી મુશ્કેલીઓ નડી તે ટુંકમાં જણાવો.

અથવા

હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તાની જમાવટ કયા કયા અગત્યના બનાવોને આભારી છે? આ બનાવોના પરિણામોમાંનું એકાદ પણ પરિણામ જુદી રીતે આવ્યું હોત તો હાલ શી સ્થિતિ હોત તેનું દૃશ્ય તમારી કલ્પના મુજબ આપો.

૫ સમવાયતંત્ર એટલે શું તેની શી જરૂર છે?

અથવા

પ્રાંતિક સ્વરાજ્યમાં રાજ્યવહીવટ કરવામાં આવી છે તે જણાવો.

## સને ૧૯૪૦

**નોંધ:**—સાત પ્રશ્નો પૈકી ગમે તે પાંચના જવાબ લખો

૧ ગૌતમ બુદ્ધના વિચારોની હિંદુસમાજ પર કેવા પ્રકારની અસર થઈ તે જણાવો. તે ધર્મના મુખ્ય સિદ્ધાંતો કયા હતા તે લખો.

૨ શેરશાહે શા શા સુધારા કર્યા અને એમના ઉત્તમ રાજકર્તા તરીકે કયા કયા ગુણો હતા તે સંબંધી જે જાણતા હો તે લખો.

૩ લૉર્ડ ડલહાઉસીની રાજનીતિથી ૧૮૫૭નો બળવો થયો—એ કેટલે અંશે સાચું છે તે બતાવો.

૪ નીચેનામાંથી ગમે તે ત્રણ ઉપર ટુંક નોંધ લખો:—

ઇલ્બર્ટનો કાયદો. રેગ્યુલેટીંગ એક્ટ, સ્થાયી જમાબંધી, સહાયકારી લશ્કરની યોજના, શિવાજીની અષ્ટપ્રધાન મંડળી.

૫ ૧૯૫૫ના ગવર્નમેન્ટ ઑવ ઇન્ડિઆ ઍક્ટથી પ્રાંતોના રાજ્ય વહિવટમાં જે ફેરફાર કરવામાં આવ્યા છે તે લખો; તેમજ ગવર્નરની જોખમદારી વિષે ખ્યાલ આપો.

૬ મરાઠાઓની પડતીનાં કારણ આપો. જો મરાઠાઓ ઇ. સ. ૧૭૬૧ના પાણીપતના યુદ્ધમાં જિત્યા હોત તો તેનું શું પરિણામ આવત તે કારણ સાથે જણાવો.

૭ નીચે પૈકી ગમે તે ત્રણનું જીવનવૃતાંત ટુંકમાં લખો.
શંકરાચાર્ય, ચાંદબીબી, રાજા રામમોહનરાય, ગુરુ નાનક, અશોક, સુલ્તાન રઝીઆ.

## સને ૧૯૪૧

**નોંધ:**—ગમે તે પાંચ સવાલના જવાબ લખો.

૧ આર્યોમાં વર્ણવ્યવસ્થા ક્યારથી ઉત્પન્ન થઈ? દરેક વર્ણના ધર્મનો ખ્યાલ આપી પરસ્પર સંબંધ કેવી રીતે યોજાયો હતો. તેનો ઉલ્લેખ કરો.

અગર

પ્રાચીન યુગના છેલ્લા સમ્રાટ્ની ધાર્મિક, સામાજિક, સાહિત્યિક અને રાજકીય પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરો.

૨ મોગલ સમ્રાટોમાં હિંદુ-મુસ્લીમ એકતા વધારવામાં કોણે અગત્યનો ભાગ લીધો હતો અને કેવી રીતે તે સમજાવો.

અગર

'ઔરંગઝેબે મોગલ સલ્તનતની પડતીનાં બીજ રોપ્યાં'—આ સૂત્રનું સમર્થન કરો.

૩ મરાઠા સંઘની ઉત્પતિ કયા સંજોગોમાં થઈ? તેણે મરાઠા સત્તા કેવી રીતે અને કેટલે સુધી વધારી? તેની સત્તા તોડવામાં કોણે અગત્યનો ભાગ લીધો હતો.

૪ બેન્ટિક અને ડલહાઉસીના સુધારાની તુલના કરો અને તમે કોને અગત્યનું સ્થાન આપશો તે જણાવો.

૫ ૧૯૩૫ના કાયદામાં પ્રાંતોમાં ધરા ઘડવા માટે કયી યોજના ઘડવામાં આવી છે તેનો ખ્યાલ આપો. ધારાસભાઓ નાણાં, કાયદા અને વ્યવસ્થાની બાબતમાં કેટલે સુધી સત્તા ધરાવે છે તેનો ઉલ્લેખ કરો.

અગર

મ્યુનિસિપાલિટિ અગર ડિસ્ટ્રિકટ લોકલબોર્ડની રચના, સત્તા અને ફરજોનો ખ્યાલ આપો.

૬ નીચેના ઉપર અગત્યની નોંધ લખોઃ—

વિક્રમાદિત્ય, ઘોરીની સવારીઓનો હેતુ, પિટનું બિલ, રાણીનો ઢંઢેરો, ગ્રામ્યપંચાયત.

